# દુનિયાં કે દોજખ?

( એક પારસી સંસારી વાર્તા. )

લખનારઃ-કવિ દાદી એ. તારાપોરવાળા.

પ્રગટ કરનાર, મી૦ દીનશા એ. કરકરયા, તે ઢોંગ-સોંગ ચોપાન્યાના માલેક અને અધિપતી. ઢોંગ-સોંગ વારતામાળા નંબર વન, ટુ, અને થ્રી, વિસ લાખનો વારસો, લફંગો લવજી, સમરકંદનો શાહજાદો, ઓરત, જીવપર જોરાવરી, ભાઇ કે કસાઇ, બઠી ચપકો, પીકચરો સાથની પાક ખોરદેહ અવસ્તા, મુશકીલ આશાન, હકદારનો હક, બાજઘરણુંનાં અવસ્તા, એક પથ્થરના પ્રતાપ, વિગેરેના પ્રગટ કર્તા.




આ પુસ્તક કવિ મી૦ દાદી. એ. તારાપોરવાલાએ લખ્યું છે, અને મી. દીનશાહ એદલજી કરકરયાએ મુંબઈ ગ્રાંટરોડ ત્રીભોવનદાસ બીલ્ડીંગ-માણેક પ્રિન્ટીંગ પ્રેસમાંથી પ્રગટ કીધું છે, તેમજ આ પુસ્તક પરેલ, લાલબાગ નં૦ ૧૪૧ કેપ્ટન પ્રિન્ટીંગ વર્કસમાં મી. મેહેરજી બેરામજી મીઠાઇવાલાએ છાપ્યું છે.

(૧૯૧૮.)

# પ્રસ્તાવના.

ગુજરાતી સાહિત્યના મેદાનમાં વારતા લખનારાઓની સંખ્યામા છેલ્લા દોઢ દાએકા દરમિયાંન કાંઇકિ વધારો થયેલો જોવામાં આવે છે. નવાં નવા લેખકો પોતાની કલમબાજી ચલાવવા લાગ્યા છે. તેમની કોશેશ કેટલી ફત્તેહમંદ નિવડી છે, તે તપાસવાનું કામ આપણે માથે લઇશું નહિ, કેમકે એવી કલમથી લખાતી કથાઓની કિમત અને કદર વાંચકોજ ફકત કરી શકે. આજના વખતમાં હવે વારતાઓ તેમજ વારતા લખનારાઓનો આગલા જેવો દુકાલ જણાતો નથી, પણ વારતાઓને નામે જે કંગાલ કચરો, આખાં વરશની આખેરી એ સરવાયું કાહાડતાં સાહિત્યને ગળે ઠોકાય છે, તેમાં નમુનેદાર અને દિલચશ્પ વારતાઓ કેટલી હોય છે? એ એક અગતયનો સવાલ ઉભો થાય છે. શું એ અગતયનો સવાલ નથી? આપણ સાદી સમજને આધારે તલાશ કરશું, તો જણાશે, કે સારા અને અનુભવી કલમકસો કરતા, બિનઅનુભવી કલમકસોનું પ્રબળ ગુજરાતીમાં આજકાલ વધી ગયેલું લાગે છે. સારા એટલે જુના અને અનુભવી લેખકો, અને બિન અનુભવી એટલે નવા યાને કાચા કલમકસો, એવો અર્થ આપણે કરી શકીયે. આ બે વર્ગમાં લખનારાઓ વેંહચાઇ ગયાથી સાહિત્યના હિમાયતીઓ બારીક નજરે જોતાં જે ચાલુ ફરીયાદ કરે છે, તે એ, કે નવલ કથાના સાહિત્યમાં સંગીન સુધારો વધારો થતો નથી. આજે ઉધરતા જવાનો ગ્રંથકારમાં લેખાય છે. એવાઓને ગ્રંથકારમાં ખપવાની ઉલટ તો બેશક ઘણી હોય છે, અને તેમની તેવી ઉલટ બેશક સ્તુતી પાત્ર ગણીશું, પણ તેઓએ રચેલાં ગ્રંથોનું તોલ સમજુ

સજ્જનો કેવું કરે છે, તેનો અનુભવ મેલવવા જેટલી તેઓ સેહજબી કાળજી કરતા હોય, એમ લાગતું નથી.

આજે 'નોવેલિસ્ટ'નો દુકાલ નથી. ઈંગ્રેજી વારતાના પુસ્તકો વાંચી તેને હિંન્દુ, મુસલમાની કે પારસી સંસારને લાગુ પાડવાની હાંસી કરવા જોગ કોશેશ જ્યારે કેટલીક વાર થતી માલમ પડે છે, ત્યારેજ એવા લેખકોની શક્તિનું માપ થઇ શકે છે. એવા લેખકો કરતાં ઇંગ્રેજી વારતાના સાદા અને સરળ તરજુમા આપણુ વધારે પસંદ કરીશું. અફ્સોસ જેવું તો એ છે, કે સામાન્ય લેખકોના લખાણો ઉપર સ્વતંત્ર નુકતેચિની જે રીતે જાહેર છાપામાં થવી જોઇયે, તેવી રીતે થતી નથી. તેવી સ્વતંત્ર અને અપક્ષપાત નુકતેચિની કરનાર નુકતેચિન આજે ઝાજા જડતા નથી. જેઓના હાથમાં એવાં સાંધણો હોય છે, તેઓ પોતાની મરજીના રાજા હોય છે. વળી કેટલાક કેહવાતા નુકતેચિનીઓ, એકાદ લખનાર સાથ અગરજો પોતાનો કાંઇક આગલો પાછલો હિસાબ ચુકવવાનો રહી ગયો હોય છે, તો એ બાહાને તે ચુકતે કરી આપવાની, અને જો લાગ ફાવે તો થોડીક ગાળો ભાંડવાની તક તેઓ જતી મુકતા નથી. એ દુર્ભાગ્ય સાહિત્યના નહિ, પણ સાહિત્યના એવા સેવકોના સમજવાં જેવું જણાય છે. ના, એટલુંજ નહિ, પણ એ દુર્ભાગ્ય, એવા નુકતેચિનીઓની સમજ શકિતના પણ સમજવાં.

પણ એમ લખી હું ખરા નુકતેચિનીઓને ગેરઇનસાફ કરવા માંગતો નથી. ખરા અપક્ષપાત નુકચિનીઓની અતી નાહની સંખ્યાને બાદ કરવા છતાં, આ ફરીયાદ જેવી ને તેવીજ ઉભી રેહ છે.

આ 'દુનિયા કે દોજખ'ની વારતા, મરહુમ લેખક હાદી એદલજી તારપોરવાલાની કલંમથી લખાયલી છે. મરહુમની કલમ

બાજી કેવી રસીલી હતી, તે વાંચક વર્ગથી અજાણી નથી. જે લેખકે અનેક વારતાઓ લખેલી, અને જે લેખકે ગુજરાતી આલમમા એક કવી તરીકે નામના મેલવેલી, તેવા એક લેખકે પોતાની જીંદગી દરમિયાન લખેલી વારતા તેના અકાલ મરણ પછી, એક સુંદર પુસ્તક આકારે વારતા વાંચનાર વર્ગ સમક્ષ રજુ કરવાની જે હિમત, પારસી મૅકમિલન મી૦ કરકરયાએ કરી છે, તે બેશક આજના જેવા કાગજના ચાલી રેહલા દુકાલ પ્રસંગે આપણી વખાણને પાત્ર છે. મી૦ કરકરયાએ અત્યાર આગમચ આપણાં મુંબઈ શેહરમાં, એક 'મેકમિલન'ની ગરજ પુરી પાડી છે, કેમકે એ ભાઇએ આજ સુધીમાં ઘણાક જાણીતા લેખકોના પુસ્તકો, ઘણીજ સુંદર અને સફાઇદાર છપાઇ, અને બાંઇન્ડીંગમાં પ્રગટ કરી એક હાથ ઉપર જેમ વાંચક વર્ગની, તેમજ બીજા હાથ ઉપર સાહિત્યની સેવા અચુક બજાવી છે, એમ કેહવામાં જરા એ સરાહગાત હું કરતો નથી.

મરહુમ દાદીની 'દુનિયા કે દોજખ' માટે દીબાચો લખવાની ક્સ્સી જરૂર નથી. ખરૂ જોતાં કાંહાંણી કિસ્સાની કિતાબ માટે દીબાચાની જરૂર હોતીજ નથી. તોપણ કવી દાદીની આ વારતા ખરેખર વાંચક વરગનું ધ્યાંન ખેંચે એવી છે, એમ કેહવાની હું વગર આનાકાનીએ હિમત કરૂં છું. એ વારતા દુનયવી સંસારનું એક ચિત્ર છે, અને જેની રીતે તે ચિત્ર ચિતારવામાં આવ્યું છે, તે જોતાં તે કાંઇજ નહિ, પણ એ અનુભવી લેખકની કલમબાજીનો કાંઇક ખિયાલ વાંચનારને આપે છે. એમાં સાચી તેમજ હરાંમ પ્રીતનો, તેમજ વફાઇ વિરૂધ બેવફાઇનો જે ચિતાર મરહુમે ચિતારયો છે, તે બેશક વાંચકનું ધિયાન આકર્ષી લે એવી રીતે લખાયો છે.

ખતમ કરવા આગમજ કેહવા વગર ચાલતુ નથી, કે

મરહુમે ચિતારેલું પારસી સંસારનું આ ચિત્ર જોકે એક વારતા છે, છતાં તે દોષ રહીત તો નથીજ. એમાં કેટલેક ઠેકાંણે બનતા બનાવો ઘણાક અસંભવિત અને પારસી સંસારને અનુસરતા હોય, એમ આ અદના લખનારને લાગતું નથી. છતાં, એકંદરે આખી વારતા વાંચવા લાયેક થઈ પડે છે, અને સંસારી કમનસીબીના ચક્કરમા કચડાયલાંઓને મનથી આ દુનિયા કેવી રીતે, અને કયારે એક દોજખ સમાન અકારી થઇ પડે છે, તેનો કાંઇક ખયાલ રજુ કરે છે. આ પુસ્તક છપાઇ ગયેલી મરહુમની વારતાનુ એક બિજ-ભવ રૂપ છે. અગરજો મરહુમ લેખક આજે જીવતા હોત, તો પોતાની આ વારતામાં સમાયલી ખાંમીઓને તે જરૂર દુર કરી, તેને ચાલુ જમાનાને અનુસરતી બનાવી શકત. પણ અફસોસ, કે પોતાના લેખનું આ નવું રૂપ જોવા તેઓ જીવ્યા નથી. તોપણ તેથી આ વારતાની ઝમક ઓછી થતી નથી, એ ખુશી થવા જોગ છે.

મરહુમ દાદીએ જેવી રીતે આ સંસારી ચિતાર કાગજના સફાઓ ઉપર ચિતારયો છે, તેવીજ ફતેહમંદ રીતે બાઇ દીનશાહ કરકરીઆએ તેને ફાંકડી રીતે છાપી પ્રગટ કરી, એક પ્રગટ કરનાર તરીકે વાંચક વર્ગ, તેમજ વારતાના સાહિત્યનો ફેલાવો કરવાના કામમાં હિસ્સો આપી જે સેવા બજાવી છે, તે બેશક સ્તુતી પાત્ર કોશેશ છે, અને તેમાં દીન જતે એ બાઇ વધારે ફતેહમંદ નિવડે, એવું દરેક સાહિત્યના શોખીનનું ચાહવું છે. એવા સાહસિક પ્રગટ કરનારાઓની બેશક ઘણીજ ખુટ છે, અને તે ખુટ આજકાલ આપણા બે મિત્રો બાઇ માણેકશાહ કરાણી સન્સ, અને મી૦ કરકરયા કાંઇક દરજજે પુરી પાડતા જણાયા છે.

લા૦

**દી. એન. પટેલ.**

# હમારૂં સતરમું વાલ્યુમ.

"દુન્યા કે દોજખ" નામનું પુસ્તક આ હમારૂં ૧૭ મું વૉલ્યુમ છે. મરહુમ કવિ દાદી એ. તારાપોરવાલાનાં મુબારક હાથે આ વાર્તા લખાઇ હતી અને તે આજે નવા આકારમાં વાંચનાર સનમુખ રજુ થાય છે. હમારૂં 'સીલેકશન' હમુને ગમે, તે કરતાં જો વાંચનારની પસંદગી તે ઉપર ઉતરે તો હમોએ કીધેલી મેહનત બરાબર છે એમ હમો જાણી શકયે. પુસ્તકો 'પબ્લીશ' કરવાનું કામ હમોએ માથે ઉઠાવ્યું છે ત્યારથી હમો વાર્તાના 'સીલેકશન' ઉપર બહુ બારીક નજર રાખ્યે છીએ. કારણ, ઘણા મોટા ખરચો કરી આ વાર્તા 'પબ્લીશ' કરવામાં આવે છે અને વાંચનારની દીલસોઝી તે તરફ ન ખેંચાય તો હમારી મેહનત કીધેલી બધી ફોકટ જાય. વાર્તાના લખનારાઓ તો આજે ડગલે ને પગલે મળે છે પણ સારા લેખકોનો ખરેખરો દુકાળ છે. ઘણા લેખકો હમારી ઉપર તકાજો કરે છે કે હમુને તમો કાંય નહીં ચાન્સ આપતા? જ્યારે હમારી મુશ્કેલી તેઓને સમજાવવામાં આવે છે ત્યારે તેઓ સારી રીતે સમજે છે કે એમાં હમારો કશુર નથી પણ સઘળો આધાર હમારાં વાંચનારાંઓનાં ઉંચા તેષ્ટ ઉપરજ રહેલો છે. જ્યારે એમજ છે ત્યારે હમુને પણ જેમ ડાકટરો નાર તપાસી દવા આપે છે તેમ સરસ વાર્તા લખનારાઓની નાર તપાસી મોટાં દામો આપી વાર્તાઓ લેવામાં આવે છે. આ હમારાં 'સીલેકશન'નું પરીણામ અત્યાર આગમચનું વાંચનારાંઓને ઘણું જાણીતું છે.

દીબાચો લખવાની મેહરબાની આપણા જાણીતા અને

કામેલ મી૦ ડી. એન. પટેલે કરી છે. એવનના દીબાચામાં લખાયલી બાબદો ઘણી વીચારવાજોગ છે. એવનનાં કામો 'સાહીત્ય' ને જેબ આપે તેવાં છે. એવન એક સરસ લેખક ઉપરાંત કવિની જગ્યા પણ રોકે છે. શાહનામાનાં વાંચનો એવનનાં ઘણાં વખણાય છે અને તેવા લોકો એવનને "શાહનામા વાલા ધનજીશાહ પટેલ" સીવાય કોઇ ઓળખતું નથી. એવા એક માન પામેલા લેખકે આ ચોપડીનો દીબાચો લખ્યો છે તેથી હમારાં અને મરહુમ કવી દાદી તારાપોરવાલાના કામની પ્રતીષ્ઠામાં હમો જેવો તેવો વધારો થયલો જોતા નથી.

આ ચોપડીને અર્પણ કરવાનું માન, કરાંચીવાસી ખાન બાહદુર શેઠ ફ્રરાંમરોજ ઇ. પંથકીને આપવામાં આવ્યું છે. એવન જેવા મોભાદાર ગ્રહસ્થને આ ચોપડી અર્પણ કરતાં હમો ખરાં મને ખુશી છઇયે. એવનની લાયકાતનાં વખાણ અર્પણ પત્રીકામાં થોડાંક સમાવવામાં આવ્યાં છે જે ઉપરથી વાંચનાર જોઇ શકશે કે ખાનબાહદુર શેઠ ફ્રરાંમરોજ પંથકી પારસી કોમનાં એક ઘણા માન પામેલા અને નામીચા શેઠયા છે એવા આપણી કોમનાં નામીચા શેઠયાને આ ચોપડી અર્પણ થઇ છે તેથી હમો ઘણાં ખુશી થયા છૈયે. અને દુવા કર્યે છીએ કે આપણી કોમમાં એવા ફ્રરાંમરોજ સેંકડો પેદા પડે.

છેવટે હમારા સઘળા માનવંત અને દીલસોઝ મીત્રો કે જેઓએ આ સાહીત્યનાં હમારા કામને કીમતી મદદ કરી છે તે સર્વે ભાઇઓનો આ ટકે ખાસ આભાર માનવાની હમારી ફ્રરજ શમજયે છીએ.

માણેક પ્રીંટીંગ પ્રેસ,
ગ્રાંટરોડ, મુંબઇ.
તા૦ ૧ લી જાનેવારી ૧૯૧૮.

લા૦ દુવાગીર સેવક,

**દીનશા એ. કરકરયા.**



કરાંચીનાં જાણીતા અને આગેવાન શેહરી,

**ખાનબાહદુર શેઠ, ફરાંમરોજ ઇ. પંથકી.**

# અર્પણ પત્રીકા.

સાકી જલદી લાવજે શરાબએ અંગુર,
ગુલશનમાં તઉસીફનાં રહુ સદા ચકચુર.

યાદ કરી યઝદાંનની કલમ ઉઠાવું આજ,
ધરૂ સફે કાગઝ ઉપર ગોંહર જોંહરી કાજ.

સુભાએગ સદજંણુ ગુની દીલ દર્યા દીલસોઝ,
ખાંન બાહાદુર ખએરખ્વાહા ફરરોખ ફરાંમરોઝ.

અઢારસો ને ઓગણપચાસ હતો જુલાઇ માસ,
જન્મ ધરી આં જગતમાં નાંમ કીધું ચોપાસ.

દત્ત પુત્તર કાકા તણાં બની તમો ગુનવાંન,
આવ્યા ઊંમર સાતથી "કરાંચી" ને દરમ્યાંન.

અઢારસો અડસેઠથી રગડાયા અહોનીસ,
કરંનસી ખાતામાં લીધી ગવરમેંટ સરવીસ.

ચાલાકીથી ચાકરી કીધી થઈ દીલશાદ,
ને રેવન્યું ખાતાંમાં જોડાયા તે બાદ.

શેહેર કરાંચીમાં અને ઠાંમે ઠાંમ નીર્ધાર,
નાંમ કીધું સરનાંમ અતી પદવી લઇ મુખત્યાર.

અઢારસો સત્તાંનુંમાં ફરાંમરોઝ શાબાસ,
સીટી ડેપ્યુટી તમે થયા કલેકટર ખાસ.

દુષ્ટ કોલેરા કારમોં ને મરકીને વખ્ત,
શેવા કીધી સરકારની ને સરવેની સખ્ત.

જેથી હીંદુ ઇંગ્રેજો મળી સાથ ગુનવાંન,
ગવરમેંટના બાગમાં દીધું તમને માન.

કેનાંલ નસરત પર ઝમીન એકર એક હઝાર,
જાગીર સરકારે દીધી ઈનાંમમાં નિર્ધાર.

શેહેર સુધરાઈના તમે સાચા સલ્લાહકાર,
વાઇસ પ્રેસીડંટબી હતા પેહેલ્લા હીંદી યાર.

મેજીસ્ત્રેટ ને કલેકટર રેવન્યું ઑફીસર,
બની, બજાવી નોંકરી ધન સદગુની નર.

પારસી અંજુમન તણાં પ્રમુંખ આગેવાન,
બની, દીપાવ્યું જગ્તમાં પંથકીનું ખાંન્દાન.

ડાયમંડ જુબીલી ફંડનાં ત્રસ્ટી પણ કેહવાય,
ધંન પીતા ધંન માતને સપુત જેનો આંય.

લોર્ડ સીદનહેમ કલાર્કની લેવી ને દરમ્યાંન,
પ્રાયવેટ ઍંત્રીનું દીધું યંગાસ્એંડે માંન.

હીંદમાં કુલ સ્કોટીસ જુઓ ફ્રીમેશનરીને થામ,
એકજ ગ્રાંડમાસ્તર તણું કરી રહયા છે કામ.

પદવી મોટી પાંમીઓ ગ્રાંડ લૉડજ દરમ્યાન,
તારીફ આજે શું કરૂ મુંખમાં એક ઝબાન.

પ્રાંણીનું દુઃખ ટાળતી છે મંડળી વિશાલ,
હતા જેના સેક્રેટરી ફરાંમરોઝ ત્રીસ સાલ.

સુઆકીંમ અફગાંનની ઍક્ષપેડીશંન કાજ,
સાહીત્યો ને જાંનવરો દીધાં રાખી દાજ.

મોહોટી પોસ્ટ કલેકટરી લેવા ભાયેગવાંન,
પેહેલ્લાજ પારસી તમ હતા ફરાંમરોઝ ગુનવાંન.

સીંધના સેસંન જડજ થયા બીકટ કીધું કામ,
સઉ જંણુને સંતોશીઆ ધંન ધંન જેની હામ.

શેવા દઈ સરકારને પુરાં છત્રીસ સાલ,
ઓગણીસસો ને ચારથી થયા રીટાયર હાલ.

ઓગણીસસો છ સાલમાં પ્રીન્સ અને પ્રીન્સેસ,
આવ્યાં હીંદુસ્થાંનમાં કૃપા કરી વીષેસ.

રૂબરૂ તેઓની જવા મળ્યું તમને માંન,
થયો ન થાશે કોઈ એવો શેહેરી સીંધ દરમ્યાંન.

ધૅર મૅજેસ્ટીએ જુઓ આપ્યો ફોટોગ્રાફ,
માંન પાંનથી નવાઝેઆ દઈને હક ઇન્સાફ.

સ્ટેંપ પુરાંણાં સીંધનાં જેની એક આલબમ,
દીધી પાંચમાં જયોર્જને ધન્ય દીલે હાતમ.

એવાં એવાં ભલભલાં કીધાં જગમાં કામ,
અંમર રેહજો વિશ્વમાં ફરાંમરોઝ સરનામ.

તનથી મનથી દ્રવ્યથી રેહેજો સદા ખુશાલ,
વાંકો એકબી ના થતો નાંહતાં તાહારો બાલ.

ઝનથી ફરઝંદથી સદા રહો આનંદ તમામ,
આંદેલ નઓશેરવાંન સમ અંમર રેહેજો નામ.

એવો નર સદગુણ ભર્યો ગ્નાંની ને ગુનવાન,
પરદુઃખ ભંનજન છે પુરો વિરળો ને વિદવાન.

કુલ જેની શેવા બદલ મુંજથી કંઈ નાં થાય,
માન સહીત અર્પણ કરૂં અદનાં પુસ્તક આય.

દુવાગીર સેવક,
**દીનશા એ. કરકરયા.**



ફરામરોજ એન્ડ સન્સ

પ્રમાણીક ધંધાદારીનો
પ્રમાણીક ઉદયોગ.

ઉંચા દીઝાઇનનું ફરનીચર
બનાવવું હોય તો મળો
ગોવાળીયા તલાવપર
ફરાંમરોજ એન્ડ સન્સને
આ ફર્મમાં કુશળ કારીગ
રોની ખાસ દેખરેખ હેઠળ
લગનનું—ઓફીસનું—તથા
ઘર સંસારના સાધારણ
ખપનું "ફરનીચર" બને છે.
હમો મીશન સ્કુલો, હોસપી
ટાલો, તેમજ બીજાં ધર્મ
ખાતાંનો ચાલુ ઓરડર
હમો પુરો પાડીયે છીયે.
ગમે એવા "ઉતાવલા
ઓરડર" ઘણી ઝડપથી
પુરા કરીયે છીયે, કારણ—

હમારા કામ
ની—
"સરટીફીકેટ"
તે—
હમારી વરષો
થયા "ટીકતી
આંટ" ઉપર
થી—
મલી આવે છે.

ગોવાલ્યા તળાવ
મુંબઇ.

હમો "ઓઇલ એનજીનથી ચાલતી મશીનરીથી"
કામ કર્યે છીયે. એક નાના ઓરડરની સુભ પહેલ
કરશો, તો હમારી "ઉંચ પ્રકારની કામ કરવાની"
રીત સહેલાઇથી સાબેત થશે.

બાનુઓ તમારે માટેજ આ
બધો ઘરનો સંગાર છે
જેમાં સાડીઓ
ઉચી રાખવા
માટે
સરશ

## સાડીની ચીપો અને ખુંટી.

જેવી
સગવડ
વાલી ચીજો
બીજી કોઇ નથી
પૈસા એ સગવડ છે
અને સગવડ એ મો
ટાંમાં મોટું સુખ છે.
દરેક આદમીઓએ પોતાના ફાયદા
માટે સુખ મેળવવું જોઇએ અને
જો પેહલું સુખ માંગતા હોય તો તે
તમારા ચુલા છે, જે ચુલા બોસ સ્ટોવને
નામે જાણીતા છે અને તે—

## એલ રાય સંપત.

શોરૂમ ન્યુ કવીનસ રોડ—ઓપ્રીસ એપોલો સ્ટ્રીટ.

મધે જોઇ શકાય છે. આ ચુલાઓની સગવડ જોવાનું કામ—મેહરબાન બાનુંઓનું છે અને તેઓને હમારા કવીન્સ રોડપર આવેલા શો રૂમમાં પધારી ખાત્રી કરી લેવાની છે કે જયાથી પીતલનાં પલંગો અને અપ-ટુ-ડેટ બચ્ચાંઓ માટે પાળણાંનો મોટો સ્ટોક જોવાને ખુલ્લો મુકેલો છે.

મુંબઈમાં મોટી વીખ્યાતી પામેલા જાણીતા

## માણેકીઆ બ્રધર્સનું કામ.

ગાંધી તો ઘણાંબી છે પણ માણેકીઆ બ્રધર્સને ત્યાં જે ચીજો ચોખ્ખીને સફાઇવાળી




મળે છે તેવી તમારે જોઇએ તો આખાં મુંબઈ માં દોડશો તો મળવાની નથી. મોઢાં જોઇને ટીલાં કરવાવાલા હમો નથીજી. વશાનાનો સામાન જોતાં સાથે વિશ્વાસ બેસી નહીં જાય તો માણેકીઆ કામના શું? આખી મુંબઇનાં ઘરાકો કાંય હમારે ત્યાંજ દોડી આવે? કાંય મુંબઇમાં બીજા ગાંધીઓ નથી શું? હારેજી— ગાંધીઓ તો ઘણાંબી છે પણ માણેકીઆનાં જેવા તો નહીંજ તો! એક ફકત એક વખત પોસ્ટ કાર્ડ ચીરા બજારને સરનામે લખીને જોઇતો માલ મંગાવો ને પછી ખાત્રી કરો.

# ગાંધી માણેકીઆ બ્રધર્સ.

હીરાના
જાણીતા વેપારી
અને
ઝવેરીઓ.

# સુરજમલ લલ્લુભાઈની કુંપની.

૨૨૫

કાલબાદેવી રોડ

મુંબઇ.

ડા૦ વામન ગોપાળનો જગ પ્રસીદ્ધ આયોડાઇઝડ સાર્સા પરિલા દરેક ગરમીનાં દરદો માટે ઉતમ જણાયલો છે આ

**જાણીતો સાર્સા પરિલો.**

ફ્કત ૪ બાટલીઓ ઉપયોગમાં લેવા ખાસ ભલામન છે. ☞ ગમે એવાં દરદો ઉપર એક રામબાન દવા તરીકે આ સાર્સા પરીલા ઘણી અજમાયશ પુરવક તઇયાર કીધેલો છે. ચામડીનાં બીકટ દરદો જે જડ ઘાલી બેઠાં હોય તેઓ માટે એના જેવી બીજી અકસીર દવા બીજી કોઇ જોશો નહીં. સેંકડો સરટીફીકેટો ઉપરાંત સુના રૂપાંનાં ચાંદો મેળવવા ફ્તેહમંદ નીવડેલું આ સાર્સાપરિલા સર્વેને જગપ્રસિદ્ધ છે એની સીફારસ વધુ ન કરતાં ફ્કત એકજ બાટલીનો ઉપ્યોગ કરી ખાત્રી કરો.

દેશાવરનાં ઘરાકોને માલ વી. પી. થી મોકલવામાં આવશે.

૪ બાટલીની કીંમત રૂ. ૪ા.

મલવાનું ઠેકાણું—

ઠાકોરદ્વાર—મુંબઈ.

---

# ગૌતમરાવ કેસવ અને સન.

# ડા૦ દુબલનાં જાણીતાં ઔષધો.

અમારી દવાનો ચમત્કાર ૨૪ કલાકમાં
માલુમ પડી આવે છે.

હરસ, મસા, ભગંદર, કંથમાળા, સારણગાંઠ, સંગ્રહણી તથા અતીશારનો રામ બાણ ઉપાય. હરશ મશામાંથી જતું લોહી, થતી પીડા દશ મીનીટમાં બંધ કરી દરદને સારૂં કરે છે. હજારો સરટીફીકેટ મળેલાં છે.

ખાસ સ્ત્રીઓ માટે— નાઇટ પીલ્સ.

ચહેરાપર થતા ખીલ, પડતા ડાઘ માટે ચમતકારીક દવા ઓ—કીં૦ રૂા. ૧૫.
બીજો નંબર રૂા. ૧૦.

**બાલ કદી ન ઉગે એવી દવા.**

પેહલો નાં૦ રૂા. ૧૦.
બીજો નાં૦ રૂા. ૬.
સેમપલ તોલા બેના રૂા. ૫.
વી. પી. થી મોકલવામાં આવશે નહી.

આ દવાનો ચમતકાર ફક્ત ૦ાા કલાકમાં જણાઇ આવે છે. શ્રીમંતો અને અમીરો માટે—

આ દવા અજબ ગુણકારી છે.
૧ ગોળીનાં નાં૦ ૧ લાના રૂા. ૩.
૧ ગોળીનાં નાં૦ ૨ જાના રૂા. ૨.

મળવાનો ટાઇમ—
સહવારે ૮ થી ૧૦ાા (સ. ટા.)

મલો અથવા લખો—ગીરગામ ટ્રામ ટરમીનસ મુંબઇ.

૧૦ વરસના જુના અને જાણીતા
સોનાં, ચાંદી અને ઝવેરાતનાં
દાગીનાંના વેપારી.

# નરોતમદાસ ભાઉ
# ઝવેરી.

અમારે ત્યાં હરેક કોમને લાયક મનપસંદ
દાગીના મોટા જથ્થામાં તઈયાર રહે છે.




બાહેરગામનાં ઓરડરો વી. પી. થી મોકલ્યે છીએ.

ટેલીફોન નંબર ૫૬૫. મુંબઈ નંબર ૨.

# દુનિયાં કે દોજખ?



## પ્રકરણ ૧ લું.

### એક બાળકની બંદગી.

"માયધી, આએ તાતાતીવો તોનનો તે?" ચાર વરસના એક ન્હાનાં તોતડાં પારસી બાળકે પોતાની જવાન વિધવા માવતરને સવાલ કીધો.

"એ આપણો છે, દીકરા."

"એ તમે તાંતી લાયાં?" તે બાળક માને ગળે વળગી પ્યારથી પુછવા પડયું.

તે જવાન માતાની આંખમાંથી આ સવાલ થતાંવાર મોટી જેવું એક આંજુ તેણીનાં ગોરા ગાલપર સરી પડયું. વગર શક તે એક દુ:ખભરી યાદ હતી.

"એ કાકાટૌવો તારા મરનાર પપ્પા લાવ્યા હતા, દીકરા." તેણીએ જેમ તેમ જવાબ આપ્યો. "લે, આએ પેર આપુંછ તે તેને મુક, ને આજે તમે હજુર 'બંદગી' ભણ્યા નથી તે જલદીથી ભણી લેવો, બેટા!"

"તમે હમણાં તું બોલ્યાં? આએ તાતાતીવો પપ્પા લાયા'તા! પપ્પા એટલે તું, મમ્મા?"

ગરીબ બીચારૂં નિર્દોષ બચ્ચું? "પપ્પા શું?" તે પણ તે બાપડું જાણતું ન હતું! તે નાદાન ભુલકું જ્યારે નિર્દોષીથી આ

સવાલ પુછતું હતું, ત્યારે તેની માવતરની છાતીમાં તે વ્હાલી યાદથી છાગરા ઉઠતા હતા !

"ઓ દીકરા ! તું મને એવું એવું ના પુછ." તે પ્યારાં ગેટકાંને પાસામાં ચાંપી તે મયાળુ પણ દુઃખી માતાએ ભરાઇ આવેલી છાતી સાથ જવાબ આપ્યો. "પપ્પા એટલે તારા બાવા ! જો આએ રહી તેવણુની સબી !" તેણી ભીંત પર ટાંગેલી તસ્વીર બતાવી બોલી. "એવણુ તારા પપ્પા થાય."

"એ માલા પપ્પા ? તેવણુ તાં તે ?"

"ફુલની વાડીમાં, દીકરા." તે દુઃખી માતાએ હવે ખોલ્લે ખોલ્લું રડી દઇ કહયું.

"ઓ માયધી, તમે લલોછ તાંય ?" તે કોમળ બાળક પાછું પોતાની માવતરને ગળે વળગી પડી કગળીને પુછવા પડયું. "માલા પપ્પા ફુલની વાડીમાં ગીયાછ તે તાંથી તેવનને તમે લાવતાં તાંએ નહીં ? જા બા, તમે લલો નાં; તમે એમ લલ્લયો તો ઉં તમાલી થાતે નાથતો નંઇ જમછજો ?"

"ઓ દીકરા દીકરા ! એ દુઃખી યાદ તું મને ના કરાવ ! તારા પપ્પા તો ખોદાયજીની પાસે ગીયાછ–હવે તેવણુ અહીં નહીં આવે !"

"તાંએ નઈ આવે ?"

"મરી ગયલાં માણુસો પાછાં આવતાં નથી. થાલ આય વાત હવે બંધ કર, ને આએ પેર કાકાટૌવાને મુંકી પેહેલાં બંદગી કર કે પછી આપણે નાસ્તો ખાઇયે !"

તે તાબેદાર અસીલ બચ્ચું પોતાની માવતરનાં હુકમને તુરત તાબે થયું. તેને પેરની ચીર પેલાં પાળેલાં પંખીની ચાંચમાં આપી

તુરત નીચલી 'મુનાજાત' ગાવા માંડી. તેની એકેક લીટી તેની માતા તેને બોલાવતી હતી:—

ખુદાવંદ! એ પાક બક્ષેશગર!
ખલક કે ફલકની તને છે ફિકર!
સિતારા, સુરજ, અર્દવી સુરબી,
ઇજદ મ્હોર ને તેહનું નુરબી;
ફરેસ્તા——ફલક—ઝાડપાનો—જમીં,
ચરંદા——પરંદા અને આદમી;
નદી—ન્હેર—નાળાં અને સર્વ પ્હાડ,
બુલંદ પર્વતો ને રકમબંધ ઝાડ:
બધાંનો અશો પાક તું છે ધણી!
કરૂં તુંજ સિતાયસ 'અવસ્તા' ભણી.
અમારી ખતા બાપ કર દરગુજર—
રહી રહેમવંતા અમારી ઉપર!
અમારા મજહબ પર બખશ તું ઇમાન,
કરીશું ફીદા ધર્મ પર આય જાન!

ઉપલી 'બંદગી' કરી તે નિર્દોષ બાળક પોતાના રોજનાં મામુલ મુજબ અશો જરથોસ્ત સાહેબની એક મોટી સુંદર તસ્વીર જે તે ઓરડાનાં મધ્યસ્થાનમાં ટાંગેલી હતી, તે તરફ ફરી બેઉ હાથ જોડી નમ્યું અને તુરતજ વાંકુ વળી જમીન ઉપર નાકઘસણી કરતાં "ખુદાયજી અમુને તાલું તલજો ને તદા તુતી રાખજો!" (ખોદાયજી અમોને સારૂં કરજો ને સદા સુખી રાખજો) ની સાદી પણ સર્વોતમ દુવા ચાહી ને પછી પોતાની માવતરને પગે પડી તે બન્ને મા-દીકરાંઓએ એકમેકને 'તંદરોસ્તી' પુચ્છી.

અરે! અહીં એક બે બોલ બોલવાની જરૂર છે. આજે કેટલાં જરથોસ્તી ઘેરોમાં પોતાનાં ઉછરતાં બચ્ચાંઓને આ કીસમની તાલીમ આપવામાં આવે છે? આજની સુધરેલીમાં ખપતી પારસી માતાઓ પોતાના મજહબ તરફ અને બચ્ચાંઓ તરફ કેવી અને કેટલી બેદરકાર છે તે કોણથી અજાણ્યું છે? "કુમળાં ઝાડ વાળેલાં વળે" એ કહેવતને અનુસરી બચપણમાં આપેલું મજહબી શીક્ષણ મોટપણે પોતાનાં બુલંદ ધર્મ તરફ કેવી જાન ફેશાની બતાવનારૂં નીવડે છે તે કોણ નથી જાણતું? પણ અફસોસ! કે આજે જરથોસ્તી જીગરો પોતાના પાક ધર્મ તરફ નહીં સહન થઇ શકે એવી બેઅંદાજ બેદરકારી ધરાવતાં જણાય છે. આ બાબતમાં આપણને ભાઇબંધ મુસલમીન કોમનો દાખલો બહુજ નકલ કરવા જોગ છે. તેઓમાં ઉછરતાં બાળકોને પવિત્ર 'કોરાન'નાં ધર્મ સંબંધી પાઠો આપ્યા વિના બીજાં શીક્ષણ પર હરગેજ વલાણ લેવા દેવામાં આવતી નથી. એનાં ફાયદા મોટપણે મજહબ તરફનાં માન ઇમાનમાં તેઓ મેળવી શકે છે. પારસી બાળકો તો જરા સમજનાં થયાં કે ગુજરાતીનું સેહેજ સાજ લખવા-વાંચવાનું શીખ્યાં નહીં શીખ્યાં તેટલાં ઇંગ્રેજી શીખવવાની દોડાદોડી ચાલે છે! અલબતાં, ઇંગ્રેજી આપણી રાજ—ભાષા છે. એ ભાષાની કેળવણી વગર આજના સંસારમાં ચાલે એમ નથી, પણ તે માટે દોડાદોડી કરવાની શી જરૂર છે? પ્રથમ આપણાં પારસી બાળકોને પુરતું જરથોસ્તી ધર્મ-જ્ઞાન આપી, ગુજરાતી ૭ માં ધોરણ સુધી પાકાં ને પાહવરદાં થવા દઈ પછી ઇંગ્રેજી કેળવણીની શુરૂઆત કરી હોય તો શું નહીં ચાલે? આજે પારસીઓ ધર્મ તરફ બેદરકાર થતા જવાની જે કડવી ફરીયાદ આપણા કાનો ઉપર વારંવાર પડે છે, તેનું મુળ એજ આપણી મહજબી કેળવણીની કોતાઇનું છે. આ વિષય ઉપર

ઘણું બોલી શકાય એમ છે, પણ અહીં માત્ર એટલોજ ઇશારો કરી આપણે આપણી વાર્તામાં આગળ વધીશું.

"ચાલ દીકરા ફીરોજ, હવે આપણે નાસ્તો લેવા જઇયે" તે બાળકની બંદગી પુરી થવે પેલી માયાળુ માવતર બોલી.

"હા માયજી, તાલો !"

---

## પ્રકરણ ૨ જું.

### મેહેરવાનજી મોદીનાં "ભાકુતો."

તેઓ નાસ્તો લે છે તેટલાં આપણે તેઓની ઓળખ મેળવીશું તે એક દુઃખી કમનસીબ જવાન જરથોસ્તી વિધવા હતી. તેણીનાં મા–બાપ, ભાઇ કે ભરથાર, સગાં કે વ્હાલાં, કમનસીબે, આ દુનિયાંમાં કોઇ હતાં નહીં. સગાં વ્હાલાંમાં કે અતલગના બેશીમાં તેઓ બેજ જણાં એકમેકને આધારે હતાં. ગરીબ બિચારાં ?

"ઉપર જોય તો આસમાન અને નીચે જોય તો ધરતી !" એવી જે એક નિરાધાર સ્થીતિ કહેવાય છે તે સ્થીતિ બેશીઓનાં બાબમાં તેમને ખરેજ બંધબેસ્તી થઈ પડી હતી. પરેલ તરફની એક ન્હાની ચેહલીપરનો પહેલો માળ ભાડે લઈ તે કમતાલેની અબલા પોતાનાં એક પુરા ન્હાનાં નિર્દોષ ચેરાગ જોડે એક એકાંત જીંદગી ગુજારતી હતી.

તેણીનાં બેશીઓ કોઇ હતાં નહીં, પણ દુનીયામાં જેઓ ભલાં અને મળતાવડા ખવાસનાં હોય છે તેઓ પોતાની આસપાસ પોતાને ચાહનારૂં એક મોટું મંડળ આપ મેળે એકઠું કરી શકે છે. તે જવાન જરથોસ્તી વિધવા એવાં ઘણાક હિત ચિંતકો અને ખેરખાહો ધરાવવાને ભાગ્યશાળી નીવડી હતી.

પરેલ ખાતેની જે ચેહલીપર તેણી રહેતી હતી, ત્યાં સારે નસીબે ગરીબ પણ ઇજતદાર પારસી ભાડુતો રહેતાં હતાં. પીરોજા તે સર્વમાં માનીતી હતી. ભોંયતળીએ દીનબાઇ દાવર નામનાં એક બુઝર્ગ બાનું પોતાનાં દીકરા દીકરી અને વહુ જોડે વસ્તાં હતાં. આ બાઇએ અગાઉ સારો વખત જોયલો હતો અને તેમનાં મરનાર ધણીએ મોટી ચલ્તી ભોગવી હતી, પણ જમાનાની ગીરદેશથી આજે તેઓ ગરીબાઈમાં આવી પડયાં હતાં. તેમને એક દીકરો અને એક દીકરી હતી. દીકરો પરણેલો હતો અને દીકરી હજી કુમારી હતી. ચાર માણુસનું તે ન્હાનું કુટુંબ સલાહ સંપજથી અને સંતોષથી વરતું હતું. તે બુઝર્ગ બાનુનો તમામ આધાર પોતાના દીકરા દીનશાહ દાવર ઉપર હતો, જે એક નમનતાઇવાળો અને સદગુણી જવાન હતો. સારે નસીબે તેની ધણીયાણી પણ તેવાજ ભલા ખવાસની હોવાથી તે કુટુંબમાં સારો સંપ સચવાયલો હતો. દીનબાઇ દાવર જેટલી પોતાની દીકરી નાજાંને ચાહતાં હતાં, તેટલીજ પોતાની વહુ તેહમીને પણ ચાહતાં હતાં. નાજાં કરતાં તેહમી એક વર્ષ વડી હતી અને આપણી પીરોજાની ભુરની હતી. નાંજાં અને તેહમીને પીરોજા સાથ ઘણો પરીચય પડયો હતો. પીરોજા પોતાનાં સ્વભાવમાં કાંઇ એવા પ્રકારનું છુપું આકર્ષણ ધરાવતી હતી કે એક વાર તેણીનાં સમાગમમાં આવેલું આદમી વરસોની મોહબત હોય તેમ તેણી તરફ આપ મેળે ખેંચાતું હતું.

દીનામાય દાવર તો તેણી ઉપર મરી મરી જતાં હતાં. જોકે પીરોજાની ઉંમર માત્ર ૨૭ વર્ષની હતી, પણ તેણીની બાહોશી અને દાનાઇ ઉંમરે પુગેલાં એક અનુભવી બાનુને બાજુએ બેસાડે એવી હતી. પરેલનાં આખા લત્તામાં તેણી પોતાના ઉમદા અને ઉદાર ખવાસ માટે, સૌ સાથની એકસરખી ભલાઇને માટે અને

સુખદુઃખે ઝટ ઉપ્યોગી થઇ પડવાનાં માયાળુ ખવાસને માટે જાણીતી હતી. તેણી કદી પણ કોઇને ખોટી સલાહ આપતી નહીં—કદી પણ કોઇનું બુરૂં ઇચ્છતી નહીં અને કદી પણ કોઇનું દીલ દુખવતી નહીં. એવાં નેકખસલત આદમીને કોણ નહીં ચાહે ?

ભોંયતળીયે દીનાભાય દાવર, પહેલે માળે પીરોજા અને બીજા માળ ઉપર મેહેરવાનજી મોદી નામનાં એક અધોર પારસી ગ્રહસ્થ તેમનાં ધણીઆણી ધનબાઇ અને તેમનાં આઠ–દશ છોકરાંઓનું કુંટુંબ વસ્તું હતું. મેહેરવાનજી અને તેમનાં ધણીઆણી પણ મોટું માન ધરાવતાં હતાં અને એવી ખાનદાની, ખુબસુરત, અને સદગુણી બાનું, જવાન ઉંમરમાં રંડાપો ભોગવતી થઈ તે જોઇ તેમને–બીજાંઓ પુંઠે–બહુ લાગતું હતું.

તે મકાન મેહેરવાનજી મોદીનું હતું અને પોતાનું હતું તેમાંજ તેવણની ઇઝત સચવાયલી હતી. પીરોજા અને દીનાભાય દાવર તરફથી જે ભાડું તેવણને મળતું હતું તે તેમને મોટો આધાર થઇ પડતું. તેવણ પોતે મરકનટાઇલ બેંકમાં નોકરી હતા, જ્યાં તેમને રૂ. ૧૫૦) મળતા હતા, પણ આઠ–દશ બચ્ચાંઓની બચ્ચરવાળીને લીધે ઘરસંસારી ખરચો ઉપરાંત ઘરનાં સમારકામ અને મ્યુનીસીપલ લાગા વગેરેમાં તે આવક મહીનો પુરો થાય તેટલાં ચટણી થઇ જતી હતી. વળી રમુજી તો એ હતું કે દર વર્ષે ધનબાઇ તેવણને અકેક નવાં ફરજંદની ભેટ કરતાં હતાં, એટલે આવક કરતાં ખરચનું પાસું દર દહાડે વધ્યુંજ જતું હતું !

વિદ્વાનો કહે છે કે " કુદરત ફાંટાબાજ છે. જ્યાં જોઇયે ત્યાં નહીં અને નહીં ત્યાં તે એકદમ રેલછેલ કરે છે." આપણા મેહેરવાનજી મોદીનાં બાબમાં આ સિદ્ધાંત ખરૂં પડતું હતું. જેઓ બચ્ચાંની ઉમેદ કરે છે, તેમને બચ્ચાં થતાં નથી અને ગરીબ

બિચારાં ધનબાઇ મોદી, જેવણ હવે દર વર્ષે છોકરાં જણતાં-જણતાં કંટાળી ગયાં છે, તેવણને ત્યાં દરસાલ એકેક નવાં ફરજંદની આમદ થતીજ રહેતી હતી!

આજસુધીમાં તેવણ લગભગ એક કુડી ફરજંદનાં માવતર થઇ ચુકયાં હતાં, જેમાંનાં આઠ-દશ હૈયાત હતાં, બાકીનાં ન્હાની ઉમરેજ મરણ પામ્યાં હતાં. જન્મેલાં છોકરાંની પહેલી વર્ષગાંઠ પુરી થતી નહીં તેટલાં બીજાં ભવિષનાં બાળકની 'સીગનલ' પડી ચુકતી હતી! એ રીતે,મોદીજીનાં કુટુંબપર કુદરતનાં સાહેબે બચ્ચાંની બાબદમાં પુરતી માયાળુ અને મીઠી નજર રાખી હતી!

## પ્રકરણ ૩ જું.

## પીરોજાની "ગઇ-ગુજરી."

હવે આપણે આ જરૂરી ઓળખ મેળવ્યા પછી આપણી વાર્તાની મુખ્ય 'હીરોઇન' પીરોજા તરફ ફરીયે. પીરોજા એક ખાનદાની અને જરદાર કુટુંબમાં જન્મી હતી. તેણીના પિતા શેઠ બહમનજી બેહેલી હોમજી એક લક્ષાપતિ શેઠીઆ હતા, પણ ઇ૦ સ૦ ૧૮૬૫નાં શેર-સટામાં તેઓ અચબુચ સપડાઇ જઇ ખુહાર થઇ જવાથી જે ગ્રહસ્થે પોતાની જવાનીમાં એક જાહોજલાલ જીંદગી ભોગવી હતી, તે ગ્રહસ્થ પોતાની વૃધાવસ્થા ગરીબાઇની ગીરદેશીમાં આવી પડયા હતા. પીરોજા તેવણની એક પુરી લાડકી દીકરી હતી. પીરોજા સિવાય તેમને બીજાં કશાં ફરજંદ નહીં હોવાથી મા-બાપની તે ઘણી માનીતી હતી.

પીરોજાનાં માય મેહેરબાઇ માયાળુ ખવાસનાં એક કુળવાન બાનું હતાં. તેવણનાં બાવાનું નામ હીરજીભાઇ હીરામાણેક હતું. હીરજી શેઠને પેટે માત્ર બે બેટીઓજ હતી, જેમાં વડાં દીકરી મેહેરબાઇ અને

ન્હાની હીરાંબાઇ હતી. મેહેરબાઇનાં લગ્ન થયાં તે પછીનાં બીજાં વર્ષે હીરજી શેઠે હીરાંબાઇની સગાઇ પોતાનાં એક અતલગનાં બેશી જોડે કરવાની ઇચ્છા દેખાડી, પણ તેણીએ તે માગણી માન્ય કરી નહી. હીરજી શેઠને અણગમતા એક જવાન ઉપર તેણીની પસંદગી ઉતરવાથી મા–બાપની ઉપરવારી થઈ તેણી તેની જોડે પરણી ગઇ. આ બનાવથી હીરજીભાઈ હીરામાણેકને એટલું લાગ્યું કે તે દીવસથી તેવણે તેણીનું નામ પોતાનાં ઘરમાંથી ઓવાર–નિવાર કરી મેલ્યું હતું. પીરોજાનાં માય મેહેરબાઇને એ બાબે મોટો બળાપો હતો. સુખે–દુઃખે કામ લાગનારી તેવણની એકપુરી બેહેન એવી સરજતે પહોંચી તે જોઇ તેમને ઘણું લાગતું હતું.

હાલ જ્યારે આપણી વાર્તા શુરૂ થાયછે ત્યારે મા–બાપની ઉપરવારી થઇને પરણી ગયલી પીરોજાની આ માસી હીરાંબાઇ હાલમાં ક્યાં હતી તે કોઇને ખબર ન હતું. તેણી વિષે કોઇ કાંઇ જાણતું નહતું. છેલ્લી તેણી મુલતાનમાં જણાઈ હતી, પણ તે ખબરને પણ ખાસ્સો દોઢ દાહેકો પસાર થઇ ગયો હતો. હીરજી શેઠ તો તેણીનું "મુવે મોહડું નહીં જોવાનાં" કસમ લઇ ચુકયા હતા અને તેવણનાં ધણીઆણી આવાંબાઇ તથા વડી બેટી મેહેરબાઈ અંદર ને અંદર બળીને ખાક થતાં હતાં. કરે શું? તગદીરમાં લખેલું કાંઇ ટળે છે?

જ્યારે પીરોજા સમજમાં આવી ત્યારે મેહેરબાઇ ઘણીક વાર તેણી આગળ આ કમનસીબ કહાણીની યાદ કરી આંખ–પાણી ભરતાં હતાં. આ સાંભળી પીરોજા પરીઆરો કરતી કે "માયજી, હું કેવી કમનસીબ છું કે મારા મામા તો નથીજ પણ એક પુરાં માસીજી હતાં તેવણનેબી હું તો નજરે જોવા પામી નથી!" ખરી વાત એ હતી કે હીરાંબાઇ મા–બાપની ઉપરવારી થઇ પરણી ગઇ તે વખ્તે પીરોજાનો જન્મ વટીક થયલો ન હતો. એ તો તેણીનાં જનમ

આગમચની એક જુની–પુરાણી કુટુંબી કહાણી હતી. જ્યારે આ વાત મેહેરબાઇ કહાડી બેસતાં ત્યારે તે ડાહી દીકરી (પીરોજા) તેમને દીલાસો દઇ "ગઈ ગુજરી" ભુલી જવા જણાવતી અને બનતાં સુધી તે વાત ઝાઝી નહીં લંબાય તેની સંભાલ લેતી હતી.

પીરોજા પાંચ વર્ષની થઇ ત્યારથી તેણીનાં મમાવા હીરજીશેઠ પોતાનાં ધણીઆણી આવાંબાઇને લઇ ચીન તરફ ઉપડી ગયા હતા. કારણકે ન્હાની બેટી હીરાંએ તેમને ખરાખ લગાડયાથી મુંબઇમાં રહેવું તેવણે મુનાસેબ ધાર્યું ન હતું. ત્યાં ગયા પછી એક દાહેકો વેપારમાં આબાદી ભર્યો પસાર કીધા બાદ તેઓને એક મુનીમની લુચ્ચાઇથી મોટી ખોટ આવી, જેનો ગમ પકડી તે ધણી ધણી-આણી છ–છ મહીનાને આંતરે ત્યાંજ અટવાઇ ગયાં. તેમની માલ–મીલકત માંગનારાઓમાં પાયમાલ થઈ ગઇ, અને એ રીતે તેમનાં કુટુંબમાં તેમનાં વડાં બેટી મેહેરબાઇ સિવાય બીજું કોઇ રહયું નહીં.

પીરોજા ૨૦ વર્ષની ઉંમરની થઇ ત્યારે બેહેરામ બનાજી નામના એક કેળવાયલા જવાન સાથ તેણીનાં લગ્ન થયાં હતાં, પણ કમનસીબે પરણેલી જીંદગીનું સુખ પાંચ–છ વર્ષથી વધુ તેણી ભોગવી શકી નહીં. બેહેરામ એક ખાનદાની જવાન હતો. એક ભરથાર તરીકે તેની જીંદગી નકલ–કરવા જોગ હતી. પીરોજા સાથ પરણ્યા પછી પાંચ–છ વર્ષની જે ટુંક હૈયાતી તેણે ભોગવી તે દરેક રીતે સુખી અને સંતોષી હતી. તેના મરહુમ પિતા શેઠ ખરશેદજી બનાજી ચઢતીનાં ચક્રમાંથી પડતીમા આવી પડયા હતા અને જે હાલત પીરોજાનાં પીતા શેઠ બહમનજી બેહલી હોમજીની થઇ હતી તેજ હાલત તેઓ પણ કમનસીબે જોવા પામ્યા હતા.

વ્હાલાં વાંચનાર! જમાનાની ગીરદેશીએ કોણને છોડયાં છે? શું અદના કે આલા, અમીર કે ફકીર આ દગાખોર દુનિયાંમાં

ચઢતી–પડતીનાં ચકકરમાં આવ્યા વિના રહી શકતાં નથી. જેઓ આજે ચમન મારે છે તેઓ કાલે ટુકડા રોટીને માટે ટવળે છે અને જેઓ એક વાર ગરીબાઇની ગીરદેશી ભોગવતા હતાં તેઓ આજે બાદશાહી જાહોજલાલીમાં એશ આરામ કરે છે–એ તો દુનિયાનો કાયદોજ છે–ફરતાં આસમાનનો આ ફંદો જગ જાહેરજ છે.

પીરોજા પરણ્યા પછી એક વર્ષ નહીં ગયું તેટલાં તેણીનાં માતા મેહેરબાઇ કૉલેરાનાં એક અચબુચ ગલબાથી જોતાંજોતાંમાં ઉઠી ગયાં. આ દુખદાયક બનાવથી બહમનજી બેહલી હોમજી હરણફાળ થઇ ગયા. હવે તેવણુને કોઇનો આસરો નહીં રહેવાથી પીરોજા અને બેહેરામે તેમને પોતાને ત્યાં લાવી રાખ્યાં. બેહેરામ પરણ્યો તેની આગમચ બેહેરામના માત–પીતા ગુજરી ગયલાં હોવાથી બહમનજી બેહેલી હોમજીને તે ભલા જમાઇએ પોતાનાં પિતા તુલ્ય માની પોતા જોડે રાખ્યા હતા પણ આ પ્રયત્નમાં તેમને ફતેહ મળી નહીં. બહમનજી શેઠ પોતાની મરહુમ મોહોરદારનો ગમ ભુલી શકયા નહીં. મરનાર મેહેરબાઇની વરસી વીતી નહીં તેટલાં તે બુઝર્ગ ગ્રહસ્થ, દીકરી–જમાઇની દિલોજાન દેખરેખ અને માવજત છતાં ગુજરી ગયા. એ રીતે, ગરીબ બીચારી પીરોજા મા જેવો મીઠઠો અને પિતા જેવો પ્રીય છાંયો એકજ વર્ષમાં ખોહી બેઠી !

હવે તેણીનો તમામ આધાર પોતાના ભરથાર ઉપર લટકેલો હતો. સારે નસીબે બેહેરામે પોતાની હૈયાતીમાં ઉંચી કેળવણી સંપાદન કીધેલી હોવાથી હાલ તે એક સરકારી ઑફીસમાં રૂ. ૩૦૦) નો દરમાયો પાળતો હતો. તેનાં સગાંવ્હાલાંઓ કોઇ હતાં નહીં અને જેઓ હતાં તેઓ તેનાં મરનાર પિતાની પડતી જોઇ કયારના દાંહે–બાંહે થઇ ગયાં હતાં. પીરોજાનો હવે તમામ આધાર–આસરો પોતાનાં ધણી ઉપર હતો. બેહેરામ એક ખાવિંદ તરીકે

ઘણો માયાળુ, મીઠડો અને મીલનસાર હતો. પીરોજા ઉપર તે પોતાનો જાન ફીદા કરતો હતો. પીરોજાએ પોતે પણ પોતાનાં મરનાર પિતાની ચસ્તીનાં વખતમાં ઉંચી કેળવણી લીધેલી હોવાથી તેમની વચ્ચે બીજાં જોડાંઓને અદેખાઇ ઉપજાવે એવો એકસંપ વસવા પામ્યો હતો. વગર શકે તે એક પ્રેમી જોડું હતું. સાચા પ્યારથી સ્રષ્ટીમાં જોડાયલાં એક જોડાંને સ્વર્ગનાં સુખ જેવું જે સાચું સુખ મળી શકે છે, તે આ જોડું પુરેપુરૂં મેળવી ચુક્યું હતું—એક ફરેસ્તાઇ ખસલતની મોહોરદારથી મળતાં તમામ બેમુલ સુખોનો મીઠડો લ્હાવો બેહેરામ બનાજી લઇ ચુકયો હતો.

સ્ત્રી—જાતીની ખરી ખુબસુરતી તેણીનાં સદગુણોમાં સમાય લી હોય છે. સચ્ચાઇ, પાક દામાન અને ખાવિંદ તરફની વફાદારી એ તેણીનાં સંસારી રાહબરો છે. વળી નેકી, નીતી, નમ્રતા એ એક મોટી દોલત કહેવાય છે. કુદરતે કમળા—જાતીને બક્ષેલી કોમળતા પોતેજ દેખાડી આપે છે કે તેણીનું દીલ દયાથી ભરપુર હોવું જોઇયે. મરદ કરતાં એક ઓરતની ખુબસુરતી આપણું ધ્યાન પહેલું ખેંચે છે તેનું કારણ એજ છે કે કુદરતે તેણીમાં નર—જાતિ કરતાં વિશેષ આકર્ષણશક્તિ મુકેલી છે. એક કવી કહે છે કે "એક સંપુર્ણ સદગુણી સ્ત્રીમાં એકંદર એક હજાર ને એક સદગુણ કુદરતે મુકેલા છે." એક સ્ત્રી ગોરી ચામડીની કે ખુબસુરત હોય તેથી તે સદગુણી હોવીજ જોઇએ એમ નથી, પણ ગમે એવી બદસુરત હોવા છતાં જો તેણી નેકી, નીતિ અને નમ્રતા; માયા, મીઠાસ અને મધુરવચની ધરાવતી હોય તો એક "સંપુર્ણ સદગુણી સ્ત્રી"ની ઉપમાં વગર શકે તેણી આવી શકે છે.

આપણી વાર્તાની મુખ્ય હીરોઇન પીરોજા એજ પ્રકારની એક સદગુણી સ્ત્રી હતી. વળી કુદરતે તેણી ઉપર એવડી બક્ષેશ રેડેલી

હતી, જે તેણીની હદબહારની "ખુબસુરતી" હતી. લાખ હીરા આપણી નજર સામે મુકયા હોય અને તે લાખમાંથી એકજ આબદાર નંગ ચુટી કાઢવામાં આવે, તેમ લાખ સ્ત્રીઓમાંથી ખુબસુરતીની બાબદમાં પીરોજા સૌથી પહેલી ચુંટી કઢાય એમ હતું. વગર શકે તેણી એક "ટાઇપ ઓફ બ્યુટી" હતી, અને એવો એક નાદર 'ટાઇપ' જીતી જવા માટે બેહેરામ બનાજીને તેનાં મિત્રો ભાગ્યશાળી સમજતા હતા.

પણ ગરીબ બીચારી પીરોજા ઉપર કુદરતે ઉતારેલી સદગુણુ અને ખુબસુરતીની એવડી બક્ષેશો છતાં તેણી "નસીબની લીલી" હતી! મા-બાપનું સુખ તેણીએ માત્ર ૨૧ વર્ષની ઉંમર સુધી ભોગવ્યું હતું અને તેમાં તો તેણી કમનસીબ નીવડી હતીજ, પણ એક વફાદાર, દિલજીત, મોહબતવંતા અને સાચા પ્યારથી ચાહનારા ભલા ભરથારનું સુખ પણ તેણી પાંચ-છ વર્ષથી વધુ ભોગવી શકી નહીં. એક દહાડે એક મિત્ર જોડે મોટરમા મુસાફરી કરતાં નડેલા અચબુચા અકસ્માતનો તે નેક જવાન ભોગ થઇ પડયો અને તેની મુવેલી લાસ તેનાં ઘરમાં લાવવામાં આવી! કુદરતે ઉતારેલા આ નહીં સમજાય એવા જાલેમ કહેરથી પીરોજા હરણફાળ થઇ ગઇ! પ્રથમ તો તેણીને કશી શુદ્ધિ-બુદ્ધિ રહી નહીં, પણ જ્યારે તે પહેલી બેફાંમી દુર થઇ ત્યારે તે ડાહી અબળાએ મન મોટું કરી-પોતાની આ પહાડ જેવી આફતપર સબુરીનું સીલ મારી—કુદરતનાં હુકમ આગળ પોતાનું સર નમાવ્યું અને જે એકપુરો ચેરાગ તેણીની ગોદમાં હતો તેમાંજ પોતાનું ભવિષનું સુખ સમાયલું સમજી તે સહનશીળ સુંદરીએ મનની સમાધાની કીધી.

બેહેરામનાં અકાળ અંતથી પીરોજા અને તેણીનો વ્હાલો ગુલાબ ફિરોઝ દુનીયાંમાં સબરદબર રખડી ગયાં. બેંકમાં બેહેરામને

નામે માત્ર ૫૦૦૦ રૂપીયા પડેલા હતા—એજ તેની દોલત હતી ! મેહેરામની બમસી વિત્યા પછી તે ડાહી અબળા પેડરરોડ ઉપરનાં મોટાં ભાડાનાં બંગલામાંથી ખાલી કરી પરેલ તરફ (આપણે આગલાં પ્રકરણોમાં જોયું તેમ) મેહેરવાનજી મોદીની ચેહલી ઉપર આવી રહી, જ્યાંથી આપણી વાર્તા આજે શુરૂ થાય છે.

## પ્રકરણ ૪ થુ.

સાંજનો વખત હતો.

સાહડા પાંચ થઇ ગયા હતા અને આતવારનો દિવસ હોવાથી મેહરવાનજી મોદી પરેલ ખાતેની પોતાની ચેહેલીને બીજે માળે એક ઇઝીચેર પર અળેટાઇ તે દિવસનું "રાસ્ત ગોફતાર" પત્ર વાંચતા હતા. તેમની પડોસમાજ તેમનાં ન્હાનાં ભુલકાંઓ રમતાં હતાં અને તેવણુનાં ધણીયાણી ધનબાઈ પાછળી તરફ રાંધણીમાં પોતાનાં નોકર કાસમને આવતી કાલનાં બજારની વરદી ફરમાવતાં હતાં. તેજ મકાનનાં પહેલા મજલાનાં આગલા દીવાનખાનામાં પીરોજા પશ્ચિમ દિશાએ રસ્તા તરફ મોં કરી હાથમાં જંદ અવસ્તાની ચોપડી લઈ બારીની પાસેજ શાંત મનથી બંદગી કરવામાં મશગુલ હતી. તેણીનો એક પુરો ચેરાગ ફીરોઝ વચ્ચેની ગોળ ટેબલ આગળ એક ખુરસી પર બેસી "એક નવ, નવ-બે નવાં અઢાર-ત્રણ નવાં સત્તાવીશ, ચાર નવામ છત્રીસ" નાં આંક લખતો હતો. ભોંયતળીયેનાં દીનામાય દાવર પોતાની વહુ-દીકરી (તેહમી અને નાજાં) જોડે આગલાં બારણાં આગળ ત્રણ ખુરસીઓ ખેંચી પોત પોતાનાં કામોમાં મશગુલ હતાં. તેહમી કાંઈ 'લેસ' ગુંથતી હતી અને નાજાંએ એક સુંદર કોરનું ભરત કામ ભરવા માંડયું હતું, જ્યારે બુઢ્ઢી બાનું દીનામાય દાવર બારણાં આગળથી લીપેલી તુરતનીજ કાંઇ

લીલી તરકારી સમારતાં બેઠાં હતાં. કામ કરતાં કરતાં તેઓ વચ્ચે સાધારણુ વાતચીત ચાલતી હતી.

"મરેરે, આએ લીલા વટેણું જોયા કે, દીકરી તેહમી ? નરા જાણે વાલનાં ટબોરા !" દીનામાય દાવર વટેણાની સીંગ છોલતાં છોલતાં બોલ્યાં "મુવા સાત દહાડીએ સેરમાં તે શું કમાતા હોશે ? આપણો તરકારીવાલો કોઇબી દહાડે એવો સરસ માલ લાવતો નથી. તે તો મુંવો રેંજી પેંજી વધ્યો સધ્યો મારકીતમાંનો માલ લાવી નફો ખાવા સારૂ આએ તરફ ઉતરી પડેછ. હવેથી એ મુવા પાસેથી કંઇજ નહીં લેઉં તો !"

હજી તો તેહમી પોતાની 'લેસમાં'થી દીનામાય તરફ ધ્યાન આપી કંઇ બોલવા જાય છે, તેટલાં, તેમનાં બારણાની આગલ છરરરર કરતી બે મોટા કાળા ઑસ્ત્રેલિન ઘોડાની એક ભપકાદાર ઉંધાડી 'ચાર્ટ' આવી ઉભી અને પાછળ ઉભેલા ફાંકડા પોશાકવાળા બે ઘોડા-વાળાઓએ ઝટ ઉતરી પડી તે બન્ને કીમતી જાનવરોને મચ્છરથી બચાવવા માટે પીચ્છી કરવા માડી ! ગાડીનાં કોચ–બોકસ ઉપર સોનેરી પાઘડીવાળો એક મોટી મુછનો કદાવર કોચમેન બેઠેલો હતો, જેની પાડોસમાં દાહડાં–ચાડાં બેઠેલા પાકેલા બાલવાળા એક ઘરડા પતલા પારસી કારભારીએ જગ્યા લીધેલી હતી. ચાર્ટ ઉભી રહેતાંજ તે કારભારી તુરત કૉચ–બૉકસ ઉપરથી ઉતરી પડયો અને ગાડીમાં બિરાજેલા પોતાનાં જવાન શેઠ આગળ જઇ નમીને તેવણુ સાથ કંઇ વાત કરતો જણાયો.

ગાડીમાં બેઠેલા પેલા કોઈ "મોટા શેઠ"નો ભપકો ભારી હતો. તેવણુ પીસ્તાળીસેક વરસની ઉમરનાં અને મજબુત બાંધાનાં દેખાવલા પારસી ગ્રહસ્થ હતા. તેવણે પોતાનો પોશાક અચ્છા ટેસ્ટથી કીધેલો જણાતો હતો. ઉંચો કાસ્મીરી સુટ અને ટાઇ–કૉલરથી

તેવણુ ફાંકડા બનેલા હતા. પોતાનાં 'ટાઇ'માં તેવણે એક ઝકઝકતી હીરાજડિત 'પીન' ખોસેલી હતી, અને સાંજની ઠંડકને લીધે બટન દીધા વગર ઓવર કોટ ઓળવેલો હતો. તેમનાં આંગળાઓમાં કીમતી મોટા હીરાઓની વીંટીઓ તેમની મુંગી મોટાઇ પોકારતી હતી અને એકંદરીમાં તે કોઇ સુખી, મોટો અને માલેતુજાર શેઠીયો જણાતો હતો.

દીનામાય અને તેમની વહુ-દીકરી આ કોઇ ઠઠેરાબાજ માતબર પારસીની 'ચાર્ટ' પોતાનાં બારણામાં અચબુચ આવી ઉભેલી જોઇ "એ કોણ છે !"ની વાજબી અચરતી બતાવતાં ઉઠી ઉભાં થઇ તે તરફ જોવા લાગ્યાં.

"કાવસ, તું કેહતો" તો કે પરેલ તરફ આપણા મેહેરવાનજી મોદીની ચેહેલી છે તે આએ તરફજ કે ? મહાલક્ષ્મીથી અત્રે આવતાં મને એકાએક યાદ આવી જવાથી મેં ગાડી ઉભી રખાવી કે હું જરા તુંને પુછી જોઉં" પેલો ગાડીમાં બેઠેલો એસકી શેઠીયો પોતાના કારભારીને પુછતો સંભળાયો.

"અરે એવણ તો આપણા ઘેરવાળાને પુછેછ, માયજી," તેહમી દીનામાય દાવરને કહેવા લાગી.

"હા સાહેબ, આએ તરફજ કેથે છે, પણ એ ઇમારત હું ઓળખતો નથી." પેલા કોઈ કાવસજી કારભારીએ નમીને જવાબ આપ્યો.

"જરા અહીં તપાસ તો કર—આએ કોઇ બુઝરોગ બાનુ બે લેડીઓ સાથ ઉભાંછ તેઓથી કંઇ ખબર મલશે." 'ચાર્ટ'માં બેઠેલા શેઠે હોકમ ફરમાવ્યો.

"વારૂં સુરંબીજી સાહેબ-પુછુંછ." અને એમ કહી પેલા કાવસજી કારભારી સામેજ ઉભેલાં દીનામાય દાવર આગળ જઇ

પુછવા પડયા. "માયજી, મેહેરવાનજી મોદી નામનાં ગ્રહસ્થની અહીં ચેહેલી કેહવાએછ તે કેઇ?"

"જી, આએજ ચેહેલી." ડોસાંએ નમનતાઇથી જવાબ આપ્યો.

"એવણુ પોતે કયાં રેહેછ?"

"જી, આએજ ચેહેલીના બીજા મજલા પર."

"અરે વાહ! ત્યારે તો શોધવાની જરૂરજ નથી. માફ કરજોજી —તમોને તસદી થઇ."

"અરે કંઈ નહીંરે બાવા, એમાં તસદી શાંની?" તે ડોસાંએ લાયકીથી જવાબ વાળ્યો.

પેલો ઘરડો કારભારી "શેઠ"ની ગાડી આગળ ગયો અને મેહરવાનજી મોદીની ચેહેલી એજ છે" એમ ખબર આપી.

શેઠ આ ખબરથી ખુશ થયલા જણાયા.

"આજે વાર શું થયો? આતવાર કે?"

" હા, મુંરબ્બીજી સાહેબ!"

"ત્યારે તો એવણુ ઘેરમાં હોવા જોઇએ જુઓની—જરા પાછી તપાસ કરોની—ને સાંભળોછકે, કાવસજી, જો એવણુ હોય તો ઉપર જઇને બોલાવી લાવો! જરા જલ્દી કરજો—હજુર તો ફરવા જવુંછ."

"વારૂં મારા મેહેરબાન!" કહી કારભારી કાવસજી, "શેઠ"નો હુકમ બજાવવા દોડયા. તેવણે દીનામાય દાવરથી 'મેહેરવાનજી મોદી ઘેરમાંજ છેજી"ની ખબર મેળવી બીજે મજલે ચઢી જઈ તુરત શેઠનો પેગામ પુગાડયો.

વચ્ચે બે મીનીટ પસાર થઈ નહી તેટલાં મેહેરવાનજીઆ પોતાના બવાંપર અજાયબીનો ચિલ્લો ચઢાવતા નીચે દોડી આવ્યા.

"સાહેબ મેહેરબાંન મુંરબીજી!—કંઇ આજે તમારા ગુલામને

યાદ કીધો ?" તેવણુ 'ચાર્ટ' આગળ જઈ માનપૂર્વક નમીને પુછવા પડયા.

"કેમ મેહેરવાન ? તું આજકાલ કાંહ વસેછ ? તારી ધન-નસલ કંઈ દેખાતી નથી તે શું છે ?" શેઠે મેહેરવાનજીને જોયા બરાબર મોટેથી પુછયું. "લગભગ વરસ દહાડો થયો તું મારે બંગલે આવતો નથી તેનું કારણ શું ? પેહેલાં તો મારે તાંહ પડયો —પાંથર્યો રહેતો'તો, ને હવે એમ દુર દુર કેમ ન્હાસતો ફરેછ, બચ્ચા ?"

"અરે નહિં રે, મારા મેહેરબાન ! દુર શાતું ન્હાશે ?" મેહેરવાનજીઆએ ખોલાસો કીધો. "સંસારી જંજાળોએ કોણુને છોડયાછ કે મને છોડે ? હાલમાં હમારો સીનોર એવો આકળા મીજાજનો આયોછ કે હવે આગલની માફક જરા ફટકાતું નથી. નહીં તો બીજું શું હોય, મારા મુરબ્બી !"

"વારૂં ચાલ, ખરૂં બોલેછે કે ખોટું તે તો તું જાણે કે તારો ખુદા જાણે !" પેલા શેઠીયા 'ચાર્ટ'માં બેઠા બેઠા ખડખડ હસીને બોલ્યા. "વારૂં, તારી ચેહેલી પરેલ તરફ આવીછ તે આએજ કે ?" એમ બોલી શેઠે સાંમેની 'બીલ્ડીંગ' તરફ ઉપર નજર કીધી.

"હા મુરબ્બીજી, આએજ તમારા સેવકની ગરીબડી ઈમારત !" મેહેરવાનજીઆએ જવાબ આપ્યો.

શેઠનું પેલી ઈમારત તરફ ઉપર જોવું અને તેજ પળે પેહેલ્લે માળે ખુદાની બંદગીમાં બેઠેલી પીરોજાનું બંદગી પુરી કરી બારી આગળ આવવું એક થયું. તેણીનો માહતાબનાં જેવો મોહક મુખડો જોઈ ગાડીમાં બેઠેલા પેલા શેઠીયાને જાણે વીજળીઓ એક ચચચુચ ઝટકો લાગ્યો હોય તેમ તે ચમકયો ! આ વખતે મેહેરવાનજી મોદીની નજર પણ પોતાની ઇમારત તરફ હોવાથી

શેઠને લાગેલો આ ગેબી આંચકો તેવણુ જોઇ શકયા નહીં. પીરોજા તો બારી તરફ સેહેજ દેખાવ દઇ ઝટ ત્યાંથી ખસી ગઈ, પણ તેણીનું તે એકાદ સેકંડનું તે દર્શન પેલા માલેતુજાર શેઠીયાના ખાબમાં બાગે બેહેસ્તની કોઈ મનોહર હુરી દર્શન દઇ અચણુક પાછી ગેબ થઇ ગઈ હોય તેવું કાતેલ નીવડયું !

આહ ! કાગનું બેસવું અને તાડનું પડવુ" કોઇવાર એક થઇ જાય છે એવી જે કેહેવત છે તે આ દાખલામાં ખરી પડી હતી!

"કેમ, મારા મેહેરબાન, કંઇ બોલતા નથી? છેલ્લા છ માસ થયા મેં આખી ચેહેલીને નવેસરથી રંગાવીછ. કેમ સાહેબ, એનો દેખાવ કેવો લાગેછ ?"

"છે, ઠીક છે, મેહેરવાન, વારૂં, તમારે છે તે કે—હું શું પુછવા માંગતો' તો જો —અંહ ! ગીયું—ભેજાંમાંથી સરકી ગીયું— અરે થોભરે કંઇ યાદ આવેછ જો—ચટચટ !—ઉંહ !—અરે હાહા—ઉં મકુંજે એમ પુછતો'તો કે તારી ચાહલીપર કેટલાં ભાડુત છે ?" પેલા માલેતુજાર શેઠીયા, જેવણુ પીરોજાનો મોહક ચેહેરો જોઇ ચકભમ થઇ ગયા હતા તેવણે તરેહવાર ખેંણકોતક પાડયા પછી મેહેરવાનજી મોદીને સવાલ કીધો.

મેહેરવાનજી બા વિચારમાં પડયા કે 'શેઠ આજે એમ શું કરેછ !'—પછી તુરતજ જવાબ આપ્યો કે "મુરબ્બીજી ? મારી ચેહેલીપર ફકત બે ભાડુતો છે."

"ફકત બેજ ? એ શું બોલેછ, મેહેરવાનજી? ચેહેલીની ઇમારત તો બે મજલાની છે."

"હા સાહેબ, પણુ બીજે મજલે તોહું પોતે મારાં છોકરાંઓ સાથ વસુંછ ને પેહેલો માળ તથા ભોંયતળીયું બે પારસી ભાડુતોને ભાડે આપેલું છે."

"હુંઅ, એમ છે?–તે તમારે છે તે એ પેહલા–પેહલા–પેહેલા માલપર કોણ રહેછ?"

"પીરોજા બનાજી નામનાં એક જવાન વિધવા વસેછ, સાહેબ?"

"પીરોજા બનાજી!"—"એક જવાન વિધવા" આ શબ્દો પેલા મોટા શેઠનાં કાનમાં ગોયા જડ ઘાલીને બેસી ગયા.

"મેહેરવાન, મને તારૂં એક જરૂરનું કામ છે. કાલે સહવારે મને મારે બંગલે મલશે?" શેઠે સવાલ કીધો.

"આવતી કાલનો દહાડો મને માફ કરશો તો નહીં ચાલશે, મુરબ્બી! હું પરમ દીને જરૂર–"

"નહીં—નહીં, કાલે સહવારે આઠ વાગે 'લખપતી લૉડજ'માં હું તારી રાહ જોવસ. આપ વચન?–બોલ આવશે કે નહીં આવશે?"

મેહેરવાનજીબાથી વધુ ટેં–ટુ થાય એમ ન હતું. તેવણુ પરેલ ખાતેની જે ચેહેલીની માલેકી ધરાવતા હતા, તેનો ખરો પણ છુપો માલેક તો આજે આ માલેતુજાર શેઠીયો હતો. આ ચેહેલી મેહેરવાનજીબાએ તેવણુ પાસ "ગીરો" મુકી તે ઉપર નાણાંની એક મોટી રકમ બ્યાજે લીધેલી હતી. એવી સ્થીતિમાં શેઠનો સખુન તેવણુથી કેમ નખાય?

"તમો મેહેરબાનનો એવોજ હુકમ છે તો હું સહવારે દશ વાગામાં તમારી સેવામાં હાજર થવશ."

"નહિં, દસ વાગે નહીં–આઠ વાગામાં આવજે."

"એટલું બધું કંઇ દોડાદોડીનું કામ છે, સાહેબ?"

"અંહ?–નહિ–હા–હા–અરે નહિંરે–એટલું બધું કંઇ નથી પણ—પણ" અને શેઠજી અહીંજ અચકી ગયા. તેવણુની નજર મેહેરવાનજી મોદીની ચેહેલીના પેહેલા મજલાની બારી તરફ હતી

અને પોતે શું બોલતા હતા તેનું તેવણુને ભાન હોય એમ લાગતું ન હતું.

"શેઠની નજર મારી ચેહલીપર તો ખોબાઇ નહીં હોય ?" –મેહેરવાનજીબાએ એક બીજાજ વેહેમને મનમાં વસાવ્યો. 'એવણુની મોટી રકમ મારી ઉપર નીકળેછ તેથી રખે આએ મકાન પડાવી લેવાની પાપી બુધ્ધિ એવણુને ઉપજી હોય !' તેવણુ મન સાથ વમાસવા પડયા. "એ કાકા ઘડી ઘડી મારી ચેહેલી ગમ શું જોયા કરેછ ? મેંબી છેલ્લા છ મહિનાપર મોટો ખર્ચ કરી ભપકાબંધ રંગાવીને મુખાઇ કીધી ! જેમ કંઇ ખોદાની મરજી !"

"કેમ મેહેરવાન બોલતો કેમ નથી ? તું કાલે જરૂર આવશે કે ?"

"હારે મુરબ્બી, જરૂર આવશ."

"આપ વચન !" શેઠે હાથ લાંબો કરી વચન માગ્યું.

"વચન ?–એમાં વચન શાંનું, મારા શેઠ ! બોલ એજ કોલ છે ! મેહેરવાનજીબાએ હસીને જવાબ આપ્યો.

"નહીં–તારૂં વચન લીધા વગર હું જવાનો નથી."

"ત્યારે લેવો, સાહેબ, આ વચન !" મેહેરવાનજી મોદીએ શેઠનાં હાથપર હાથ મુંકી કોલ આપતાં કહયું. "હું કાલે સહવારે આઠ વાગે 'લખપતી લૉડજ'માં જરૂર આવસ."

"ઓલ રાઇટ ! ત્યારે હવે હું જાઉંછ. ટેક કેર, મેહેરવાન, ભુલતો ના !"

"નહિં ભુલું, મારા મેહેરબાન !"

ફરી એકવાર ચેહેલી તરફ નજર ઉંચી ફેંકી શેઠે કોચમેનને હુકમ આપ્યો:—"કોચમેન ગાડી ફીરાઓ !–બંગલેપર ચલો ?"

શેઠ સાંજે રોજનાં રાબેતા મુજબ ફરવા નીકળ્યા હતા તે

છતાં ભુલમાં "બંગલેપર ચલો !" બોલે છે કે શું એમ સમજી કોચમેને ગાડી તરફ ડોકું કરી પુછ્યું; "કયા સાહેબ ? બંગલેપર ? આજ એપોલો પીયરપે—"

"તુમ તુમારા કામ કરો—ચલાવ બંગલે પર—યુ ડેમ—!" મોટા શેઠનો મીજાજ અહીં જતો રહયો. કાવસજી કારભારી ઝટ કોચબાકસ ઉપર બેસી ગયો અને ગરીબ બીચારા કોચમેને કોઇ દહાડે નહીં ને આજે સપર પહેલું શેઠનાં મોહડેનું અપમાન પામી ગાડી પાછી મહાલક્ષ્મી તરફ ફેરવી. તે પાણીદાર ઓસ્ટ્રેલિયન ઘોડાની જોડી જોતાંજોતામાં નજર આગલથી બેમાલુમ થઇ ગઇ.

"મેહેરવાનજીબા, એવન કોણ ?" દીનામાય દાવર "શેઠ"ની ગાડી ગયા પછી મેહેરવાનજી મોદીને પુછવા પડયાં.

"તમે નહિં ઓળખતાં, માયજી? પેલા લખપતી લૉડજનો માલેક પેસી લખપતી!—મરહુમ શેઠ લીમજી લખપતીનો દીકરો!"

"હું હું—લીમજી લખપતીનો દીકરો ? તે એ કે? મારા બેહેસ્તી પાસે એ લીમજી લખપતી મલવા આવતા'તા." તે બુઝર્ગ બાનુએ જુની ઓળખાણ કહાડી. "એ આજે અહીં કાંય આયો ?"

"એવણ મારા શેઠ થાય, દીનામાય, ઘણો વખત થયો હું એવણને બંગલે નથી ગીયો તેથી મારી ખબર પુછવા આયા'તા" મેહેરવાનજી બાએ વડાઇ લીધી. "એ શેઠ મને ઘણુ ચાહેછ."

"ચાહેછ તે તો ખરૂં, પણ એવણ તોછડા કેટલા છે?" આહીં નાજાનું ઉભરી આવ્યું. "તમારી સાથ જે હલકા 'ટોન'માં એવણ વાત કરતા'તા તે તો બા મને જરા નહીં ગમ્યું."

"મોટા લોકો એવાજ હોય. નાજાંમાય, પૈસાની રેલછેલમાં એવાં માણસોને કોઇની દરકાર રહેતી નથી." મેહેરવાનજીને ભારી

તો પડી ગયું, જેથી લુલો-તુટશો બચાવ કરી બોલ્યા. "મોટાં માણસો એવાંજ હોય, બાઇ!"

"શું એવાંજ હોય, મેહેરવાનજી બા?-તમેબી શું તમારા આએ કોઇ માનીતા શેઠનો મતલબી બચાવ કરોછ?" અહીં દીનામાય દાવરનું પાકી આવ્યાથી તેવણે રોકડે રોકડું પરખાવી દીધું. "ખાનદાની ને ઇઝતદાર માણસની આએ રીત કે! આબરૂ-દાર આદમીએ તો સભ્યતા સૌથી પેહલ્લી સાચવવી જોઇયે. તમારો શેઠ થતો ભલે માલેતુજાર હોય, પણ ખરાં ખાનદાની માણસો એવી તોછડાઇથી કદી વરતે નહીં. દીકરી નાજાં કહેછ તે ખરૂં છે-બા મનેબી નહીં ગમ્યું જો!"

"ખરૂં છે, માયજી, પણ હવે હું શું કરૂં?" મેહેરવાનજીબા ઉપર તે મા-બેટી ઉલટી પડયાં ત્યારે તેવણ બાપડા મહાત થઇ જઇ બોલ્યા. "એ સાહેબે-દોલત શેઠયાઓને કોણ શીખવવા જાય?" એમ કહી તેવણ ત્યાંથી સટકી ગયા. ખરૂં પુછો તો મેહેરવાનજી-બાની દાળ આજે દાઝી ગયલી હતી અને તેવણનાં પેટમાં "શેઠની નજર મારી ચેહલીમાં પેઠીછ કે શું?" એવી ફાળ પડી હતી!

એક લેખે તે ફાળ ખોટી નહીં હતી. 'શેઠની નજર મારી ચેહેલીમાં પેઠીછ કે શું?' એમ ધારવામાં તેવણ ખોટા નહીં હતા. **"શેઠની નજર" ખરેખર તેમની "ચેહલીમાંજ પેઠી" હતી!**-આપણા "મેહેરવાનજીબાની નજર" કાંઈ જુદીજ તર્ફે બાંધી બેઠી હતી, ત્યારે તેવણનાં "શેઠની નજર" ખુદ તેવણની "ચેહે-લીમાં" નહીં, પણ ચેહેલીમાં વસ્તી એક ચંચળ 'ચેલી'માં પેઠી હતી!



## પ્રકરણ ૫ મું.

### તાકીદનું તેડું.

શેઠની ગાડી ગયા પછી મેહેરવાનજીઆ ઉપર ગયા. તેવણ જેટલી ખુશીથી નીચે ઉતરી આવ્યા હતા, તેટલી ખુશાલી સાથ ઉપર ગયા નહીં.

"એનું નખ્ખોદ જાય એના નડતાનું! કોઇ દહાડે નહિં ને આજે એ વળી અહીં કયાંથી ફુટી નીકળ્યો?" તેવણ બીજે મજલે પુગ્યા બરાબર મન સાથ બબડવા પડયા. હજી તેવણના ધણીઆણી ધનબાઈ રાંધની તરફજ હતાં. અને આગલી તરફ શું બનાવ બની ગયો તેથી તમામ બેખબર હતાં. એજ રીતે પહેલે માળની પીરોજા પણ આજના બનાવથી અજાણી હતી. તેણીએ બારી આગળ દેખાવ દીધો અને પેસીની નજર તેણી ઉપર પડી, તે તેણી બીલકુલ જાણુતી ન હતી. બંદગીથી ફારેગ થઇ પશ્ચિમ તરફ આથમતા સૂર્યને નમવાનાં નિખાલેસ ખ્યાલ તરફજ તેણીનું ધ્યાન દોરવાયલું હતું, જેથી નીચે ઉભેલી ગાડીમાં કોણ હતું તથા મેહેરવાનજી મોદી કોણ સાથ વાત કરતા હતા તે "દેખાવ" તેણી જોવા કે જાણવા પામીજ ન હતી. તેણી તો દરિયા તરફ માત્ર એક નમન કરી ઝટ બારી આગળથી ખસી ગઇ હતી, જેથી આજનો બનાવ કુદરતી રીતે તેણીની જાણ બાહર રહેવા પામ્યો હતો.

પીરોજા બંદગીથી ફારેગ થઇ, પોતાનાં મરહુમ ભરથારની તસ્વીર પાસે ગઇ અને જીગર કરતાં જ્યાદા વ્હાલા તે નમુનેદાર ખાવિંદનાં મીઠડા અને મોહક ચેહેરા તરફ જોઈ છુપી ગમીનો એક ગુપ્ત નિસાસો નાખી તેજ તસ્વીરની હેઠળ જડેલાં ચાંદીનાં એક ન્હાનાં બ્રેકેટ સ્ટેન્ડપર તે મિનોઇ આત્માની વ્હાલી યાદમાં તે

વફાદાર મોહરદારે એક સુગંધી અગરબત્તી સળગાવી, તેજ સાંજનાં તાજાં ફુલનો એક ન્હાનો હાર જે ફુલવાલો કયારનો ટેબલપર નાખી ગયો હતો તેની તસ્વીર પર ઓળવી પોતાની તે આગલી સુખી સ્થીતિને યાદ કરતી ગમખાર ઉભી હતી, તેટલાં ભોંયતળીયેનાં દીનામાય દાવરની વહુ તેહમી ત્યાં આવી લાગી.

"કેમ, પીરોજા, માયજી કહેછ કે આજે સાંજ થઇ તોબી હજુર ઉપર શું કર્યા કરોછ ?—ફુરસદમાં હોવ તો જરા નીચે આવોની કે જરા વાતચીતમાં વખત વેરાય ?"

"હાજી, આઉંછ. હું હમણાંજ ભણી ઉઠી." તે જવાન દુઃખી વિધવાએ નરમાસથી જવાબ આપ્યો,—અને તુરત પોતાના વ્હાલા ગોલાબ તરફ ફરી પુછયું: "કેમ, ફિરોઝ, તારા આંક લખવાનાં પુરા થયા કે, બેટા ?"

"તયા, મમ્માજી તયા–તમે તેહમી તાત જાવો–હુ અહીં એકલો નમસ."

"જો બારી આગળ ટિંગાતો ના, દીકરા, ને ડાહયો થઇને અહીંજ રમ્યા કરજે."

"વાલુંધી." તે તાબેદાર બચ્ચાંએ માવતરનાં ફરમાનને માન આપ્યું.

"ચાલો તેહમી, આપણે હવે નીચે જઇશું." પીરોજા પોતાની સૉલ ઓઢતાં બોલી. "લે ફિરોઝ, આએ બીસકીટ છે તે તું ખાજે– ને અહીં નહીં ગમે તો નીચે આવજે."

હેઠલા ખંડમાં દીનામાય દાવરે પીરોજા પાસે આજના બનાવની વાત કહાડી અને સરવે હકીકતથી તેણીને વાકેફ કીધી.

"એ લોકો મોટે મોટે વાત કરતા'તા તે તમે નહીં સાંભળી, પીરોજા ?" નાજાંએ પીરોજાને પુછયું.

" નહીંજી, મારૂં ધ્યાન બંદગીમાં હતું અને બંદગી પુરી કરી ફકત એકજ વાર સેહેજ બારી આગળ આવી આથમતા સુરજને નમીને હું પાછી મારા બેહેરામની તસ્વીર આગળ ઉભેલી તેટલાં બેહેન તેહમી મને બોલાવવા આયાં." પીરોજાએ નિર્દોષપણે ખુલાસો કીધો.

" અમે તો ધાર્યું કે તમે બારી આગળજ બંદગી કરવા બેસોછ તે ઉપરથી નીચેનો દેખાવ બધો જોયો હશે ?"

" નહીંજી—હું કંઈ જાણુતી નથી."

હજી તો આ વાત ચાલે છે તેટલાં ભપકાદાર દેખાવનો એક હમાલ "મેહેરવાનજી મોદી શેઠની ચાહલી" "પુછતો તેજ ઓટલાપર ચઢી આવ્યો.

" મોટે શેઠ પેસતનજી લખપતી સાહેબાની હી ચીટટી મેહરવાનજી મોદી શેઠ કરીતાં પાઠવીલી આહે." કોઇનાં પણ પુછ્યા વગર તેણે ખુલાસો કીધો.

" મરેરે !" દીનામાય ડોસાં બબડયાં. " આજે પેસી લખપતીને શું વાહરૂં ભરાણુંછ ? આપણા મેહેરવાનજી બાનીજ કંઇ પુઠ પકડીછ તે છે તોબી શું ? હજુર તો મોહડે મોહડું વાતચીત કરી ગીયો તેને અરધો કલાક નથી થયો તેટલાં ચીઠ્ઠી ને ચીઠઠા શાના ?"— અને અહીં તેવણુ તે પટાવાળા તરફ ફરીને બોલ્યાં—"વરતી, વરતી, દુસરે મજલ્યા વર !"

પેલો પટાવાળો સેહેજ નમીને ઉપર ગયો.

" કંઇ કામકાજની ચીઠી હોસે, માયજી," પીરોજા બોલી. " પણ મેહેરવાનજી ઘેરમાં છે કે ?"

" હારે ! આજે આતવાર તેથી તો 'શેઠ' મલી ગીયા— હમણાજ ઉપર સધાવ્યાછ."

વચ્ચે એક પા કલાક પસાર નહિ થયો તેટલાં મેહેરવાનજી ગોદી બાહેર જવાનાં કપડાં પેહેરી પટાવાળા સાથે નીચે ઉતર્યા.

"કેમ, મેહરવાનજીબા, વળી કાંહ ચાલ્યા ?" ડોસાંએ પુછ્યું.

"જી, જરા અમારા શેઠ સાહેબનું જરૂરી તેડુ આયું છ."

"કીયા શેઠ સાહેબ ?" નાજાંએ પુછ્યું. "આએ હવડાં આવી ગયા તેજ કે ?"

"હાજી."

"અરે ફીટ !" દીનામાય દાવરે ટચકો કીધો. "હરવાયો હજુર તો હમણાંજ આવી ગીયો તેટલાં પાછું તેડું ?"

"કંઇ જરૂરનું કામ હશે," નાજાંએ મોદીજી તરફથી જવાબ આપ્યો. "મને લાગેછ કે આજે ધનબાઇજીને જમવા સારૂ મોડી રાત વેર તપવું પડશે !"

નાજાંએ કીધેલી આએ રમુજથી બધાં હસી પડયાં અને મેહેરવાનજીબા હસ્તા હસ્તા 'સાહેબજી' કરી પેલા પટાવાળા સાથે ચાલતા થયા.

"તે એક તાકીદનું તેડું હતું."

પટાવાળાએ લાવી આપેલાં તે કાગળમાં નીચે મુજબ લખેલું હતું, જે મેહરવાનજીબાની હલ્લુસે મારાં વાંચનાર સનમુખ રજુ કરૂં છું :—

"**દોસ્ત મેહેરવાનને** માલમ થાય જે એક જરૂરી કામ સારૂ મારે તુંને મલવું છ. દેખત ચીઠ્ઠીએ મારા પટાવાળા સાથે 'લખપતી લૉડજ'માં આવી મલજે. આજે આતવાર છે. આપણે સાથે જમીશું માટે તાહરી ધણીઆણીને કહેતો આવજે કે મોડું થાય તો રાહ જોય નહીં. ખબરદાર, કંઇ બાંહાંનું બતાવતો નાં.

**લા૦ પેસી લખપતી.**"

# પ્રકરણ ૬ ઠ્ઠું

## "નાક દાબવા" ની એક નવી કળા?

મહાલક્ષ્મીના દરિયા કિનારાની સામે આવેલો "લખપતી લૉડજ" વગર શકે એક ગંજાવર મેહેલ હતો. મેહેલમાંનું બાદશાહી રાચ-રચીલું, સફેદ સંગેમરમરના તેનાં સુંદર દાદરો અને બારીબારીએ લટકતા સોનેરી ફુમટાંઓ સાથના રેશમી પડદાઓ તેનાં માતબર માલેકની માલેતુજારીની મુંગી શાહદત પુકારતાં હતાં. મેહેલની અત્રાફનું ચારો તરફનું ચોગાન બેહેસ્તનાં બગીચા જેવાં એક મનોહર ગુલશન રજુ કરતું હતું. "લખપતી લૉડજ" નો બગીચો તે મનોરંજક મેહેલની મોટાઇમાં મોટો ફાળો આપતો હતો, અને મુંબઇનાં શ્રીમંત શેઠિયાઓનાં ખાનગી બગીચાઓમાં "લખપતી લૉડજ" નો બગીચો "પેહેલ્લા નંબરનો" ગણાતો હતો. મોહક મીનારાઓ, આરટીસ્ટીક આરકાંઓ અને સવાર–સાંજ રૂપેરી સેર ઉરાડતા દિલજીત ફુંવારાઓથી તે વિશાળ બગીચાની રલિયામણી રચનાં એક નવા જોનારની આંખને વગર શકે આંજી નાખતી હતી.

જે વખ્તે આપણે આ "લખપતી લૉડજ" માં નજર કરીયે છીયે તે વખ્તે રાત્રે સાહડા દશ વાગાનો અમલ હતો. ધોળા દીસ જેવી પુનેમની ચંદની આખા બગીચા અને મેહેલનાં જુદા જુદા મીનારાઓને, ગોયા સફેદ ચાદર બીછાવી હોય તેમ, શોભાવી રહીહતી.

મેહલનો માલેક આ વખ્તે મેહેલમાંજ હતો અને તરતનોજ ખાણાંથી પરવારી એક મિત્ર જોડે ઉપલા મજલાનાં આગલાં દીવા-નખાનામાં કાંઇ મસલત કરતો બેઠો હતો. કેટલાક નોકર ચાકરો હેઠલા ખંડનાં પાછલા ભાગમાં પોતાની રાબેતાની ફરજોથી પરવારી ખાણું ખાવા બેઠા હતા. બગીચાના આગલા મોટા ગંજાવર

દરવાજા આગલ બે રામોસીઓ બેઉ બાજુની બેઠકપર સામેસામ બેસી ચીલમ ચઢાવતા વાતચીતનાં ટપ્પા ચલાવતા હતા. એક બે નોકરો આગલ "વરન્ડા" ની ગેલેરી આગળ ઉભા રહી હેઠળા ખંડની તપાસ રાખવા ઉપરાંત પોતપોતામાં મજાહ-મસ્કેરી કરતા હતા. એ રીતે "લખપતી લૉડજ" માં જ્યારે આપણે પહેલવહેલી નજર કરીયે છીયે, ત્યારે ત્યાંનો મામલો ઉપર જણાવ્યા મુજબ "એક શાંત દેખાવ" રજુ કરતો હતો.

હવે આપણે મેહેલનાં અંદરનાં ભાગમાં ડોકયું કરીયે. ઉપલા મજલાનાં આગલાં દિવાનખાનામાં ભભુકાદાર રોશની વચ્ચે મેહેલનો માલેક અને તેનો એક મિત્ર એક ગોલ ટેબલની આગળ ખુરસી ખેંચીને બેઠેલા હતા. તેમની વાતચીત ક્યારની શુરૂ થઇ ચુકેલી હતી, પણ તે શુરૂઆતનાં ગામ ગપાટાને લગતી સાધારણ વાતચીત હતી. હવે પેલો મેહેલનો માલેક જરા ગંભીર થયો અને બોલ્યો.

"દોસ્ત મેહેરવાન, ચાલ હવે બીજી બાબતોને પડતી મુકી આપણા અસલ મુદ્દાની બાબત ઉપર આવીયે. મારે તારી સાથ એક વેહવારૂ વાત કરવીછ, પણ તારૂં દીલ તો નહીં દુખાય ?"

"એટલે-એટલે ? મારા મુરબ્બી, તમે શું કેહવા માંગોછ તે જરા ખુલ્લા બોલોમાં બોલો તો હું તેનો જવાબ આપું કે ? તમે શું ઓબજેકટ ધરાવોછ તે મારે પેહેલાં જાણવું જોઇએ."

"પણ તારૂં દિલ તો નહીં દુખાય ?"

"ત્યારે શું મારૂં દિલ દુખાય એવી કંઇ બાબદ છે કે ?"

"હા, જરાક તેવુંજ છે, બટ ડોન્ટ ફીઅર, હું કંઇ તારી સાથે ઘણો સખત થવસ નહીં." મેહેલનો માલેક બોલતો સંભળાયો.

"મારા મેહેરબાન, ખવાડી-પાઇને મારૂં લોહી પાણી નકામું કાંય ઉડાવોછ ? બોલી દેવોની કે તમારી વેહવારૂ વાત શું છે ? દિલ

દુખાવાનું જાંહાંનમમાં ગયું, પણ એક વખત તડ ને ફડ કહી દેવો કે તમારા ગોલામ પર એ વળી નવી ઇતરાજી શું છે?"

"ઇતરાજી જેવું કંઇ નથી, મેહેલ્લી, પણ મારે આજે જરાક તારૂં નાક દાબવુંછા"

"નાક દાબવુંછ? એ શું બોલોછ, મુરબ્બી, મારૂં ગરીબનું નાક દાબ્યાથી તમોને શું ફાયદો થવાનો છે?"

"ઘણો મોટો ફાયદો તેમાંથી મારે હાંસલ કરવોછ."

"મને બીલકુલ સમજ પડતી નથી."

"નથી સમજ પડતી તો હવે પડશે–જરા સબર કર–મેહેરવાન, જો બા, તું તો મારા કરતાં વધુ દીવાળી જોઇ વળેલોછે, એટલે તુંને ઠોકીઠાકીને સમજાવવાની જરૂર નથી કે દોસ્તી એક ચીજ છે અને દુનીયાદારીનો વેહેવાર એ બીજી ચીજ છે. ખરૂં કે?"

"હા ખરૂં." પેલા કોઇ મેહેરવાનજી મીત્રે ફિકકે ચેહરે જવાબ આપ્યો. પણ નકામું લંબાવોછ શું કામ, સાહેબ? જે કંઇ કહેવું હોય તે એકજ વાકયમાં કહી દો કે છેડો છુટી જાય."

"જરા ધીરો પડ, મેહેરવાન, એ કંઇ લાડવો નથી કે ગપ દઇને મોંમાં મુકી દઇયે. વેહેવારની વાત છે. ચાલ સાંભલ, તું મારાં નાણું હવે કયારે અદા કરેછ? પચ્ચીસ હજારની રકમ કંઇ ન્હાની છે? તે વ્યાજ સાથે ત્રણ ત્રણ વરસ થવા આયાં કેટલી વધી ગઇ તેનો તુંને કઇ ખ્યાલ છે? આવતે મહીને ત્રણ વરસની મુદત પુરી થશે. તેં એ ત્રણ વરસમા પાંચસો–પાંચસોનાં ફકત બે હફતા ભર્યા. અને તે પછીથી તો જાણે તું તદન બેદરકારજ બની ગયોછ. મારે હવે કયાં સુધી થોભવું? વરસ દહાડો થયો તું મોહડુંબી બતાવતો નથી. પેહેલાં તો કેવો બીજે તીજે કે અઠવાડીઆમાં એક–બે વખતબી તું અહીં આવતો જતોતો તેથી મને કેટલી

ધીરજ હતી. પણ હવે તો આવવું જવુંબી છોડી બેઠોછ. તારી મારી વરસોની દોસ્તી ના હું પાડતો નથી. પણ તે દોસ્તીનો લાભ તું એવી રીતે લેવા ઇચ્છે તો પછી—"

"ઓ નહીં રે, મારા મેહેરબાન મુરબ્બી, તમે એમ ના બોલો!"

"એમ નહી બોલું તો શું બોલું? આપણી દોસ્તીને લીધે તો મેં તારી મુસ્કેલીમાં મદદ કીધી અને તું તો આએ રીતે તેનો ગેરલાભ લેવા ઇચ્છેછ. આજે તારી ચેહલી જોઇને હું તો ફ્રાતીજ રહ્યો કે આવું સરસ મકાન છે ? તેનું ભાડુંબી મોટું આવવું જોઇએ. જો એમજ છે તો તું મારો અવેજ હજી અદા કેમ નથી કરતો?"

"અરે મુરબ્બી, જરા મારૂં સાંભળો. મકાનનો ભપકો જોઇને ભુલશો ના. એ તો મેં છેલ્લા છ મહીનાની વાતપર ભાડુતોની અરજ ઉપરથી નવેસરથી રંગાવ્યુંછ તેથી એટલું સરસ લાગેછ. નહીંતો ચોખ્ખાં બે ભાડુતો છે. પાછલો ભાગ તો ખાલી છે. ત્યાં કોઇ રહેતું નથી અને ભાડુત આવેછ તો હીંદુઓ આવેછ તેમને રાખવા મને ગમતું નથી. મારી બધી ગણત્રીઓ ઉંધી વળીછ, મારા મહેરબાન! એક તો મારી બચરવાલી ને બીજું દહાડે દહાડે ખરચો વધ્યા. સારૂં છે કે આએ ઘેરનું ઘેર છે કરી મારો નીભાવ થાએછ, નહીં તો—"

"તે બધું ખરૂં, પણ તેમાં હું શું કરૂં? શું મેં તુંને પચીસ હજાર નથી ધીર્યાં ? તેં આએ ચેહેલી મને લખી નથી આપી ?"

"હું તે ક્યાં ના પાડુંછ, સાહેબ ?"

"પણ ત્યારે એનો રસ્તો શું ? તારી ચેહેલીની જે કંઇ વાજબી કીંમત ઠરતી હોય તે મારી પાસે લઇ મને તે વેચાતી

આપ, અથવા તો આવતા મહીનામાં દસ્તાવેજની મુદત પુરી થાય તે આગમજ મારાં નાણુાં વ્યાજ સીકકે ભરપાઇ કરી નાખ. એ બે સિવાય હવે ત્રીજો રસ્તો રહયો નથી. એમ તો તું પચીસ વરસેબી તારાં દેણુાંનો નીકાલ કરી શકશે નહીં."

મેહેલનાં માલેકનાં આ થથરાવી નાખનારા શબ્દો સાંભળી પેલા મિત્રનું મોહડું તમામ ઉતરી ગયું. વાંચનારને જણાવવાની જરૂર નથી કે આ વાત લખપતી લોડજના માલેતુજાર માલેક પેસી લખપતી અને પરેલવાળા આપણા પેલા પુષ્કળ મ્યાંઉ–મ્યાઉંવાળા દોસ્ત મેહેરવાનજી મોદી વચ્ચે ચાલતી હતી. આગલાં પ્રકરણોમાં આપણે જોઇ ગયા છીયે કે કોઇ દહાડે નહીં ને તે સાંજે પેસી લખપતી પરેલ તરફ ઉતરી પડયો અને ચેહેલી તરફ ચીપી ચીપીને ચુંચી આંખોથી જોવા પડયાથી મેહેરવાનજીબાને વ્હેમ પડી ગયો હતો કે તે ખુબસુરત બીલડીંગ 'શેઠ'ની આંખમાં ખુંચી બેઠી હતી! ખરી વાત તો એ હતી કે તે ખુબસુરત બીલડીંગને બદલે તે ખુબસુરત બીલડીંગમાં વસ્તી એક ખુબસુરત બાનુમાં પેસી લખપતીનો ડોળો પેઠો હતો, જે બીનાં આપણા મેહેરવાનજીબાની "બલારાત"નેબી ખબર નહીં હતી!

ઉપલી વાતચીત દરમ્યાન એક ઠેકાણે પેસીએ તેત્રણનું "નાક દાબવા"નો જે માર્મીક ઇશારો કીધો છે, તે એજ હતો. તે માલેતુજાર શેઠીયાને તેનાં પચીસ હજારની બલ પરવાહ હતી. તેને તો તે સાંજે જે ખુબસુરત પંખેરું તેણે અચણુચ જોયું હતું તે હાથ કરવું હતું!

પેસી બડો પાહવરદો હતો. તે જવાન વયનો હોવા છતાં જબરો સીફતબાજ અને કુનેહવાળો હતો. પોતાનું કામ કેવી રીતે કાઢી લેવું તે માટે કોઇ પારકા કનેથી તેને શિક્ષણ લેવા જવું

પડે એમ ન હતું. એમ હોવાથીજ તેણે પ્રથમ આપણા મેહેરવાનજી-બાનું "નાક દાબવા"ની આ કળા પહેલવહેલી આ રીતે અમલમાં મુંકી હતી !

મેહેરવાનજીબા તો પેસી લખપતીનો આ ઠરાવ સાંભળતાં ધભરાઈ જઇને પાણીપાણી થઇ ગયા—તેવણે ખાણાની ટેબલપર લીધેલો "છાંટો" ઉડી ગયો અને શેઠને શો જવાબ દેવો તેનાં વિચાર ને વમાસણમાં પડયા !

---

## પ્રકરણ ૭ મું.

### અલ્ટીમેટમ ?

જરા વારમાં " મેહેરવાનજી બા" નો " જીવ ફરી આવ્યો !" તેવણ જે ખુરસી ઉપર બેઠા હતા, ત્યાં માંથું નાખી દઇ અરધા અવાચક જેવા થઈ ગયા ! જોકે મેહેરવાનજી મોદીને ગભરાટ છુટો હતો એ વાત ખરી હતી, પણ તેવણનો જીવ-બીવ કાંઈ ફરી આવ્યો નહીં હતો. " જીવ ફરી આવવા"નો તો તેવણે માત્ર ખોટો દેખાવ કીધો હતો !

" હેં, શું છે, મેહેરવાનજી, એમ કાંય કરેછ ? કંઈ જીવ-બીવ ફરેછ કે શું !" પેસીએ ધભરાઈ જઈ પુછ્યું.

"નહીં-નહીં-મારા મુ-મુ-મુ-મુ-મુરબ્બી, મને કંઈ નથી. એ તો જરાક મારા-મારા-જીવને સેહેજ દોહન—"

"લે આય જરા 'વીસ્કી'નો એક 'પેગ' ચઢાવ કે હુશીયારી આવી જાય "—અને એમ બોલી પડોશમાં પડેલી એક 'ટીપાઈ' ઉપરથી પેસી લખપતીએ પોતાને હાથે ડીકાન્ડરમાંથી ખાસ્સો પાંચેક આંગળ જેટલો એક "બંપરડોઝ" સોડા ભેળીને તેનાં હાથમાં

આપ્યો, જે "મેહરવાનજીબા" પ્રથમ જરાક 'હા—ના' કરી પછી ઝટ ગટાવી ગયા !

"કેમ હવે તો જીવ હુશીયાર છેની !"

"હાજી."

"જો સાંભળ, દોસ્ત, તુંને દલગીર થવાનું કશું કારણ નથી. મારૂં એક અગત્યનું કામ છે, તેમાં મને તારી મદદ આપી તું તે કામ પાર ઉતારી આપે તો મારૂં તમામ લેહેણું તુંને માફ કરૂં અને તેમાંની એક પઇબી હું પાછી માંગું નહીં."

"હેં, શું બોલ્યા, મારા મુરબ્બી ? પેસ્તનજી શેઠ, જરા ફરીથી બોલો તો ?—મારા મેહેરબાન !" પેસી લખપતીનાં છેલ્લા શબ્દો સાંભળી મેહેરવાનજીબાની બેહોશી એક તડાકે હવામાં ઉડી ગઇ. પોતાનાં પગ આગળ તોપનો એક ગોળો આવી પડયો હોય તેમ તેવણુ એકદમ ખુરશીમાંથી ચમકી ઉઠી પુછવા પડયા.

અહીં હવે લંબાણ કરવાની જરૂર નથી. વાંચનાર જાણે છે કે પરેલવાળી પીરોજા બનાજીને જોતાંજ પેસી લખપતી તેનો પરસ્તાર બન્યો હતો. એ પીરોજા સાથ પરણવા સારૂ તેને મેહેરવાનજી મોદીની મદદ જોઇતી હતી !

મેહેરવાનજી જેવો પોતાના હેશાનમાં દબાયલો જુનો વિશ્વાસુ મિત્ર છોડી પેસી લખપતી બીજાં કોણની મદદ લેવા જાય એ દેખીતું હતું. પીરોજા બનાજીની હદ બહાર ખુબસુરતીએ પેસીને એવો આંજી નાખ્યો હતો કે પચીસ હજારનું પોતાનું લેહેણું—જો તેણી તેને મળે તો—મેહેરવાનજીબાની મેહનતના બદલામાં મુકી ફુટવાને તે આપમેળે તૈયાર થઇ ગયો હતો !

"ફરમાવો—સુખેથી ફરમાવો, મારા શેઠ. તમારૂં ગમે એવું જોખમ ભરેલું કામ હશે તેબી મારી આંખ પાર બજાવવાને તમારો

ગોલામ તૈયાર છે.” મેહેરવાનજીબા પોતાનાં કરજની એમ સેહેલાઇથી સફાઇ થઇ જતી જોઇ હરખાઇ હૈડે બોલી પડયા.

“મને તાહરીજ ચેહલી પર ચોરી કરવીછ, બચ્ચા !” પેસી વીસ્કીનો એક ‘પેગ’ ચઢાવી બોલ્યો. “બોલ, મેહેરવાનજી, તે ચોરી કરવામાં તું મને તારી દિલોજાન મદદ આપશે ?”

“મારી ચેહલી પર ચોરી ? માર્યા ઠાર ? ચોરી ? શાની ચોરી ?”

“જીવતાં માણુસની !”

“એ શું બોલોછ, પેસ્તનજી શેઠ ?”

“વળી શું બોલે ? જે ખરૂં છે તેજ બોલુંછ. તારી ચેહેલી પર એક ખુબસુરત બગલું છે તે ગઇ સાંજથી મારૂં જીગર જીતી ગયુંછ”—અને અહીં પેસીએ પોતાની ખુરસી તેની પાંસે ખેંચી મેહેરવાનજીબાનાં કાનમાં લગભગ પા કલાક સુધી કાંઈ ‘ધુસ ધુસ’ કીધી.

“હવે બધું તારાં ભેજાંમાં ઠસ્યું કે, મેહેરવાન ? એ તારી કોઇ ખુબસુરત ભાડુતણીએ મને આજ સાંજથી ખરેખર ઘેલો બનાવ્યોછ. એનું નામ શું છે, દોસ્ત ?”

“પીરોજા બનાજી.”

“તું શું ધારેછ ? હું મારી ઉમેદમાં ફતેહમંદ ઉતરસ કે ?”

“મને શક છે—મારા શેઠ—મને શક છે.” હવે અહીં જરા ભારબોજ માંગવાની “મેહેરવાંનજીબા”ની વારી આવી. તેવણુ સોકેટીસ ફીલસુફ મીશાલ માથું હલાવી નાક્નું ટીચકું ચઢાવતા ગંભીર ઢબે બોલ્યા. “હું નહીં ધારતો કે પીરોજા તમારી માંગણી કબુલ કરે !”

“કાંય—કાંય, એમ કાંય ? નખ્ખોદ ગીયા, પેહેલાં મુહરતમાંજ એવી અવ્વડ વાણી કાંય કહાડી મરેછ ?”

"મારા મુરબ્બી! જરા સાંભળો! પીરોજાને જેટલો હું ઓળખું છ તેટલું કોઇ ઓળખતુ નથી. આએ ધરતી પર તેને એક બાનું નહીં પણ ફરેસ્તા તરીકે ઉતરેલી હું લેખું છું. તેણીએ જવાન જીંદગીમાં પોતાનો વ્હાલો ભરથાર ખોઇ દીધાથી તેનો એટલો બધો ગમ પકડેલો છે કે એ બાનુંને મારે ત્યાં જ્યારથી તે ભાડુત તરીકે આવી રહીછ ત્યારથી મોજ મજાહ, ખાવું પીવું, ફરવું હરવું એ કેવું હોય તેમાં સામેલ થતાં મેં જોઇ નથી. તેણીની તમામ ઉમેદ તેના એક ફીરોઝ નામના ગુલાબ જેવા ખુબસુરત બેટામાં ભરેલી છે. તે મા-દીકરાં પોતાનાં ઓરડાનેજ ગોયા આખી દુનીયાં સમજેછ. અમારો પરેલનો આખો લત્તો એ સદગુણી બાનુંના વખાણ ગાએછ. કારણ કે સુખમાં નહીં તેટલી ખરેખરાં દુઃખમાં મદદ આપનારી એ કોઇ અજબ પરમાર્થી બાનું છે. આજની જવાન પારસી છોકરીઓથી એ કોઇ જુદાજ ખવાસની, જુદીજ રીતભાતવાલી અને જુદુજ વર્તન દેખાડનારી બાઇ છે. જવાન વયમાં વિધવા થવા છતાં ફરીથી બીજું ઘેર કરવાનો એક હરફ કે હુંકારો તેણીનાં મોહડાંમાંથી કદી કોઇએ સાંભળ્યો નથી અને મારી પકકી ખાત્રી છે કે એવી કોઈ માંગણી તેણીની પાસે લઈ જવી એ લઇ જનારનાં પોતાનાં 'વસા ગુમાવવા' જેવી વાત છે."

"એટલું બધું? ઓ માઇ ગોડ! ત્યારે શું એ કામ તું કઠણ ધારેછ?" પેસી લખપતી નીરાસ થઇ પુછવા પડયો.

"વગર શકે એ કામ ઘણુંજ કઠણ ને બીકટ છે. પેસીબા!" મેહરવાનજી મોદીએ પોતાના કપાળ પર ગંભીરાઇનો ચીલ્લો ચઢાવી જવાબ આપ્યો. જોકે તેવણનું કહેવું ખરૂં હતું કે પીરોજા સેહજમાં સમજે એમ નહીં હતું, પણ અહીંનો પેસી લખપતીનો

આ ભેદ જાણ્યા પછી તેને પોતાના હાથમાં "એક રમકડું" બનાવવાનાં હેતુથી તે બુઢ્ઢાજીએ એવડો વળ બતાવવા માંડયો !

"નહીં, એમ ના બોલ, દોસ્ત મેહેરવાન. ગમે તે ભોગે એ બાનુંને હું મારી પરણેતર બનાવવા માગુંછ. શું તું એ કામમાં મને મદદ નહીં કરશે ?" પેસી અધીરો પડી પુછવા પડયો.

"મારી મદદ સરોચશમથી આપવા હું તઇયાર છું, મારા મેહેરબાન, પણ એ કંઈ બજારમાંની ચીજ ખરીદવાની છે કે કીમ્મત આપીને લઇ આવીએ ! એ બાઇને તમે ઓળખતા નથી. એ કંઇ બીજા બૈરાંઓ જેવી નથી કે તમારા ગાડી ઘોડા, વાડી વજીફા ને પૈસાની રેલછેલ પર લોભાઈ જાય. એ છોકરી તો એક ફરેસ્તો છે—ફરેસ્તો ! તમારૂં જરદારીનું જોર એને હરગેજ લલચાવી શકવાનું નથી—સીવાય કે એનું કાંઇ ખેંચાણ તમારી તરફ થાય."

"જો, મેહેરવાંન, કાંઇબી લાગવગ લગાડીને બે ચાર દિવસમાં મારૂં આએ કામ કરી આપ. તારી ઉપરનું તમામ લેહેણું હું પૈએ પૈ માફ કરસ ને જે દસ્તાવેજ મેં કરી લીધેલો છે તે એમનો એમ એ સેવાના બદલામાં તુંને બક્ષેશ આપસ."

"તે વાત ખરી, મારા શેઠ, પણ તેનાં વિચારોનો માલેક કંઇ હું છેઉં ? મારી ખાત્રીજ છે કે એ માગણી તે નાજ પાડવાની ! મેહેરબાની કરી કોઈ બીજી તરફ નજર કરો તો સારૂં. લાવોની, મારાં ભોંયતળીયેનાં ભાડુત દીનામાય દાવરની દીકરી નાજાં સાથ તમારૂં ગોઠવાવી આપું ? એ કામ સેહેલાઇથી બની શકશે, પણ પીરોજા બનાજીની વાત તો મેહેરબાની કરી તમો સાહેબે પડતીજ મુકવી. દીનામાય દાવરની નાજાં—"

"ચુહલામાં નાખ તારી નાજાં–ખાંજાંને ! હું તો બસ પીરોજાનોજ પરસ્તાર છું." પેસી ચીરડાઇ ગયો.

મેહેરવાનજીબા બડા પકકા ને પોંહચેલ હતા. તેવણુ :"બારે ગાંઠ પુરા" હતા. પેસી પીરોજા તરફ કેટલો બધો ખેંચાઇ ચુકયો છે તે જાણુવા માટે જાણી જોઇને "દીનામાય દાવરની નાજા"નું નામ તેવણે વચ્ચે અડાબ્યું હતું, પણ પેસી ચીરડાઇ ઉઠવાથી તુરત વેળા તેવણુ ચુપ થઇ ગયા.

"બચ્ચા, હવે મારા હાથમાં તારી સુંડી બરાબર આવીછ." મેહેરવાનજી મોદી મન સાથ બબડયા. "માહરી ચેહેલી લેતો તું ડોસો થયો, પણ ચેહેલીમાં વસ્તી મારી ચેલીએ તુંને એવો ચેલવી મુકયોછ કે હવે હું બી તુંને નીચવાય તેમ નીચવસ. ખુદા કરે ને પીરોજા જો સમજી જાય તો મારા હકમાં બી કેટલો ફાયદો થાય? એ કમબખતના કરજમાંથી હું કેવો મોકલો થઇ જાઉં! મને લાગેછ કે મારી ઉપર લક્ષ્મીદેવી હવે પ્રસન્ન થવાની અણીપર છે. પણ પીરોજા સમજે તો કે? એ છોકરી જો નહીં સમજી તો, બચ્ચા મેહેરવાન, તારી કમબખ્તી થવાની વાળી છે! ખુદા પીરોજાનાં દીલમાં ફરેસ્તા વસાવે! પણ સબર! હું શું કરૂંછ? એવા એક લુચ્છા બદમાસ સાથ એક ફરેસ્તાઇ ખસલતની બાનુંને હું ફસાઉં?—પણ તેમ નહીં કરૂં તો અહીં મારીજ ગરદન રેંહસાવાને વખત આયેોછ તેનું કેમ? બા, આજે દુનિયાજ પૈસાની છે! પૈસા વગરનું જીવતરજ બલ્યું! એ નાપાક સાથ પીરોજાને જોડી આપવામાં જો મારો લાભ થતો હોય તો તે મેં શું કામ જતો મેલવો જોઇએ? પણ તોબી એની આગળ તો જરા બારેચંપામણીથીજ વાત કરવી જોઇએ—નહી તો—"

"એ મનમાં ને મનમાં શું બબડી મરેછ, મેહેરવાનજી?" પેસી, જે મેહેરવાનજી બા ઉપર ચીરડાઇ ગયો હતો તે હવે ઠંડો પડી પુછવા લાગ્યો. "કેમ, તું ચુપ કાંય બેઠોછ?"

"ચુપ નહીં બેસું તો શું કરૂં, મારા બાપ ! તમે તો મારા જીવપર જોરાવરીજ લઇ બેઠાછ ત્યારે શું કરૂં ? ત્યારનો વિચાર કરૂં છ કે કોઇ દહાડે નહીં ને આજે મારા મેહેરબાન ને માયાળુ પેસ્તનજી શેઠે એક કામ કહયું તો તે મારેથી બની શકતું નથી. તેને કેમ બજાવવું તેનો કાંઈ રસ્તો સોઝુંછ, મારા મુરબ્બી !"

"હવે કેવો ડાહયો લાગેછ. એમજ—એમજ કંઇ નજર પુગાડીને મારૂં એટલું કામ પાર ઉતારી આપ. ગમે તો તારા પેલાં દીનામાય દાવરને વચ્ચે નાખીને પીરોજાની સમજુત કરાવ."

"અરે નહીંરે શેઠ !—એ વાત તો બોલતાજ નાં." મેહેરવાનજીબાએ જોયું કે જો દીનામાયને વચ્ચે નાખવાની વાત મંજુર રાખી તો પેસી તેવણુને પડતા મેલી તે ડોસીને તેડી મંગાવવા બી ચુકે નહીં. તેથી શરૂઆતથીજ ચમટો તોડી મેલ્યો કે "એ ડોસાંને ને પીરોજાને "છરી—ચુહુલ્યા"નું છે ! દીનામાય દાવરે જો આએ વાત જાણી તો એમજ માનજો કે તમારી સુધરતી બાજી બી હાથથી જતી રેહેશે. એ તો હું પોતેજ મારી ધણીઆણી ધનબાઇની મારફતે સીફતથી પીરોજાનો ચોખો ચાંપી જોવાડસ."

"ઠીક ત્યારે !" ગરીબ બીચારો પેસી લખપતી—એક ગરજાઉ ગધેડો—મેહેરવાનજીબાનાં મતને મળતો થયો. "તેમ તો તેમ—પણ મેહેલ્લીબા, જો તેણુ નાજ પાડયું તો પછી કેમ ?"

"મુખ્ય સવાલ તેજ છે તો, મારા મુરબ્બી !" મેહેરવાનજીબાએ વળી પાછું પોતાનું ડાચું ફીલસુફી તોરથી ગંભીર બનાવી ભવાનો ચીલ્લો ચઢાવી જવાબ આપતાં કહયું, "મને નહીં લાગતું કે પીરોજા આએ લખપતી લૉડજની ભવિષની શેઠાણી થવાનું કબુલ કરે."

"પણ તેનું કારણ, મેહેરવાન ?"

"કારણ શું પુછોછ ? તેણીએ પોતાનાં મરનાર ધણીનો ગમ પકડેલો છે."

"તેણી વિધવા ક્યારે થઇ ?"

"છ–સાત વરસ પર."

"ત્યારે તો એ બધું હંબગ છે ? હું તો સમજ્યો કે વરસ છ મહીનાની વાત હશે. નહીં, નહીં, હું, તારૂં હવે માનવાનો નથી, મેહેલ્લા, બસ બક બક નાં કર ! ચાલ, બોલી દે, કાલે મારી તરફની માગણી તારે લઇ જવીછ કે એ કામ હું કોઇ બીજાને સોંપું ?"

મેહેરવાનજી બાની શુદ્ધ હવે ઠેકાણે આવી ! પેસી "છેલ્લે પાટલે" આવી ગયો એમ જોઇ તેવણનાં બાણુ બેસી ગયા.

"અરે નહીરે, મારા મુરબ્બી. હું જીવતો છેઉં ત્યાં સુધી તો એ કામ બીજાને સોંપવા દેઉં ખરો કે ? પણ મકુંજે સુજમાં નાં રેહતા હો, શેઠ ! જે કામ મેહેરવાનજી મોદી બનાવશે તે બીજાથી બની શકવાનું નથી જો !"

"તું હવે તાડપર ચઢી બેસવાની વાત મારી પાસે કરતોજ નાં, બચ્ચા, તું નહીં તો તારા કાકા મને ઘણાબી મળશે. 'દામ કરે કામ' તો 'બીબી કરે સલામ' ની કહેવત તુંને ખબર હોય એમ લાગતું નથી."

"તમે ગુસ્સે શું કામ થાઓછ, પેસીબા. તમારો ગુલામ તમારી સેવામાં હાજર છે. તાડ ને વાડની વાત મારે સ્વપ્નેબી નથી. પણ હું તો જે મુશ્કેલી છે તે તમો મારા મેહેરબાન મુરબ્બી આગલ રજુ કરવાની—"

"મુશ્કેલી ગમે તેટલી હોય તેની હું દરકાર કરતો નથી. બસ તું એકદમ કાલ ને કાલ મારી ખાહેશ તે બાનુંને જાહેર કર ને શું જવાબ મળેથ તે કાલે સાંજેસાંજ અહીં આવીને કહી જા. બોલ,

છે કબુલ ? યાદ રાખજે, બચ્ચા, કે કામમાં એક રતી ભારબી કસર થઇછિ ને 'ના' નો જવાબ લાવી સુવોછ તો આજથી આઠમે દહાડે તતરતી ડોકીએ પરેલની ચેહેલી ખાલી કરીને ચાલી જવું પડશે. જો એ કામ ફતેહમંદ ઉતારી આપસે તો મારૂં તમામ લેહેણું પૈએ પૈ તુંને માફ કરસ અને નહીં તો પછી જોજે કે અહીંબી લીમજી લખપતીનો દીકરો પેસી પંચી છે–ચાલ, પેલા પાસેનાં ઓરડામાં જઇને ઘોંટલો લે—હું બી સુવા જાઉંછ—ને સાંભલ, કાલે સહવારના પોહોરમાં ચાહે નાસ્તો કરી હું ઉઠું તેની આગમચ અહીંથી ચાલ્યો જજે. વખત ખોહતો નાં."–અને એમ બોલી પેસીએ એક ચંગ દાબ્યાથી એક નોકર હાજર થયો.

"બાલુ, શેઠને પરોણાવાળા ઓરડામાં સુવા લઈ જા ને કાવસ કારભારીને કહી મેલજે કે સહવારે એવણને જલદીથી ચાહે–નાસ્તો આપે."

"વારૂં સાહેબ !"

પેસી લખપતી હવે વધું વખત ખોટી થયો નહીં. તે ઝડપુ પગલે પોતાનાં ઓરડા તરફ ચાલી ગયો.

---

## પ્રકરણ ૮ મું.

## દીનાબાયની દિલસોજી.

ગરીબ બીચારા મેહેરવાનજી મોદી ! પેસી લખપતીએ આપેલા "અલટીમેટમ"થી તેવણુ આખી રાત ઉંઘાયા નહીં. તેવણુ લખપતી લૉડજમાં મોટી હોંસ–ઉમેદથી ગયા ખરા–ત્યાં જાત જાતનાં ઉંચા પકવાનો અને મિષ્ટાનો ઉપર હાથ માર્યો ખરો–પણુ સુવા જવા આગમચ તે ખાધેલું–પીધેલું બધું હવામા ઉડી ગયું. પેસી

લખપતીએ જે કરડી શરતો તેવણ સાથ કીધી હતી તે એક તરફ બાદશાહી ઉદારતા દેખાડનારી, ત્યારે બીજી તરફ દયાહીન બેકદરી બતાવનારી હતી. પીરોજા બનાજીની એકજ "હા" કે "ના" ઉપર આપણા મેહેરવાનજી બાની સુખી કે દુ:ખી સરજત લટકેલી હતી ! જો પીરોજા "હા" પાડે તો મેહેરવાનજી મોદી એક મોટાં કરજ-માંથી એક તડાકે મુક્ત થઇ જાય એમ હતું અને જો પીરોજા "ના" કહે તો મેહેરવાનજી બાની આબરૂનાં કાંકરા વેરાય એ ખુલ્લું હતું. માટે "આવતી કાલે પીરોજા તરફથી શું જવાબ મળશે" તે ખ્યાલ કરતા મેહેરવાનજી મોદી તે સુખવાસી મકાનમાં એક બાદશાહી બિછાંને સુતા હતા ખરા, પણ તેમનાં જીવને એક ઘડીની શાંતી ન હતી. આખી રાત તેવણે બિછાનામાં બહુજ ચિંતાતુર પસાર કીધી અને જ્યારે સહવારૂં પડયું ત્યારે માથાંનાં સખ્ત દુખારા વચ્ચે તેવણ બિછાનું છોડી બાહેર આવ્યા. કાવસ કારભારી તેમની સેવામાં તૈયાર હતો. દાતણ કરી ચાહે નાસ્તો લઇ તેવણ પેસી ઉઠે તેની આગમચ પેસીનીજ એક ગાડીમાં પરેલ પહોંચી ગયા.

આખી રાતનો ઉજાગરો હોવાથી ઘેર આવ્યા બરાબર તેવણ બિછાને ગયા અને જ્યારે એક/બે કલાકની ઉંઘ ખેંચી કાઢી ત્યારેજ તેમના જીવને જરા કરાર થયો. ગરીબ બીચારા મેહેરવાનજીબાને ઉંઘમાં પણ શાંતી ન હતી. પીરોજા શું જવાબ આપશે—હા કહેશે કે ના પાડશે—તેની ધસક તેમને વારંવાર પડતી હતી. અંતે ૯ વાગે તેઓ ઉઠયા અને નાહી ધોઇ ઝડપથી તૈયાર થયા.

વાંચનાર જાણે છે કે આજે સોમવાર હતો અને ઑફીસમાં જવાનું હતું, પણ મોદીજીની મમાઈ આજે માંદી પડી ગઇ હતી ! તેવણ ઑફીસમાં જાય તો તેવણે માથે લીધેલું કામ કોણ બજાવે ?

માટે અચપુચ પેટ છુટી જવાથી ઑફીસમાં આવી નહીં શકવા વિષે ઑફીસનાં સીનોરપર એક ચીઠી લખી તેવણે એક ઘાટી જોડે કોટમાં મોકલી આપી.

એટલું કામ કીધા પછી તેવણુ ભોંયતલ્યે આવ્યા અને દીનાબાઇ દાવરને બાજુએ બોલાવી તેવણુ સાથ "કાંઈ ખાનગી વાત" કરવાની ઇચ્છા દેખાડી. આ વખતે તે બુઝર્ગ બાનુ આગલી ચાલમાં એકલાં બેસી સાંજને સારૂ તરકારી સમારતાં હતાં.

"હારે બાવા, ઘણી ખુશી સાથે." તરકારી સમારવાનું કામ પડતું મેલી ડોસાં તુરત ઉભાં થયાં અને મેહેરવાનજીબાને ઓરડામાં લઈ જઇ ખુરસીપર બેસાડી તેમની સામે પોતે જગ્યા લેતાં પુછવા પડયા. "કેમ બાવા, કોઇ દહાડે નહીં ને આજે મારૂં શું કામ પડયું, મેહેરવાનજીબા ?"

"વાત જરા ખાનગી છે, માયજી, પણુ તમારી સલ્લાહ કે મદદ વગર બને એમ નહીં હોવાથી મેં તમોને તસ્દી આપીછજી."

"કંઈ નહીંરે બાવા, એમાં તસદી શાંની ? બોલો–ફ્રરમાવો; કંઇ સારી વાત કરજો મરં." દીનામાય દાવરે ઉમેદ બતાવી.

"સારીજ વાત છે, માયજી, તમે જાણુશો ત્યારે ખુશી થશો." મેહેરવાનજી મોદી બોલ્યા "પણુ એ વાત હું કરૂં તેની આગમચ મને કબુલાત આપો કે તમે આએ કામમાં તનમનથી મેહેનત કરશો.

"ઓવાય, મેહેરવાનજીબા, તમે શું જુલમ કરોછ ?" ડોસાં રોકડીયાં હોવાથી હસ્તે ચેહેરે રોકડું પરખાવી બોલ્યાં. "વાત વાતને ઠેકાણે રહી, ને આગમચથી કબુલાત શાની કરાવોછ ! શું વાત છે તે હું જાણું નહિં ત્યાં સુધી આગમચથી કબુલાત કેમ આપું ?"

"સારીજ વાત છે, મારાં માય ! તમોને ફીકર કરવાનું કંઈ કારણુ નથી." મેહેરવાનજીબાએ સધ્યારો આપ્યો.

"ભલે–ભલે, ખુદા સૌ કોઇને સારીજ સંભળાવે પણ તમે તો અખ્ખઇ રહવા આગમચથી કબુલાત માગોછ કે કોઇનું ભલું થતું હોય તો મારી આંખને જોરે તેમાં હું ખુશીથી સામેલ થાઉંછ."

"એબી કોઇનાં ભલાંનીજ વાત છે, માયજી. એમાં તમારો કે મારો લાભ સમાયલો નથી પણ એક પારકા પરમાર્થને સારૂ ધરમની જબાન હીલવવાની છે."

"એમજ છે તો સુખેથી બોલો, મેહેરવાનજીબા, હું મારેથી બનતી મદદ આપસ." દીનામાય દાવર, જેવણ પ્રથમ "શું વાત છે તે" જાણુવા ઇચ્છતાં હતાં, તેવણ, "પારકા પરમાર્થ"નો ઇશારો સાંભળી (તે વાત જાણુવાની આગમચ) પોતા તરફની મદદ આપવા કબુલ થયાં. "ચાલો બોલો, હવે વધુ વખત મને ઇન્તેજાર નાં રાખો."

"હાજી હવે મને કસી હરકત નથી, પણ અહીં તમારી કોઇ વહુ–દીકરીની હાજરી તો નથીની ?" મેહરવાનજીબા ઓરડામાં બધી તરફ નજર કરી પુછવા પડયા. "વાત જરા ગંભીર છે અને તુરત–વેળા ખાનગી રાખવીછ તેથી પુછુંછ."

"અહીં કોઇ નથી. મારાં છોકરાંઓ તો રાંધણીમાં છેજી." ડોસાંએ જવાબ આપ્યો.

"ત્યારે કાંઇ ફીકર નથીજી. જુઓની, માયજી"—અને અહીં મેહરવાનજી મોદીએ પોતાની ખુરસી દીનામાય દાવરની ખુરશી તરફ આગળ ખેંચતાં સાથે કહયું. "તમે જાણીને ખુશી થશો કે આપણી પીરોજા બનાજીના નસીબે જોર કીધુંછ !"

"પીરોજા બનાજીના નસીબે જોર કીધુંછ ! એટલે–એટલે–તે શું ?" દીનામાય દાવરને આ અચબુચ ખબર તુરત ધ્યાનમાં નહીં ઉતરવાથી પુછવા પડયાં.

"તે એ, માયજી, કે એવણુનાં હાથનું એક મોટે ખાંચરેથી માંગું આયુંછ" મેહેરવાનજીબાએ વધાઇ કહી.

"ખરેખર?"

"તદ્દન સાચી વાત છે, માયજી."

"માગું કોણ લાયુંછ?"

"હું પોતે લાયોછ."

"હેં-હેં? એ શું બોલોછ? તમો પોતે લાયાછ!" ડોસાં અજબ થઈ હસ્તે ચેહેરે પુછવા પડયાં. "હવે આસ્તે આસ્તે મેહેરવાનજીબા તમે કારજ કરવાનો ધંધોબી માંડયો કે?"

"અરે નહીરે માયજી, એમાં ધંધો શાનો જો? હું કાંઇ કારજ કરનારો છેઉં કે એ ધંધો કરૂં? પણ આપણી પીરોજાની અશરાફી ને લાયકી તરફ જોઇ એ કામમાં મેં ખુશીથી હાથ નાખ્યોછ. એ બીચારી પોતાની જવાન જીંદગીમાં રંડાપો ભોગવેછ તે હું જોઈ શકતો નથી. કવી પરી જેવી છોકરી છે. તેનાં નસીબમાં એવું નહીં જોઇયે; તેથી મેં એક સારે ઠેકાણે એની ભલામણ કીધીછ, અને ત્યાંથી હું માગું લઇ આયોછ."

"એ કીયું ઠેકાણું, મેહેરવાનજીબા? છોકરાનું નામ શું?"

"જી, છોકરાનું નામ પેસી લખપતી. પીરોજાના ધન ભાએગ હોય તો એવો ધણી પામે." મેહેરવાનજીના હૈયાં હરખાઈ ગયાં. "એવન ઘણાં ભાએગશાલી હોવાં જોઇએ કે એવો લખપતી શેઠયો એવણુનાં હાથની માગણી કરેછ. માયજી, તમે કેમ ઓળખતાં નથી? ગઇ કાલે સાંજે આપણી ચેહેલીની સામે પેલી બે ઘોડાની ગાડી આવી ઉભી હતી અને તેમાં જે ભપકાદાર શેઠયો બેઠેલો હતો તે ખુદ પેસી લખપતી!" મેહેરવાનજીબાએ બડાઇ મારી.

"હાજી હા, મેં ઓળખ્યો લીમજી લખપતીનો દીકરોજ કેની!"

ડોસાંએ પુછ્યું. "મોટે ખાંચરેનું ઠેકાણું ને પૈસે ભરપુર! પણ એ પેસીને પોતાને હું ઓળખતી નથી. મેં ગઇ કાલે પેહેલ વહેલોજ જોયો. એના બાવા લીમજી લખપતી મારા બેહેસ્તીને મલવા ઘણી વખત અમારે ત્યાં આવતા હતા."

"પીરોજા પર લક્ષ્મી દેવી પ્રસન્ન થઇછ, માયજી, એમજ કહોની કે જો એ જોડું બંધ બેશે તો પીરોજા ધનના ઢગલાપર બેસસે."

પેસી લખપતી જેવાએ પીરોજાનાં હાથનું માંગું મોકલ્યુ એ બીના દીનામાય દાવરને હરખાવ્યા વિના રહી નહીં.

"ત્યારે હવે બધો ભેદ મને સમજ પડયો. મેહેરવાનજીબા, કાલે તમોને તાકીદનું તેડું આવ્યું હતું તેનો ભરમ તો કેથો આએ દેખું!" ડોસાં બોલ્યાં.

"હા માયજી, એજ કામ સારૂ મને શેઠે બોલાવ્યો હતો."

"તમે રાતે કયારે આવ્યા? બારણું તો મેં ઉઘાડયું નહીં હતું.

"હું ગઇ રાતે લખપતી લૉડજમાંજ સુતો હતો, માયજી, હું આજે સહવારે ૭ વાગે અહીં આવ્યો."

"ત્યારે બરાબર છે. બીચારાં તમારાં ધનબાઇ મોડી રાત વેર તમારી રાહ જોઈ જોઇને પછી છોકરાંઓ સાથે જમીને સુવા સીધાર્યાં પણ હું એમ પુછું છ, મેહેરવાનજી, કે આપણી પીરોજાને એ પેસી લખપતીએ કયાં જોઈ? એ તો કેથે બહાર જતી આવતી નથી."

"અરે માયજી, પીરોજાનો બનાવ તો એક કહાણી કીસ્સા જેવો છે." મેહરવાનજી મોદી હસીને બોલ્યા. "કાલે પેસ્તનજી શેઠ મહાલક્ષ્મીથી એપોલા તરફ ગાડીમાં બેસી ફરવા જતા હતા તેટ-

લામાં તેવણુનાં કારભારી કાવસે આપણી ચેહેલી પર તે ધણીનું ધ્યાન ખેંચ્યું કે આએ મેહેરવાનજી મોદીની ચેહેલી છે અને તે-વણુ અહીં રેહેછ. કાલે આતવાર બી હતો એટલે શેઠે અટકલ કીધી કે હું ઘરમાંજ હોવસ તેથી ગાડી ઉભી રખાવી મને મલવા માગ્યું. તમો જાણોછ તો ખરાં કે હું તેવણુની ગાડી આગળ મળવા ગયો અને ગાડીમાં બેઠા બેઠા શેઠે આપણી ચેહેલી તરફ ઉંચે જોયું. એજ વખતે પેહેલા માળની બારી આગળ પીરોજાએ અચબુચ દેખાવ દીધાથી તેવણુની ખુબસુરતી જોઇ પેસ્તનજી શેઠ છક્ક થઇ ગયાછ અને એપોલો પર જવાનું પડતું નાખી ગાડી પાછી 'લખપતી લોડજ' તરફ ફેરવાવી મને તુરત તેડવા મોકલ્યો. એ રીતે જે કાંઈ બન્યુંછ તે અચબુચ અને અચાનક રીતે બની ગયુંછ. પરણવું તો પીરોજા સાથ પરણવું, નહીં તો આખી જીંદગી એમજ પસાર કરવી એવો તેવણુ મજબુત ઠરાવ કરી ચુક્યાછ."

"અરે વાહ!" ડોસાંએ ટચકો કીધો. "ને પીરોજાને એ માગું પસંદ નહીં આયું તો?"

"કોઇબી રીતે તેવણુને સમજાવી પટાવીને આપણે મનાવવાંજ જોઇયે, માયજી. એમાં પીરોજાનો પોતાનો લાભ છે."

"તે વાત ખરી. પણ મને શક છે કે પીરોજા હવે બીજું ઘેર કરવાનો ખ્યાલબી કરે!" દીનામાય દાવરે મેરવાનજીઆને હેબતાવી માર્યા.

"મનેબી એમ લાગેછ, માયજી, પણ હું આએ બાબદમાં તમારી સલ્લાહ ને મદદ માગુંછ તે શાને સારૂ ? હુંબી એમજ ધારૂંછ કે પીરોજા આએ માગણી સેહેલાઇથી કબુલ કરવાની નથી અને તેથીજ મેં તમો જેવાં બુઝર્ગ બાનુંની એમાં મદદ ઇચ્છીછ."

દીનામાય દાવર વિચારમાં પડયાં. પીરોજા સૌ કોઇની વ્હાલી

હતી અને પીરોજાનું ભલું થયલું જોવામાં સૌ કોઈ રાજી હતાં. એવી જુવાંન જીંદગીએ પીરોજા રંડાપો ભોગવે એ કોઇને પસંદ નહીં હતું–અકસર કરીને દીનામાય દાવર તો પીરોજાને પાછી સંસારમાં પડેલી જોવાને સૌ કરતાં વધુ કાળજી ધરાવતાં હતાં. તેવણુ અવારનવાર પીરોજાને એ બાબદમાં સીધી કે આડકત્રી રીતે અનેક વાર કહી ચુકયાં હતાં, પણ પીરોજા પોતાનાં મરનાર ખાવિંદ બેહેરામ બનાજીનો ગમ એટલો બધો રાખી બેઠી હતી કે એવી વાતો સાંભળી નારાજ બની ઉઠી જતી હતી. દીનામાયને પીરોજાનો અનુભવ હોવાથીજ મેહેરવાનજીબાને તેવણે ઉપર મુજબ ભડકાવ્યા હતા!

---

## પ્રકરણ ૯ મું.

## "આપણે પારસી છૈયે."

"મહેરવાનજી? તમે ધારોછ તેટલું એ કામ સેહેલ્લું નથી!" દીનામાય દાવરે થોડોક વખત વિચાર કરી અંતે જવાબ આપ્યો. તેવણુનાં આ શબ્દો સાંભળી મેહેરવાનજીબાનું મોહડું ઉતરી ગયું!

"નહીં માયજી, એમ નાહિંમત ના થાઓ! મેં તો તમારી મદદપર બધી કુમક બાંધેલી છે."

"તે વાત ખરી, પણ પીરોજા કંઈ બચ્ચું છે કે તેને પેપર-મીંટ આપીને સમજાવીયે? એને હું ઓળખુંછ ને તમે નથી ઓળખતા એમ તો નથી? એની બધાં સાથની લાયકી, શાંત સ્વભાવ ને મજબુત ઠરાવથી કોણ અંજાણ્યું છે? એણે એનો ધણી ખોહયો, તેને પાંચ–સાત વરસ થઇ ગયાંછ, પણ એ બનાવ જાણે પાંચ–સાત દહાડા પર બન્યો હોય તેટલો એની છાતીમાં તાજો છે તે આપણે શું નથી જાણતાં?"

"ખરી વાત છે, માયજી, એમ છે તેથીજ હું આએ કામમાં તમારી મદદ માગુંછ. મેં પેસી શેઠનેબી કહયુંછ કે એ કામ બજાવે તો અમારાં દીનામાય દાવર બજાવે !—બાકી બીજા કોઇથી એ કામ બનવાનું નથી !" મેહેરવાનજીબાએ "ટોસ્સો" ફેંકયો ! ખરી વાત તો એ છે—અને વાંચનાર તે જાણે છે—કે ઉલટી ડોસાંની મદદ પેસી બાહરો બાહારથી નહીં મેળવે તેટલાં માટે દીનામાય દાવર સાથ પીરોજાને સારૂં નથી એવું ખોટું બાહાંનું મેહેરવાનજી મોદી પેસી લખપતી આગળ ગઇ રાતે અડાવી આવ્યા હતા !

"મારેથી તે શું બનવાનું હતું, મેહેરવાનજીબા, પણ કોઇબી રીતે એ બીચારી ઠેકાણે પડે તો હું તે જોવાને ખદાયનાં પેર સુધી ખુશી છેઉં. વારૂં એ તમારા શેઠ થતાની ઉંમર શું ?"

"આશરે પીસતાલીસેક વરસ હશે."

"ઉમરમાંબી જરા તફાવત છે."

"એટલે ?"મેહેરવાનજીબા "એટલે"થીજ અટકી ગયા !

"પીરોજાની ઉંમર ૨૭) વરસની છે એટલે ૧૮) વરસનો તફાવત, ગણાય."

"અરે નહીં માય, એ તે કંઇ તફાવત ગણાય વારૂં ? પેલા હિંદુઓમાં બાંસઠ વરસનાં બુઢાઓ બાર વરસની કન્યા લાવેછ તે તમે નથી જાણતાં ?"

"તે હિંદુઓની વાત છે—આપણે પારસી છૈયે. પણ મેહેર-વાનજીબા, ઉમરનો એ તફાવત હું ઝાઝો ધ્યાનમાં લેતી નથી. બીજવર છે એટલે એટલો તફાવત તો હોય તેમાં નવું કાંઇ નથી. પેસી લખપતીની પેહેલ્લી ધણીયાણી હાલ હૈયાત નથી, વારૂં ?"

"હાજી, તે દશેક વરસ થયાં ગુજરી ગઇછિ. તે પછીથી ભલાંભલાંઓએ ફાંફાં માર્યાં પણ એવણ એકના બે થયા નહીં ને

હવે અચખુચ ગઈ કાલે આપણી પીરોજાને જોઇ એવણુ તેનાં ઉમેદવાર બન્યાછ."

"આગલી ધણીયાણીને પેટનાં કાંઇ બચ્ચાં છે કે ?"

"હાજી, એક પંદર–સોલ વરસની બુચી છેજી."

"પંદર સોલ વરસની ? "ડોસાં અચરત થયાં." ત્યારે તો સાડી પેહેરતી હશે."

"હાજી."

"એ છોકરી કોણુની સંભાલમાં છે ?"

"જી, એ છોકરી ધણીખરી પોતાની મમાઇને ત્યાં રેહેછ. મહીને પંદર દહાડે એકાદ અઠવાડીયું લખપતી લૉડજમાંથી રહેવા આવેછ. ધણુંજ ખુબસુરત બચ્ચું છે અને એનાં બાપનો એની ઉપર ધણો જીવ છે."

"એ છોકરી સીવાય બીજાં કાંઈ ફરજંદો છે કે ?"

"નહીંજી."

અહીં ડોસાં જરાવાર ચુપ થયાં અને પછી પુછયું. "હવે બોલો, મેહેરવાનજીઆ, તમે શું કહેવા માગોછ ? શું તમારી મરજી એમ છે કે એ બીનાં પીરોજાને મેં પુછવી ?"

"હાજી."

"અને એણુ ના કહયું તો ?"

"એ બીચારી દુ:ખી બાઇ પ્રથમ ના તો કહેવાનીજ–પણુ તમે એને કોઇબી રીતે સમજાવીને 'હા' ભણુવો. માયજી, એ તમારૂં હેશાન હું જીંદગી સુધી ભુલસ નહીં. મારા પેસ્તનજી શેઠનાં મારી ઉપર ધણુા મોટા ઉપકારો થયલા છે, જે વાલવાની આએ કીમતી તકમાં તમે મને મદદ આપો ?" અહીં મેહેરવાનજી-બાએ બેઉ હાથ જોડી ધણોજ નમ્ર દેખાવ કીધો.

"તમે એમ નાં કરો, મેહેરવાનજી, મને ઉલટું ખરાબ લાગેછ. આએ નેક કામ છે તો એમાં હું મારી આપ ખુશીથી મારેથી બનતી મદદ કરસ."

"મને એટલુંજ જોઇયેછ—માયજી—મને એટલુંજ જોઇયેછ."

"મને લાગેછ, મેહેરવાનજી, કે એ કામમાં હું મારી છોકરીઓને બી સામેલ કરૂં તો સારૂં, કારણ કે એ સરખે સરખાંઓ એને મારે કરતાં વધુ સમજાવી શકસે. પેહેલાં હું એખલી પીરોજા સાથ વાત કરી જોઉં ને તેમાં મામલો સુધરે તો તેમ, નહીં તો આપણે બધાં જણા સામટું દબાણ ચલાવશું."

"જેમ તમોને ગમે તેમ. મેં પેહેલાં જે ના કહયું તે એટલાજ ખ્યાલથી કે બનતા સુધી ખાનગી રીતે વધુ ચુનોચરા નહીં થાય, તેમ થાય તો સારૂં, પણ તમારી મરજી એમ છે તો મારી ના નથી."

"ઠીક છે, હું બપોર પછી પીરોજાને મલીને પેહલાં એખલી વાત કરસ."

તે મુલાકાત ત્યાંજ ખતમ થઇ. મેહેરવાનજી માળ ઉપર ગયા પછી દીનામાય દાવરે તે બીનાથી પોતાની વહુ દીકરીઓને વાકેફ કીધી. પીરોજાનું નસીબ એટલું બધું જોરાવર બનવા પામ્યું છે એમ જાણી નાજાં અને તેહમી ખુશખુશ થઇ ગયાં.

"માયજી, એવી કીમતી તક કંઇ ઘડીઘડી મળતી નથી, તેથી પેહલાં તમે પીરોજાને સમજાવી—પટાવીને હરસુરતે મનાવવાની કોશેષ કરજો. એ બીચારીએ પોતાનાં આગલા ધણીતું ઘણુંજ થોડું સુખ જોયુંછ. પાક પરવરદેગાર તમોને જસ આપે, ને પીરોજા એ માંગણી કબુલ કરે તો આપણે ઘણાં ખુશી થઇશું" નાજાંએ ખુશાલી બતાવી.

બપોરે જમ્યા પછી દીનામાય દાવર પહેલે માળે પીરોજા બનાજીને મળવાં ગયાં.

---

## પ્રકરણ ૧૦ મું.

## "હું પૈસાની નહીં પણ પ્યારની ભુખી છું."

"મમ્માઘી, આપલાં દીનામાય આયાંત" ફિરોઝે પોતાની માવતરને ખબર આપી.

"આવો દીનામાય-આવોજી !" પીરોજા જે ટેબલ આગળ બેસી એક નીતીમાન ઈંગ્રેજી નોવેલનું ત્રાન્સલેશન કરતી હતી તેણીએ તેવણને હરખભેર આવકાર આપતાં કહયું.

"દીકરી પીરોજા, તું કંઇ રોકાયલી તો નથીની ?"

"નહીંરેજી. રોકાણુ તે શી હોય ? તમારાં પગલાં કયાં છે ? અહીં આવોજી; આએ ઈઝીચેર પર જરા ફરાગત થઇને બેસોજી."

પીરોજા સૌ સાથ નમાની અને નમ્ર હતી, પણ દીનામાય દાવર તરફ તેણીને કાંઈ અજબ માન હતું. આખી ચેહલીપર તેવણ સૌ કરતાં વડાં અને બુઝર્ગ બાનું હોવાથી અને પોતાનાંજ જેવાં એક ખાનદાની બાઇ હોવાથી પીરોજા તેમને એક માવતર સમાન માન આપતી હતી.

"મારી મોટાંમાં મોટી અજાયબી એ છે, દીકરી, કે તુંને એખલીને તારા ઓરડામાં કેમ સોહવાએછ !" ડોસાંથી આવ્યા બરાબર "પેલી વાત" તો છેડાય નહીં ત્યારે આએ રીતે વાત ચાલુ કીધી !

"કાંય નહીં સોહવાય, માયજી ? હું કંઈ અહીં એકલી થોડી છું ? મારો-પોપટ-દીકરો ફિરોઝ કેવો છે ! એની મીઠી પટપટથી

મારો વખત સોહવાઇ જાએછ. વળી એ 'લેસન' પર બેસેછ ત્યારે હું કંઇ વાંચવા—લખવાનું લઇ બેશુંછ. સહવારનો ઘણોખરો વખત તો બંદગીમાં ને ફિરોઝને શીખવવામાં પસાર થાએછ. મને અહીં એકાંત જેવું જરાબી લાગતું નથી."

"મારી નાજાં ને તેહમી તારે સારૂ ઘડી ઘડી પરીયારો કરેછ કે પીરોજા આખો વખત ઉપર ને ઉપર રોકાયલાં રહેછ. જરા ઘડીભરી ફુરસદની વખતેબી કંઈ પાનાં કે બીઝીક રમવા તો આવીયે, મારી માય ?"

"ખરૂં છે માયજી, પણ મને એવી એવી રમતો પર બીલકુલ શોખ નથી. ફુરસદનો વખત ગુજારવા માટે ઓરતજાત સારૂ બીજા ઘણા નાદર હુન્નરો પડેલા છે."

"હમણાં આએ શું લખેછ, દીકરી ? હું જ્યારે જોઉં ત્યારે તું કંઇ ને કંઇ કામમાં રોકાયલીજ કે ? બપોરની વખતે એ ઘડી બીછાનામાં આસાએસ લઇયે, મારી માય !" ડોસાંએ પોતાનાં અસલી 'ટેસ્ટ' મુજબ સલ્લાહ આપી.

"મને બપોરે લેટવાની આદત નથી, માયજી. એટલો વખત દરરોજ સુવામાં પસાર કરીયે તેને બદલે કાંઇ કામ બજાવીયે તે કેટલું કીમતી થઈ પડે ? માયજી, આજનાં જમાનામાં તો વખતની કીંમત છે."

"ખરૂં છે, દીકરા, પણ તબીયેત તપાસીને કીધેલું સૌ સારૂં. ચાલ દીકરી, હવે હું જે એક અગતનાં કામસર આવીછ તે વાત પર આવીયે"—અને અહીં દીનામાય ડોસાંએ પોતાનો ચસમો આંખ પર સરખો કરી, ખુરશીમાં તટાર ઉઠી બેસતાં ચલાવ્યું. "આજે દાદાર હોરમજદનો પેહેલો મુબારક રોજ છે."

"હાજી." પીરોજાએ જવાબ આપ્યો. તેણી એક શીખેલી

અને સુધરેલી બાનુ હોવા છતાં ખુદાની બંદગી દરરોજ પુર એકીનથી કરતી હતી.

"ને એ મુબારક રોજે હું એક મુબારક વધાઈ તારે સારૂં લઇ આવીછ."

"મુબારક વધાઈ ?—અને તે મારે સારૂ ? માયજી, તમે શું કેહવા માંગોછ તેની મને સમજ પડતી નથી." પીરોજા અચરત થઇ પુછવા પડી. તેણી સમજી શકી નહીં કે ડોસાં શું કહેવા માગેછે ? વાંચનારને ખ્યાલ આવશે કે મુબારક વધાઇ ઉપરથી પીરોજાએ ઝટ ચેતી જવું હતું, પણ પીરોજાને તેવો ખ્યાલ આવી શકે તેવો સંજોગ ન હતો. અગાઉ પણ ડોસાંએ પીરોજાને પરણાવવા માટે પોતાની ઓળખાંણ-પીછાણનાં એક બે ઠેકાણાં પીરોજાને દેખાડયાં હતાં, જે તેણીએ નામંજુર કરી "એવી વાત ફરીથી મારી પાસે કદી કરતાં નાં, માયજી" એમ માગી લીધું હતું, જેથી ડોસાં એવીજ કોઇ વાત લાવ્યાં હશે એવોખ્યાલ શરૂઆતમાં તેણીને બીલકુલ પેદા થયો નહીં.

તે પછી લાંબી મુદતે ડોસાં ફરીથી આજે તેવીજ "ઑફર" લાવ્યાં હતાં અને દીનામાય દાવરને પોતાને પણ શંકાજ હતી કે આગલના જેવોજ જવાબ મળશે. તેમની આ અટકળ ખોટી પડી નહીં, જે આપણે આગળ ચાલતાં જોઇશું.

"દીકરી, તુંને સમજ નથી પડતી તો હું સમજ પાડુંછ. જોની માય, વખત પોતાનું કામ કરયા વગર રહેતો નથી." ડોસાંએ હસ્તે ચેહેરે પીરોજાને પટાવવા માંડી. "જે ચીજ આજે આપણુને ગમતી નથી તે ઉપર આવતી કાલે આપણું દીલ થાએછ એ કુદરતનો કાયદો છે. મને વચન આપ, પીરોજા, કે હું એક વાત તુંને કહું તે સાંભળી તું ચીરડાય નહીં."

"શું તમારી વાત ચીરડાવા જેવી છે ?" પીરોજાએ ભોલાઇથી પુછ્યું.

"નહીં, તેવી તો નથી–ઓર બી તેમાં એક મુબારક વધાઇ સમાયલી છે, પણ હું તારા આચાર–વિચાર લાંબા વખતથી તપાસતી આવીછ તેથી કહુંછ કે કદાચ તે વાત તુંને નહીંબી ગમે તો નકામો તારો જીવ કુહડાવતી નાં."

"તમે એક તરફ કેહવોછ કે તે 'મુબારક વધાઇ' છે ને બીજી તરફ બોલોછ કે 'તારો જીવ કુહડાવતી ના' ત્યારે મારે હવે શું સમજવું ? તમે શાને વાસ્તે બોલોછ તે ખુલ્લે ખુલ્લું કહી દેવો, માયજી, કે હું તેનો જવાબ આપું. કંઈ પેલી અગાઉ એક બે વખત તમે ફરમાશ લાયાં હતાં તેવીજ કંઇ વાત છે કે ?" અહીં પીરોજાને જરા વહેમ પડયાથી તેણીએ સીધો સવાલ કીધો.

"હા મરૂં, કંઇ તેવુંજ છે."

"માયજી," પીરોજા દયામણે અને દલગીર ચેહેરે બોલી. "ખુદા ખાતર—"

"નહીં, સબર કર, છોકરી ! આટલો વખત તો હું બોલી નહીં પણ હવે હું તારી આએ બાબતની હુજત ચાલવા દેવાની નથી." ડોસાં અહીં જરા સખત થયાં. "હું હવે છુપાવવા માંગતી નથી. જો સાંભલ, મારી માય, તારૂં ભાએગ ખીલવાનો વખત ચાલી ચલાવીને તારી નજદીક આયોછ–તારાં સારાં નસીબે હવે એવડું જોર કીધુંછ–એક મોટો માતબર ને ખાનદાંની શેઠીયો તારો હાથ લગનમાં લેવાને તૈયાર થયોછ."

"ઓ નહીં !–નહીં ! માયજી. દીનામાય માય, એ વાત તો તમે હવે કોઇએ મારી પાસ કહાડવી નહીં" અને એટલું બોલતાંજ પીરોજાની આંખમાં પાણી આવી ગયાં. "તમે ધારોછ તેટલી હું

સુખી નથી–મારા મરનાર ખાવીંદનો ગમ હુ હજી વીસરી નથી–મારો તે હૈયાંનો હાર મને નિરાધાર સ્થીતીમાં અહી નાખી હજારો ઉમેદ ભરેલો જવાન જીંદગીમાં ઉડી ગયો તે બનાવ તેનાં મોતનાં દીવસનો જેટલોજ આજેબી મારી છાતીમાં તાજો છે !"

"તે હું ક્યાં ના પાડુંછ, મારી માય? હું વરસોથી જોતી આવીછ કે તેં તારા મરનાર ધણીની વ્હાલી યાદ એક ઘડીબી વીસારી મુકી નથી. તે જોવાની ખોદાએ અમોનેબી આંખ આપેલી છે, દીકરી. પણપણ તારાં આવતાં ભવીષનો કંઇ વીચાર કીધો? તારા મરનાર ખાવીંદની ટુંક પુજી પુગી પુગીને તુંને કયાં સુધી પુગવાની છે? તારાં આએ એકપુરા બચ્ચાંને દુનીયામાં આગળ પાડવા સારૂ ખાલી હાથે તું શું કરશે? જરા વીચાર કર, પીરોજા. આએ ઠેકાણું હીરા જેવું છે. લીમજી લખપતીનું ખાનદાન જેવું તેવું ખાનદાન નથી. તેનો એકપુરો દીકરો પેસી લખપતી આજે જે ચાહે તે કરી શકે એવો ઇજતદાર ને વગવાળો છે. એ છોકરાપર ભલાં ભલાં-ઓએ પોતાની દીકરીઓ આપવા સારૂ અનીખનાં તારા તોડયા, પણ એણે કોઇને મચક આપી નથી. તું પોતાને ભાએગશાલી સમજ કે એવો એક માલેતુજાર શેઠીયો ગેઇ કાલે અહીંથી પસાર થતાં તારી ઉપર નજર પડવાથી તારા હાથનો ઉમેદવાર થયોછ. તેણે આપણાં ઘેરવાળા મેહેરવાનજીબાને બોલાવી મંગાવી પોતે થઇને તેવણ મારફતે તારૂં માગું મોકલ્યુંછ. મેહેરવાનજી સીધે સીધું તુંને પુછતાં ઓસકાયાથી આએ કામ તેવણે મને સોંપ્યુંછ. મારૂંજ નહીં, પણ મારી છોકરીઓનું બી–મેહેરવાનજીનુંજ નહીં પણ મેહેરવાનજીનાં ધણીઆણી ધનબાઇનુંબી–એજ મત છે કે લક્ષ્મી ઘેર બેઠા ચાંદલો કરવા આવીછ તે હવે મોહડું ધોવાની વાત જોવામાં ડાહપણ નથી! યાદ રાખજે, દીકરી, કે અમે તારાં સારાંમાં

સદા રાજી છૈયે. પાક દાદાર અહુરમજદ તુને સારી બુધ્ધી આપે ને આએ હાથ આવેલી કીમતી તક તું જતી નહીં મેલે એજ અમારૂં ચાહવું છે."

પીરોજા કાંઈ બોલી નહીં. તે બીચારી જ્યાં બેઠી હતી ત્યાંજ નીચી મુંડીએ બેસી રેહી. આ વખ્તે તેણીનાં ગુલાબી ગાલો ઉપરથી મોતી જેવાં આંસુઓ સરસર સરી પડતાં હતાં !

"તું રડેછ શું કામ, દીકરી. જા બા, તું એમ કરેછ તે જોઇને મારો જીવ બળી જાએછ જો બા !" ડોસાંએ પીરોજાને દાબી પટાવવા માંડી.

"રડું નહીં તો શું કરૂં, માયજી. મારાં નસીબમાં સુખ હતે તો મારો હીરા જેવો જવાન ધણીજ શું કામ મરી જતે ? એ નહીં ! મને એ ચીજ માફ કરો ? હું પૈસાની નહીં, પણ પ્યારની ભુખી છું. મેં મારો પ્યાર એકનેજ આપ્યો હતો અને તે પ્યારો મને છોડી ગયા પછી હવે દુનીયાં મને ઝેર જેવી લાગેછ. આએ જગતમાં હું જીવુંછ તે ફક્ત મારા એકપુરા ગુલાબ દીકરા તરફનાં મારાં ખેંચાણથીજ જીવુંછ. એજ મારા દુઃખી સંસારનો થોડોક મીઠાસ હવે મારે માટે બાકી રહેલો છે. એજ દીકરો જીવશે તો મારો દહાડો ફેરવશે."

"લાખ રૂપીઆની વાત છે, હું તે કેમ ના પાડી શકું ?" અહીં દીનામાય દાત્તરે પીરોજાને બરડા ઉપર એક હાથે પસવાળી બીજા હાથે તેણીનું માથું પોતાની છાતીમાં દાબતાં ભલી કોશેષ ચાલુ રાખી જવાબ આપ્યો. "પણ દુનીયામાં શું થાએછ, દીકરી ? આપણે કરતાં કંઇક દુઃખીઓ આએ ધરતી પર પડેલાં છે. ખુદાના બનાવ આગળ આપણું ચલણ કંઇ ચાલેછ ? તે માટેકે તારી સરજતમાં એવુંજ લખેલું હશે તેને તું શું કરશે. જો દીકરી,

હજુરબી સમજ ને મારો આટલો સખુન રાખ ? તારા મરનાર ખાવિંદનો ગમ હવે ભુલી જા. તેં આટલો વખત તે નેક ભરથાર તરફ જે અખંડ વફાદારી દેખાડીછ તે કાંઇ થોડી નથી. જેવો પવન હોય તેવી પીઠ કરીયે, મારી માય ! સંસારમાં સુખી કોઇ નથી. મોટા મોટા શાહ–સુલતાનો બી દુનિયામાં દુઃખી હોય છે. દુનિયાં પોતેજ એક દોજખખાનું છે. પેસી લખપતી જેવો ભરથાર તારાં મોટાં ભાએગ હોય તો તું મેળવે. જો તે ચાલી–ચલાવીને પોતે તારે દરવાજે આવ્યોછ તો એવી સોનેરી તક હાથથી જતી મેલવામાં તું મારી ડાહી દીકરી ડહાપણુ બતાવશે નહીં."

"તમારૂં બધું કહેવું ખરૂં છે, માયજી," પીરોજા રડમસ ચેહેરે બોલી. "હું એમ નથી કેહવા માંગતી કે દુનીયામાં હુંજ દુઃખી છું. મારાં કરતાં વધુ દુઃખી ને અસુખી જીંદગી ગુજારનારાં કંઇક કમનસીબો આએ ધરતી પર પડેલાં હશે, તે હું ના પાડતી નથી. તમો બધાં જણાં મને પાછી સંસારી બનાવવા માગોછ પણ જે એકજ વ્હાલો જીવ મારે આધારે પડેલો છે તેનોબી મારે વીચાર કરવાનો છે. વળી મારો સંસાર સુખી નીવડે કે દુઃખી તેની આજે જામીનગીરી શું છે ?"

"ઓ દીકરી, એમ ના બોલ ? તું તો વાડી–ગાડીએ ફરનારી ને ધનનાં ઢગ પર બેસનારી બનસે."

"સાચ્ચા પ્યાર વગર પરણવું એમાં શું તમે ખરૂં સુખ સમજોછ ? ધનનાં ઢગને શું ધુલમાં નાખું ? પાક પ્યારની પસંદગી વગર લાખો રૂપીયાની દોલત કામની શું ! દીનામાય, તમે સમજદાર થઇ આજે એટલી જીદ કાંય પકડી બેઠાંછ ?"

"હું જીદ કાંય પકડી બેઠીછ તે હવે કહુ ? ચાલ સાંભલ; મારી દીકરી. આજે તારા ધણીનાં થોડાક પૈસા તારી પાસે છે પણ

તે પુરા થયા પછી તું શું કરશે ? અરે ! ઘેરનાં ભાડાં ને સંસારનો નીભાવ ક્યાંથી કરશે ? આએ તારો ગોલાબ દીકરો તો હજુર નખ જેટલો છે ! એ વધશે ક્યારે ને તારી હાલત ફેરવશે કયારે ? જો દીકરી, મોટામાં મોટો સવાલ જે તારે વિચારવાનો છે તે એજ છે કે પાંચે દહાડે તારી સ્થાતિ કેવી થશે ? દર દહાડે મુદ્દલ રકમમાંથી ઓછું થતું જાએછ તેનો ખ્યાલ કર ! તુંને બીજો કોણનો આશરો આધાર છે ? મુંઇ પાંચ હજાર રૂપરડી પુગી પુગીને કયાં સુધી પુગવાની ? કાલ કોણે જોઇછ ? હું તારી હાલતપર વીચાર કરૂંછ ત્યારે ધાસ્તીથી ધ્રુજી મરૂંછ. ઓ દીકરી–દીકરા, તું સાતને શીખામણ આપનારી થઈ તારી પોતાની બાબદમાં એવી બેફાંમ કેમ બની જાએછ. તારા બેહેસ્તી ખાવીંદનો ખ્યાલ હવે મનમાંથી જરા દુર કર–તેજ ખ્યાલને પકડી બેસસે તો તારૂં ભવીષ કદી સુધરવાનું નથી. હા, તારી હાલત સારી હતે ને એવી માગણી તું ઠોકરે મારતે તો હું આટલું દમાણુ કદી કરતે નહીં. વાસ્તે, મારી માય, હું હમણાં ને હમણાંજ તારો જવાબ માંગતી નથી. હું કાલે સાંજે તારો જવાબ લેવા આવસ તેટલાં નિરાંત ને શાંત મનથી મારા સખુનોપર વિચાર કરજે. તું જાણે ! નાહક રડી બળીને જીવને નકામો દુઃખી કરતી નાં ! ચાલ, બેસ માય, હવે હું જાઉંછ."

અને અહીં ડોસાં જવા ઉઠયાં. જતાં જતાં પણ દીનામાય દાવર ફરી ફરીથી બે ચાર સખુન પીરોજાને કહેવાને ભુલ્યાં નહીં.

ગરીબ બીચારી પીરોજા !

અચબુચ આવી ઉભેલો આ કઠણ સંજોગ જોઇ, શું કરવું અને કેમ કરવું એ તેણી માટે એક મુશ્કેલ સવાલ થઇ પડયો !

---

## પ્રકરણ ૧૧ મું.

## પીરોજાનો "છેલ્લો જવાબ."

તે રાત્રે પીરોજા આખી રાત ઉંઘઇ નહીં. અચબુચ આવી ઉભેલી "બીજું ઘેર કરવાની" આ તકને "એક સોનેરી તક" કહેવી કે "એક અભાગ્યો સંજોગ" સમજવો તેની તેણીને સમજ પડી નહીં.

"ઓ કીસમત! કીસમત!! તું કરેછ તે કોઇ કરતું નથી! હું સાતને શિખામણ દેનારી ને સારે રસ્તે દોરવનારી છતાં માહરી અકકલ આજે જાણે સુન મારી ગઇછ!" તેણી બીછાનાપર સુતી સુતી પોતાના મન સાથ એકલી બબડી. "આજે સહવારે હું ઉઠી ત્યારે મને સ્વપને બી ખ્યાલ નહીં હતો કે મેહેરવાનજી મોદી અને દીનાબાય દાવર મારે માટે એવી નહીં ધારેલી માગણી લઇ આવશે? મારે હવે શું કરવું અને આવતી કાલે તેમને શું જવાબ દેવો તેની મને સમજ પડતી નથી!"

ગરીબ બિચારી! તે બાપડીએ આખી રાત બહુ બેચન પસાર કીધી. બીજી સહવારે પીરોજા બામદાદમાં ઉઠી નાહી ધોઈ બંદગી પુરી થવા પછી પોતાનાં મરનાર ખાવિંદ બેહેરામ બનાજી-ની તસ્વીર આગલ જઇ બેઉ હાથ જોડી બંધ આંખ્યોએ બોલી કે—બેહેરામ–પ્યારા "બેહેરામ! તારાં મીનોઇ રૂહની સાચી મનસ્ની-થી યાદ કરી તુંને પુછુંછ કે મારે હવે કેમ કરવું? દીનાબાય દાવર-નાં સવાલનો જવાબ કેવી રીતે આપવો? જે જીગરમાં તું વ્હાલાની જગ્યા છે, જે અંતઃકરણમાં તેં સદાનો વાસો કીધો છે તે હવે બીજાને કેમ આપું?" અહીં પીરોજાની છાતી ભરાઈ આવી. તેણી-નાં ગોરા ગાલ ઉપરથી મોતી જેવાં આંજુઓ સરી પડયાં! "નહી—ગમે તે થાય પણ મેં માહરા મરનાર ખાવિંદ તરફના માનને માટે

એવો કોઇ બીજો વિચાર કરવો નહીં જોઇએ." તેણી પોતાના મન સાથ એકલી બબડી. "દુનીયાંમાં સેંકડો બલ્કે હજારો વિધવાઓ વસેછ કે નહીં? તેઓ કયાં "બીજું ઘેર" કરેછ કે હું કરૂં? પણ સબર ! દીનામાય કેહેછ તેબી ખરૂં છે કે 'જો, દીકરી, મોટામાં મોટો સવાલ જે તારે વિચારવાનો છે, તે એજ છે કે પાંચે દહાડે તારી સ્થીતી કેવી થશે? દર દહાડે મુદલમાંથી ઓછું થતું જાએછ તેનો તો તું ખ્યાલ કર? તુંને બીજો કોણનો આસરો આધાર છે ? મુઇ પાંચ હજાર રૂપરડી પુગી પુગીને કયાં સુધી પુગવાની?' ખરેખર, ડોસાંનો આએ છેલ્લો વાકય વિચાર કરવા જોગ છે. મારા મરનાર ધણીની ન્હાની પુંજી મને કયાં સુધી પુગવાની હતી? વળી એવો 'ચાન્સ' વારંવાર આવતો નથી એ બી ખરૂં છે. પેસી લખપતી જેવો એક માતબર શેઠયો મારી ઉપર ફીદા થયોછ એ મારાં સારાં નસીબની વાત છે. પણ મારો બેહેરામ?—ઓ નહી! મારા મરહુંમ વ્હાલા ને નેક ભરથાર આગળ એવા પાંનસો પેસી લખપતીઓ એક બદામ જેટલા છો નહીં! નહીં! હું કેવા ઘેલા ઘેલા વિચારો કરૂંછ ? મેં મારા મનની મકકમતા સાચવવીજ જોઇયે. દીનામાય દાવરને મેં રોકડે રોકડું પરખાવું જોઇયે કે તેવણે કીધેલી માંગણી મને મંજુર નથી!"

એ રીતે ગરીબ બીચારી પીરોજા ઘડીમાં એમ તો ઘડીમાં તેમ એવા ડામાડોલ વિચારમાં અરધી ઘેલી જેવી બની ગઇ હતી!

બેટા ફીરોઝની બંદગી, નાસ્તો અને "ટયુશનનું" કામ પુરૂં થયા પછી પીરોજા પોતાનું ભરવાનું લઇ બેઠી, પણ આજે તેણીનું મન એટલું અશાંત હતું કે ભરવા—સીવવાપર લક્ષ લાગ્યું નહીં. તેણીનાં મગજમાંથી તરેહવાર ઉલટ સુલટ ખ્યાલો એક તરફ આવીને બીજી તરફ પસાર થતા હતા.

સહવારે નવ વાગે, નારતા પછી, મેહેરવાનજી મોદીના ધણી-

આણી ધનબાઈ પીરોજાને મલવા આવ્યાં. પીરોજા તેમને જોઇ અચરત થઇ. કારણ કે આ બાનું આખો વખત પોતાના ઘર સંસારી કામોમાં હમેશાં એટલાં બધાં રોકાયલાં રેહતાં હતાં કે સાંજને છેડે પણ તેમને ફુરસદ મલતી ન હતી. ઘર સંસારી કામકાજ ઉપરાંત તેમના નાનાં મોટાં ચ્યાંઉં મ્યાંઉંની તેમના પાછળ એવી અબજાર હતી કે ધનબાઇ મોદીને ફુરસદમાં જોવાં એ પરેલની ચેહેલી ઉપર રહેતાં તમામ ભાડુતોને માટે એક જાતની નવાઇ હતી. પણ તેમ છતાં આજે આ બાનું અણધારેલાં તેમને ત્યાં બીજે માળથી ઉતરી પહેલે માલે મુલાકાતે આવ્યાં, એ જોઇ ચગરી પીરોજા તુરત ચેતી ગઇ કે પહોંચેલ દીનામાય દાવરે અથવા મેહેરવાનજી મોદીએ ગઇ કાલથી જે બીડું ઝડપ્યું હતું તેજ કામને માટે તેઓને આગળ કીધાં હતાં!

અને ખરેખર તેમજ હતું. ધનબાઇજીને મોકલનાર તેમનાં ધણી મેહેરવાનજી પોતે હતા. વ્હાલા વાંચનારને રોશન છે કે પીરોજા પેસી લખપતી સાથ પરણે તેમાં સૌથી મોટો લાભ મેહેરવાનજી મોદીને હતો. જો પીરોજા આ માગણી "ના" પાડે તો મેહેરવાનજીબાનાં એક ઘડીની વચ્ચે "ડાબલાં" વેરાઇ જાય એમ હતું.

ધનબાઇ મોદીની મુલાકાત આપણે અહીં લંબાવીશું નહી. પીરોજાને શરૂઆતની ખેર આફીયત પુછ્યા પછી તેવણે પીરોજાને જે ભલામણ કીધી તે એજ હતી કે પેસી લખપતીએ મોકલેલી તેણીને પરણવાની માંગણી એક સોનેરી તક સમાન સમજી તેણીએ ચુકવી નહીં! પીરોજાના વિચારો શા હતા તે વાંચનારને રોશન હોવાથી પ્રથમ તેણીએ એ બાબે "ના" થી "હા" કહયું નહીં. પીરોજા પોતે ભલી હોવાથી તેણીએ ધનબાઇ મોદીનું દીલ દુખવ્યું નહીં, પણ મધ્યમ તોરનો એવો અર્થસુચક જવાબ આપ્યો કે

"ના." સમજવું કે "હા" તેની સમજની ગેરહાજરીમાં બીચારાં ધનબાઇ મોદી મુંગે મોઢે ઉઠી ગયાં!

વચ્ચે બે કલાક પસાર નહીં થયા તેટલાં દીનાબાય દાવરની વહુ દીકરીઓ પીરોજાને પહેલે માળે મળવા આવી! તેઓની વાતચીતનો તે દીવસનો મુખ્ય મુદ્દો પણ એજ હતો કે પેસી લખપતી તરફથી આવેલું માગું પીરોજાએ ના પાડવું નહીં!

"જુલમ થયો!" પીરોજા તેઓ ગયા પછી એકલી બબડી. "જાણે આખી ચેહેલીજ મને અહીંથી કહાડ કહાડમાંજ પડીછ!"

પણ પીરોજા હજીતો આ બે વાકય મન સાથ બબડે છે તેટલાં મેહેરવાનજી મોદી આવ્યા! તેવણ પીરોજાનાં ઓરડામાં કદી આવતા નહીં હતા. તેવણને જોઈ પીરોજા ઘણી અજબ થઇ. તે આગ્રહથે પણ એ માગું પાછું વાળવું નહીં—વાળશો તો પાછળથી ઘણાં પસ્તાસો વગેરે કહી પીરોજાને અરધો કલાક સુધી એક પ્રકારનું "લેક્ચર" આપ્યું!

અંતે સાંજે પાંચ વાગે દીનાબાય દાવર પીરોજાનો જવાબ લેવા આવ્યાં. તેવણને જોઇને તે પરીચેહેર પુતલીનાં પેટમાં એક જાતની ફાળ પડી!

પીરોજાએ તેવણુની પહેલી પરપુછમાં સાફ નાજ કહયું કે "મારો વિચાર નથી," પણ ડોસાં કાંઇ ખાંડયાં જાય એવાં નહીં હતાં. તેવણુ પાંચ વાગેનાં આવેલાં રાતે આઠ વાગે તેણીને "હા" ભણાવીનેજ ઉઠયાં.

પીરોજા તાબે થઇ તે માત્ર બે ભયભીત કારણને લીધેજ થઈ. પેહેલું કારણ એ કે તેણીની પાસે માત્ર પાંચ હજાર રૂપરડીની પુંજી હતી, જેમાંથી દર મહીને તેણીને રકમો ઉપાડવી પડતી હોવાથી દર દહાડે તે અવેજ ઓછો થતો હતો. "એ પાંચ હજાર પુરા થવે

તું શું કરશે, દીકરી ? તું એક અરધી અરધીની મોહતાજ રેહેશે, તેને બદલે આએ બાદશાહી સુખ તારે બારણે ચાલી ચલાવીને આયુંછ તો ઠોકરે નાં માર." એ દીનામાય દાવરની મુસ્તકીમ દલીલ હતી. ખરૂં પુછો તો તે દલીલ ખોટી નહીં હતી. વળી પીરોજાનું ધ્યાન ડોસાં એક બીજી બાબત ઉપરબી ખેંચ્યા વીનાં રહયાં નહીં કે "આએ બીજવર લગનથી, દીકરી મારી, પોતાની હાલત સુધારવા જોડે તું તારા એકપુરા ચેરાગ ફીરોઝનાં બાબમાં બી ભલુંજ કરશે. વીચાર કર, પીરોજા કે જો તું ઓંહોંસ પકડી પેસી લખપતી સાથ પરણુવા ના પાડે તો તારી પાંચ હજાર રૂપરડી પુરી થવા પછી તારાં બચ્ચાંને કેળવણી કયાંથી આપી શકરો ? એ ઉધરતાં બાળકનું ભવીષ સુધારતાં તેં વધું ધ્યાનમાં રાખવાનું છે. જો ફીરોજને ઉંચી કેળવણી મળશે તોજ તારો દહાડો ફરશે, પણ તે કેળવણી તું એકલે હાથે કયાંથી આપી શકશે ? આએ તો 'એક પંથ ને દો કાજ' જેવું થઇ પડશે. તારો દુઃખી સંસાર ફેરવવા જઇ તુંબી સુખમાં પડશે ને તારાં બચ્ચાંનેબી સુખી કરશે. ભલા–ભલી બીજું ઘેર કરેછ. તું કંઇ હોંસની મારી કરતી નથી. ફરજની મારી કરેછ. અમે બધાં સારી રીતે સમજીએછ. એમાં શરમાવાનું અને ઓસકાવાનું કંઇજ નથી. આ અને એવીજ બીજી દીનામાય દાવરની મુસ્તકીમ દલીલોને પીરોજા તોડી શકી નહીં, જ્યારે તેણીએ જોયું કે એ ડોસાં કહે છે તે બધું ખરૂં છે ત્યારે તેમનાં સખુનને માન આપવાને તેણી તૈયાર થઇ–જોકે પોતાનાં મરનાર ખાવીંદ તરફનો સાચો પ્રેમ તેણીનાં હૈયાંમાં હજી હૈયાત હતો તે છતાં–દરજજે લાચારીએ તૈયાર થઇ અને અંતે "જેમ તમારી મરજી–તમે બધાં મારી પુઠ પકડી રહાંછ" તો હવે મારાં કીસમતને હું ભવીષ્યાનાં હવાલામાં સોંપુંછ" એ તેણીનો છેલ્લો જવાબ હતો !

પીરોજાએ ખુશી ભરેલો જવાબ આપેલો જાણી મેહેરવાનજીઆનાં હૈયાં સો કરતાં વધુ હરખાઇ ગયાં. દીનામાય દાવરની દીકરી–વહુ, તેમજ મેહેરવાંનજી મોદીનું કુટુંબ પેસી લખપતી જોડે પીરોજાએ પરણવાનું નક્કી કીધાથી ખુશખુશ થઇ ગયાં. દીનામાય દાવરે પીરોજાને સમજાવવા મેળવેલી ફતેહ, તેજ રાતે આખા ઘેરમાં વીજલીને વેગે પસરી ગઇ. તે ખુશ ખબર સાંભલીને મેહેરવાનજી એટલા બધા આનંદમાં આવી ગયા કે જમવા ખાવાનું પડતું મેલી ડગલો પાઘડી પેહેડી તુરતજ પેસી લખપતીને આ વધાઈ આપવા સારૂ નીકળી પડયા.

જ્યારે એક ચીજને માટે આપણે એમ ધારીએ છીયે કે તે બનવું મુસ્કેલ છે, અને તેમ છતાં, જ્યારે તે સેહેલાઇથી બની જાય છે ત્યારે આસપાસનાંઓને અજાયબી ઉપજે એ કુદરતી છે. એજ હાલત મેહેરવાનજી મોદી, દીનામાય દાવર અને તેમનાં કુટુંબોની થઇ. પીરોજા બનાજીએ પેસી લખપતીનો હાથ કબુલ કીધો એ વગર શક એક મોજેજો હતો. પેસી લખપતી કોણ હતો, કેવો હતો તે તેણી જાણુતી ન હતી. કોઇ પણ દીવસે તેણીએ તેને નજરો નજર દીઠો ન હતો. માત્ર તેનું નામ આખા મુંબઇમાં મશહુર હતું. ખરૂં પુછો તો પેસી લખપતી ઉપર પીરોજાએ બતાવેલી પસંદગી તેણીનાં હૈયાંને નહીં પણ હાલતને આભારી હતી. તેણીનો મરનાર ખાવીંદ બેહેરામ બનાજી જે નાની પુંજી મેલી ગયો હતો અને જેની ટુક પેદાશ ઉપર તેણી પોતાનો ગુજાશ ચલાવતી હતી તે પુજી પુરી થવે તેણીની હાલત ભયભીત થવાનાં ભયંકર ખ્યાલેજ ગરીબ બીચારી પીરોજાને હા ભણાવી પડી હતી. જો પીરોજાનો મરનાર ખાવીંદ પોતા પાછલ કાંઈ મોટી દોલત મુકી ગયો હતે તો પરેલની ચહેલી ઉપરનું આ ખુબસુરત પંખેરૂં બીજવર લગ્નને

માટે કદી પણ તૈયાર થતે નહીં પીરોજાની આ સ્થીતી વગર શક દયાજનક હતી. આ સંસારરૂપી સાગરમાં કેટલીક વાર ઇનસાનને એવા કઢંગા સંજોગોમાંથી પસાર થવું પડે છે કે જીગરના હેતુઓ જુદા હોવા છતાં પોતાની ઇજત અને ટેકને માટે અણગમતા આશરાઓને સરણ થવું પડે છે. ગરીબ બીચારી બાપડી પીરોજાની સ્થિતી આજે આ પ્રકારની હતી.

પેલી તરફ મેહરવાનજીબા રાતોરાત "લખપતી લોડજ"માં જઈ પોહોચ્યાં અને પેસી લખપતીને તે વધાઇથી વાકેફ કીધો. આ ખુશ ખબરથી પેસીનાં હરખનો પાર રહયો નહી. છેલ્લા ચોવીશ કલાક તેણે ભારે ઇંતેજારીમાં પસાર કીધા હતા. પીરોજા તેની માંગણી કબુલ નહી કરશે એવી મેહેરવાનજી મોદીએ બતાવેલી બીક તેનાં મગજમાં તાજી હોવાથી તે બહુ ચીંતામાં હતો. પણ ખુદાની મેહેરથી વકી કરતાં ઉલટુંજ ખુશી ભરેલું પરીણામ આવવાથી પેસી લખપતી ખુશખુશ થઈ ગયો. તેણે મેહેરવાંનજીબાને જમાડી પાછ રાતોરાત તેમને ત્યાં રવાનાં કીધા અને પીરોજા પર પેગામ મોકલ્યો કે આજથી આઠમે દીવસે લગ્નને માટે તૈયાર રહેવું. પીરોજાને સમજાવવામાં ખરી મેહેનત કરનાર જોકે દીનામાય દાવર હતાં તે છતાં તે કીર્તી મેહેરવાંનજીબાએ પેસી આગલ પોતે લીધી. આગલે દીવસે આપેલી કબુલાત મુજબ પેસી લખપતીએ લખપતી લોડજમાંથી મેહેરવાનજી મોદીને રવાના કરતી વખતે કબુલાત આપી કે અમારાં લગન થાય તેજ દીવસે તમારી ઉપર નીકલતાં લહેણાંનો આખો દસ્તાવેજ હું એમનો એમ તમોને આપી દઇશ. પીરોજાનાં પરણવામાં એ રીતે આપણા મેહેરવાંનજીબાને અચબુચ કેવો મોટો લાભ મલી ગયો છે તે ઉપર વ્હાલા વાંચનારનું ખાસ ધ્યાન ખેંચવાને જરૂર નથી. પોતાની જવાન બાડુતણી એવી રીતે

તેમને તેમની કરજદારીમાંજ મોકલા કરવામાં મદદગાર થઈ પડી એ જોઇ તેમનાં હઇયાં હરખાઇ ગયાં.

કેટલીક વાર કેટલાક ભાગ્યશાળી પગલાંઓ પોતા કરતાં પારકાંઓનું કેટલી હદ સુધી ભલું કરી શકે છે તેનો જીવતો જાગતો દાખલો પીરોજા બનાજી પુરો પાડતી હતી.

મેહેરવાંનજી મોદી પેસી લખપતીની ગાડી છોડી આગલા દરવાજા તરફ જાયછે તેટલામાં પાછળથી એક નોકરે દોડતા આવી તેમની ગાડી અટકાવી અને તેમનાં હાથમાં એક કાગલની કાપલી મુકી. મેહેરવાંનજીબાએ ગાડીનાં ફાનસનાં ઉજાસમાં તે ચીઠીમાં શું લખેલું હતું તે ત્યાંજ વાંચ્યું. તેમાં નીચે મુજબ લખેલું હતું:—

"પીરોજાને કહેજો કે કાલે સાંજે પાંચ વાગે તેવણુને મલવા સારૂં પરેલ આવીશ."

## પ્રકરણ ૧૨ મું.

બીજી સાંજે પેસી લખપતી ખુબ ઠાઠમાઠમાં એસ્કી બની પરેલ ખાતે પીરોજાને મળવા આવ્યો. અલબતાં, આજની પહેલી મુલાકાત હોવાથી "મેહેરવાનજીબા" એ ચેહેલીની સીહડી આગળ ઉભા રહી શેઠને તેવણુનાં દરજ્જા મુજબનો આવકાર આપ્યો. જાણે મેહેરવાંનજીબાની પોતાનીજ દીકરી પરણવાની હોય તેમ, તે આપસ્વાર્થી આદમીએ દોડધામ કરી મેલવામાં કોઇ રીતની કચાસ રાખી નહીં. પેસી અને પીરોજા એકમેકથી તદન અંજાણ્યાં હોવાથી "જમાઇજી"ને આજનો પેહેલો આવકાર આપવામાં મેહેરવાંનજીબા અને દીનાબાય દાવરે મુખ્ય ભાગ બજાવ્યો. પેસી લખપતી પીરોજાની મુલાકાતે આવ્યો તેની આગમચ પીરોજાની ખાહેસને માન

આપી દીનામાય દાવર અને તેવણુની વહુ દીકરી તેણીનાં ઓરડામાં આવી બેઠાં હતાં. ખરૂં પુછોતો દીનામાય દાવર અને મેહેરવાનજી મોદીએ આજ સહવારથી ખુબ દોડ ધામ કરી મેલી હતી. પેસીએ પોતે પીરોજાની મુલાકાતે આવવાની ઇચ્છા દેખાડી તે ઉપરથી તે બુઝર્ગ બાનું તુરત ચેતી ગયાં કે પેસી લખપતી કંઈ અમથો આવે નહીં. તે પીરોજાને વીંટી પેહેરાવવા આવતો હશે." માને દીનામાય દાવર એવું કહેવા માંગતાં હતાં કે પેસીની મુલાકાતના આજના દિવસને પીરોજા અને પેસીની આદરણીનો દહાડો સમજવો !

અને ખરેખર તેમજ હતું. પેસી પીરોજાને જોવા તથા તેણીને વીંટી પહેરાવી પોતાની બનાવવા એટલો ઉમેદમંદ બન્યો હતો કે તે આખો દિવસ પસાર કરતાં તે બાપડાને તે દહાડો વરસ જેવો લાંબો લાગ્યો, " કયારે સાંજ પડે કે પરેલ જાઉં ?" આ ઇન્તેજારીએ તેનાં મગજ પર આખો દીવસ ગલબો કીધો હતો.

બીજી તરફ દીનામાય દાવર ઠાવકાં અને ચતુર હતાં. તેવણે સહવારનાં પોહોરમાં પીરોજાને મળી એવી સલ્લાહ આપી કે 'પેસી આજે પેહેલ વેહેલ્લો મળવા આવેછ તે જરૂરજ તુંને વીંટી પેહરાવી જશે એમ હું ધારૂંછ, પણ આપણેબી આપણી હુશિયારીમાં રહેવું જોઇએ. જો તુને વીંટી પેહરાવે તો તેના વલતા જવાબમાં આપણી તરફથી પણ તેને વીંટી જોઇએ." પીરોજા આ મતને મલતી થઈ અને પોતાના મરહુમ પીતાએ પોતાની એક શાલગીરેહ પર તેણીને ભેટ કીધેલી હીરાજડીત કીંમતી વીંટી તેણીએ ડાસાંને કાઢી આપી. તે વીંટી જોઇ દીનામાય દાવર અને સઘળાં ખુશખુશ થઇ ગયા. પીરોજાએ ઘણા પ્રકારની દરેક જાતની તૈયારી કરવાનું કામ દીનામાયને સોંપવાથી પેસી સાંજે પાંચ વાગે આવી પુગે તે

આગમચ મીઠાઇના ખુમચાઓ હારતોરા તથા રીફ્રેશ્મેન્ટને લગતી સર્વે સામગ્રી પીરોજાનાં ઓરડામાં તૈયાર હતી. સીહડી પર દીનામાય દાવર પહેલા મજલાનાં દાદરને મથાળે અને તેવણુની વહુ દીકરીઓએ પીરોજાનાં ઓરડાનાં બારણા આગલ તેને હસ્તે ચહેરે આવકાર આપી સામે બેસાડયો. પેસી પોતાને મળેલા આવકારથી ખુશખુશ થઇ ગયો. મહેરવાંનજીબાએ તેને બધી લેડીઓ જોડે ઇન્ટ્રોડયુસ કરાવ્યો. અલબતા તે બાનુંઓની પીછાન દરમ્યાન પીરોજા બનાજી સાથે "ઇન્ટ્રોડયુસ" થતાં પેસી લખપતીનાં હૈયાંએ આપેલા ચોક્કસ પ્રકારનાં કાંઇ ગુપ્ત ઠોકા તેના પોતાના કાનોમાં તે આબાદ સાંભળવા પામ્યો.

શરૂઆતમાં મેહેરવાંનજીબા અને દીનામાય દાવર જોડે એલાર પેલારની થોડીક સાધારણ વાતચીત કીધા પછી પેસીએ દીનામાયને પુછયું કે "માયજી, મેં મેહેરવાનજી સાથ જણાવેલી મારી વાતથી તમો બધાં બાનુઓ વાકેફ છોની !"

ડોસાંને "માયજી"ની ઉપમાં મળવાથી તેવણુ પેસી લખપતી ઉપરથી ઓવરાઇ–પોરવાઇ ગયાં. તેવણુ દુરથી તેનાં ઓવરણાં લઈ બોલ્યાં કે "હારે મરૂં.' અમે બધાં જાણીએછજી ને અમે દરેક જણુ ખુશી છઇયેજી."

"દરેક જણુની ખુશી છે એમ સાંભલી હું તમારો આભારી છેઉં માયજી, પણ પરેલનું જે પંખેરૂં હું ઉંચકી જવા માગુંછ તે પોતે રાજી છે કે ?"

"નહીં કાંય હોય, જીંબરૂં. તેમ નહીં હોય તો તમારી ખાનગી આએ પેહેલ્લી મુલાકાત અહીં ગોઠવાતેજ નહી" દીનામાય દાવરે હસ્તે ચેહેરે જવાબ આપ્યો.

પીરોજાને પેસીએ "પરેલનાં પંખેરાં"ની ઉપમાં આપેલી હોવાથી તેણી શરમાઇ ગઇ !

"થેંક યું, મમ્મા, તમારા આએ ખુશાલી ભર્યા જવાબ માટે હું આભારીહું." પેસી બોલ્યો,—અને ઝટ ખુરસી પરથી ઉઠી ઉભો થઈ કહયું. "ત્યારે આજે આ સગાઇની પેહેલી સાંકળ જોડવા સારૂં હું મારે હાથે મારી પીરોજાને આએ નજીવી વીંટી પેહેરાવવા ઇચ્છુંછ."

"ભલે-ભલે, ખોદા તમારૂં જોડું સદા કાયમ રાખે!" ડોસાંએ ઝટ દુવા દીધી.—અને પીરોજા તરફ ફરીને કહયું "દીકરી પીરોજા, ઉઠ અને ઉગમણી ઉભી રહે!"

પીરોજા શરમાલ ચેહેરે ઉઠી ઉભી થઇ અને પેસીએ હસ્તે મુખડે તેણીની પાસે જઇ તેણીનાં જમણા હાથની આંગળીમાં રૂ. ૨૦૦૦ ની કીમતનાં કીમતી બીલીઆનોની એક અમુલ્ય વીંટી પેહેરાવી કહયું કે "જેવી આ વીંટી ગોલ અને વગર સાંધાની છે તેવોજ તારો પ્યાર મારી તરફ સદા વીટલાયલો રહેજો, અને તેમાં કોઈ પણ દીવસે ખાંચો પડતો ના!"

પીરોજાએ સહેજ હસી પેસી તરફ નમનની એક ડોક કીધી અને તુરત પોતાની જગ્યા લીધી.

તેજ વખ્તે ડોસાંની વહુ દીકરીઓએ ખુશાલી દેખાડનારી હરખની તાલીઓ વજાડી તે જોઇ પેસીનાં હરખનો પાર રહયો નહીં. એજ વખ્તે પ્રથમ દીનામાય, પછી ધનબાઇ તથા તે પછી બીજી છોકરીઓએ પીરોજાને ઓવારણા લઇ તેણીનો નવો સંસાર સુખી નીવડે એવી દુઆ ચાહતાં તેણી સાથે દરેક જણે ચાંપીને કોટી કીધી.

ઉપલી કીયા થયા પછી હવે દીનામાય દાવર ઉઠયાં અને પોતાની વહુ તેહમીને પાસે તેડી પીરોજા તરફની વીંટી પેહેરાવાનું કામ તેણીને સોંપ્યું, જે તે હસમુખી જવાન બાનુએ પુર ફત્તેહમંદી

સાથ બજાવી સર્વે કોઇની ખુશાલી વચ્ચે "જમાઇજી" નાં પહેલ વહેલાં "ઓવરણાં" લીધાં.

આ સઘળું બનતું હતું તે વખતે નાનો ફીરોઝ ઓરડાના બારણાં આગલ ઉભો રહી દગાઇને જોતો હતો, જે ઉપર અચણુચ નજર પડવાથી મેહેરવાનજીબા તેને લેવા ગયા, પણ નાનો ચેકુસ તેવણને તાબે થયો નહિં. અહીં પીરોજાનું ધ્યાન ખેંચાવાથી "ફીરોઝ, અહીં આવ !" એટલો ઓરડર થતાં વાર તે તાબેદાર બચ્ચું તુરત પોતાની માવતર કને જઇ ઉભું. તેને જોતાંજ પીરોજાનું હૈયું ભરાઇ આવ્યું. તેણી તેને પાસામાં લઇ નીચલા શબ્દો પોતાનાં મન સાથ બબડીઃ—"દીકરા–દીકરા, તું શું જાણે કે તું વ્હાલા ચેરાગનાં ભવીષનાં સુખને માટેજ તારા વ્હાલા પપા તરફની મારી અખંડ વફાદારી છતાં મેં આજે મારી છાતી પર છરી ફેરવીછ"' મન સાથ આટલું બબડતાં પીરોજાની આંખ્યોમાંથી મોતી જેવાં આંસું સરસર સરી પડયાં, જે ઉપર સર્વ કોઇનું ધ્યાન ખેંચાવા વીનાં રહ્યું નહીં.

"પીરોજા ! દીકરી, એ શું કહેવાય ? ચાલ, એકદમ ચુપ થઇ જા." પીરોજાને ઉપજેલી લાગણી દીનામાય દાવર મનમાં સમજી ગયાં, તોપણ, પ્રસંગને અનુસરતી રીતભાત રાખવા માટે તેવણે તેને નરમ ઠપકો આપ્યો. "મારી દીકરી, આગલી પાછલી યાદ કરવાનો હાલ વખત નથી. કીસ્મત જે રસ્તો લે તે ઉપર ઇનસાંને સબુરી પકડવી જોઇએ."

"પીરોજા તુરત ચુપ થઇ ગઇ."

"મેહેરવાંનજીબા, આય બુચો કોણનો ?" પેસીએ પુછ્યું.

"જી. તમારી પીરોજાનો" મેહેરવાનજીબા જવાબ આપે તે આગમચ દીનામાય દાવર બોલી પડયાં.

"ખરેખર ! કેવું ખુબસુરત બચ્ચું છે. ત્યારે તો અમારા બેઉનો વખત ઘણી અચ્છી રીતે સોહવાઇ જશે." નવા પપાએ નવી ઉમેદ દેખાડી ! "અહીં આવ, બાબા ! જરા મારી પાસે આવ તો, દીકરા ?"

પણ નાનો ફીરોઝ આ કોઇ અંજાણ્યા આદમી આગળ ગયો નહીં, તે જોઇ પીરોજાએ તેને ફરમાવ્યું કે "બેટા, પાસે જઇ સાહેબજી કરો !"

ફીરોઝ તુરત ગયો અને ખુબ તોરથી તથા પુર હીંમતથી તડો ઉભો રહી તેણે પોતાનાં નવા પપાજીને પહેલ વહેલી સલામ કીધી. આ સલામનાં જવાબમાં પેસી લખપતીએ તેને પાસે ખેંચી તેનાં ગોલાબી ગાલ ઉપર હસીને એક મીઠી ચુંમી લીધી.

"મમાધી, એ તોન તે ?" ફીરોઝે પોતાની માવતરનાં પાસામાં જઇ બેસતાંવાર બધા સાંભલે તેમ મોટેથી પ્રશ્ન કીધો.

ગરીબ બીચારી પીરોજા ! તે નાના બાલકે કરેલો આ ગંભીર પ્રશ્નનો તુરતા તુરત જવાબ આપવા માટે તેણીને કાંઇક કઠણુ લાગ્યો. "મમ્માધી, તોન તે ?" આ સવાલ સાંભળતાંજ પીરોજા શરમાઇ ગઇ. તેણીની આ મુશકેલી ચગરી તેહમી તુરત ચેતી ગઇ, જેથી ઝટ જવાબ આપ્યો કે "વલી કોણ ? તારા નવા પપા !"

"માલા પપા ! એ તું બોલોત ? માલા પપાધી તો આપ ચાંમલી આલથીમાં બેઠાત ! ઇવિણુ તંઇ માલા પપાધી નથી."

ગરીબ બીચારી પીરોજા તે નીર્દોષ બાલકનાં નીર્દોષ ટાહુકાએ તેણીની છાતીમાં તેજ ઘડીએ એક છુપ્યો ચમટો તોડયો, "અરે અરે ! એ મેં શું કીધું ?" તેણી મન સાથ છુપી બબડી. "આ નાદાન બચ્ચુંબી પોતાનાં ખરા પપાને વિસર્યું નથી, પણ હું આજે મારા મરનાર ખાવીંદને વીસરી ગઇછ. ઓ બેહેરામ-બેહેરામ-

મારા વહાલા મેહેરામ! મને માફ કરજે! મારી સરજતમાં એવું લખેલું હશે તે હું શું કરીશ." નાના ફીરોઝે પપા વિશે કરેલો પરીયારો જેમ પીરોજાને તેમ કોઇનેબી ગમ્યો નહીં. જો કે તે પરીયારો કરવામાં બેટો ફીરોઝ ઇંચે ઇંચ વાજબી હતો. તે છતાં તેની માતાની આ બીજવર સગાઇનાં આ શુભ પ્રસંગને માટે તે પ્રસંગોપાત ન હતો.

ફીરોઝે કીધેલા આ નીર્દોષ ટીકા પેસી લખપતીને ગરમ પડી ગયા. તે ટોંચકાખોર શ્રીમંતે પોતાની શ્રીમંતાઇનાં બલથી ખુશામત સીવાય સ્વતંત્ર વાકયો કદી સાંભળેલા ન હોવાથી સહેજમાં આવી જાય તેમ હતું. પણ ચગરાં દીનામાય દાવરે તે મામલો ચેતી જઈ ઝટ વાત ફેરવી નાંખવાથી પેસી તુરત થંડો પડી ગયો. તે પછી જમાઇજીને મીઠું મોઢું કરાવવામાં આવ્યું. અને સર્વે નાનાં મોટાં એક ટેબલ પર બેસી આજનાં જોડાયલાં જોડાંની સદા સલામતી ઇચ્છી છુટાં પડયાં.

પેસીએ જવા આગમચ પીરોજા સાથ એકાંતમાં મલવા ઇચ્છયું. તેણે ખાહેશ દેખાડી કે "આજથી સાતમે દીવસે આવતા મેહેરામ રોજે આપણે શાદીનાં પવીત્ર ગાંઠથી એક થઇશું." તે માંગણી પીરોજાએ ખુશીથી બહાલ રાખી. પણ તેણીએ પેસી પાસેથી માંગી લીધું કે તેમનાં લગન કદી પણ જાહેર ધામધુમ વીનાં ખાનગી રીતે કરવાં અને તે દીવસે ઘણુાંજ અતલગનાંઓ સિવાય બીજાં કોઇને બોલાવવાં નહીં. પેસી પીરોજાની પરીસુરત ઉપર એટલો મોહીત થયલો હતો કે તેણીની આ માંગણી તેણે એક અવાજે કબુલ કીધી. તે જરદાર ખાવીંદ જતી વખતે પીરોજાનાં હાથમાં એક પરબીડું આપતો ગયો. જેમાં, દર હજાર હજાર રૂપ્યાની કરનસી નોટના દસ કકડાઓ હતા.

## પ્રકરણ ૧૩ મું.

### સગી કે સાવકી ?

વખત કંઇ ઇનસાનને માટે થોભે છે ? વખત રૂપી રાક્ષસ જમાનાનાં જમાનાઓને ગળી ગયો છે તો એક અઠવાડીયાંને પસાર થતાં વાર શી ? પેસી લખપતી સાથ પીરોજાના એહેરામ રોજે ઠરેલાં લગનનો દહાડો પણ આવી પુગ્યો. પીરોજાની ખાહેશ મુજબ તે દીવસે ઘણાં અતલગનાઓનેજ પેસીએ તેડું કીધું અને મોટી દોડધામ કીધી નહીં. ગરીબ બીચારી પીરોજાનાં ખેશીઓ તો કોઇ હતાં નહીં. તેનાં ખેસીમાં માત્ર તેનો બેટો ફીરોજ હતો ! તોપણ દીનામાય દાવર અને મેહેરવાનજી મોદીનાં કુટુંબની સામેલગીરીથી પીરોજા તરફનો દેખાવ પણ સારી રચના દેખાડી શકયો. મેળાવડો ન્હાનો છતાં પેસી અને પીરોજાને લગનની પહેરામણી મોટી થઇ. આખો દીવસ ખુબ ધામધુમથી પસાર થયો અને પીરોજા આજે ફરીથી એક સંસારી સ્ત્રી બની.

પરણીને "સાસરે સધાવતી વેળા" પીરોજાની આંખમાં પાણી આવી ગયાં. પરેલ ખાતેનાં વસવાટ દરમ્યાન દીનામાય દાવર અને તેમની વહુ-દીકરી જોડે તથા મેહેરવાનજી મોદીનાં ધણીઆણી ધનબાઇ સાથે તેણી બહુ પળોટાઇ ગયલી હોવાથી તેમને છોડી જતાં તેણીને બહુ લાગ્યું. તમામ સરસામાન તેમને લખપતી લૉડજમાં લગનની "વારોવાર" વીતા પછી મોકલી આપવાને મેહેરવાનજી મોદીને હુકમ ફરમાવી પેસી પોતાની પરણેતરને તેણીનાં બેટા ફિરોઝ સહિત પોતાને બંગલે લઇ ગયો.

પેસી પીરોજા પર એટલો ફીદા થયો હતો કે લગનની પેહેરામણી તરીકે દર-દાગીના અને જર-ઝવાહીરથી તેણે તેણીને

ગોયા દાટી નાખી. એક મોટે ખાચરેનાં લગનમાં પોશાકો અને જર ઝવેરોની કમતી શી હોય ? પીરોજા પર ગોયા તેનો વરસાદ વરસી રહયો. હવે પીરોજા પેસીની થઇ અને આગલા ખાવીંદનો ગમ જોકે તેણીનાં જીગરમાં જેવો ને તેવો તાજોજ હતો, તે છતાં, પોતાની સરજતને તાબે થઇ તેણીએ પોતાના ભવિષના તમામ સુખની ઉમેદ પેસી લખપતી પર બાંધી.

વ્હાલા વાંચનાર ! શું પીરોજા સુખી થશે ! આ સવાલનો જવાબ અંહી આપી શકાય તેમ નથી. આ વાર્તાનું મથાળું પોતેજ કહે છે કે "દુનિયાં એક દોજખ" છે. શું આ વાત ખરી હશે ! આપણે તે આગળ ચાલતાં જોઇશું.

પીરોજા પોતાના પરણ્યા સંસારમાં નવી જુની થઇ ગઇ. પેસીએ મેહેરવાનજી મોદીને આપેલા પ્રોમીસ મુજબ લગનની બહારવણે તેવણુને બોલાવી પરેલ ખાતેની તેવણુની ચેહેલી જે પોતા કને "મારગેજ" મુકાયલી હતી તેનાં તમામ દસ્તાવેજ તેમને સ્વાધીન કરી દીધા અને મેહેરવાનજી આજથી તું મારા કરજમાંથી છુટટો છે. પરેલનું જે ખુબસુરત પંખેરૂં તેં મને મેળવી આપ્યું તે સેવાની કદરદાનીમાં હું તાહરી ઉપરનું માહરૂં લેહેણું પૈએ પૈ માફ કરૂં છ. જા બચ્ચા, તું સુખી થા અને અમારાં પરણ્યાં જોડાંને સારા આશીશ આપતો રહેજે !" એમ કહી આપણા મેહેરવાનજીબાને ખુશખુશ કરી નાખ્યા.

દિવસો પાણીના રેલા મીસાલ વહેવા લાગ્યા, પેસી પીરોજા પર ફીદાફીદા હતો. લગનની વારોવાર વીતા પછી તે તેણીને મુંબઇથી મહાબલેશ્વર અને મહાબલેશ્વરથી ઉટાકામંદ લઇ ગયો. મુંબઇ ઉપરાંત પુના, માથેરાન, મહાબલેશ્વર, ખંડાલા, દેવલાલી, ઉટાકામંડ, દારજીલીંગ, કાંગરાવેલી અને ધરમશાલા ખાતે તેનાં પોતાનાં બાપીકા

બંગલાઓ હતા. ખુદાએ તેને સાહેબે–દોલત બનાવવામાં કોઇ રીતની ખામી રાખીજ નહીં હતી. તેઓ મુંબઇ પાછા ફર્યાં પછી ફરી એકવાર તે પીરોજાને લઇ હિંદુસ્તાનની મુસાફરીએ નીકલ્યો. મહીનાઓ સુધી તેઓ હિંદનાં શેહેરે શેહેર ફર્યાં અને પોતાની પ્યારી પરણેતરને કુદરતની બલિહારી ધરાવનારા સુંદર પહાડી દેખાવો અને નામાંકિંત બાંધણીઓ બતાવી તેણીના જ્ઞાનમાં ઉમેરો કીધો.

૭ મહીનાનાં પ્રયાસ પછી ચોમાસું આવતાં તેઓ મુંબઇ આવી પોતાનાં બંગલામાં રહેવા ગયાં. અંહી પીરોજાએ દીનામાય દાવર તથા મેહેરવાનજી મોદીનાં કુટુંબોને બોલાવી ચોમાસું પુરૂં થાય ત્યાં સુધી પેસીની રજાથી પોતા જોડે રાખ્યાં. પેસી પીરોજાનો પડયો બોલ ઝીલી લેવાને તત્પર હતો.

ન્હાના ફિરોઝ પર પેસી ઠીક હેત બતાવતો હતો, પણ તે હેત જેટલું કુદરતી નહીં તેટલું બનાવતી વધુ હતું. તેને પીરોજા ગમતી હતી, પણ તેણીનો આ બેટો તેના "કવાબમાં હાડકાં" સમાન લાગતો હતો! હવે એથી જુદોજ મામલો પીરોજાનાં બાબમાં હતો. પેસીની આગલી બૈરીને પેટની સતર વર્ષની આલા નામની એક દીકરી હતી, જેણીને પીરોજા એક મત્રાઇ નહી પણ સગી માના જેવા સાચ્ચા પ્યારથી ચાહતી હતી! કેવું એકેકથી ઉલટું ચિત્ર!

પેસી અને પીરોજાનાં હીંદના પ્રવાસમાં પીરોજા જેમ પોતાનાં બેટા ફીરોઝને સાથે લઇ ગઈ તેમ આલાને તેટલો વખત મમાવાને ત્યાં મોકલી આપવાની હતી, પણ પીરોજાએ તેમ કરવા સાફ ના પાડી કહયું કે "નહીં, પેસી ડીયર, હવે હું એમ બનવા દેવાની નથી. જ્યાં સુધી આલાંની સંભાલ લે તેવું કોઈ ન હતું ત્યાં સુધી તમે તેને તેનાં મમાવાને ત્યાં મોકલવા વાજબી હતા, પણ

હવે હું અહીં આવ્યા પછી એને મારી આંખ આગલથી દુર કરવા દેવાની નથી. એની સગી માવતર જેટલું તો કુદરતી રીતે મારેથી બની શકવાનું નથી પણ મારેથી બનતું બજાવવાની હું હંમેશાં કાલજી રાખીશ." પીરોજાનાં એ શબ્દો પોતેજ બતાવી આપેછે કે તેણી કેટલી ભલી હતી. પેસીએ પોતાની પેટની દીકરી આલાને હીંદુસ્તાનની મુસાફ્રી દરમ્યાન સાથે લઇ જવાની જે નામરજી જણાવી, તેનાં તલીયાંમાં એક નીચ મકસદ સમાયલી હતી એ મકસદ એ હતી કે આલાંને તેનાં મમાવાને ત્યાં મોકલી આપવાને પીરોજા જો ખુશી થાય તો તેમ થવા પછી પીરોજાનાં બેટા ફીરોઝને પણ સીફ્તથી વાપરીને તેણીથી છુટો પાડી એકાદ બોરડીંગમાં બોરડર તરીકે મુકી જવાની તેની મરજી હતી. પેસીની ખાહેશ માત્ર પોતાની પરણેતરનેજ સાથે લઇ જવાની હતી. પણ પીરોજાએ ડહાપણ વાપરી પોતાની તમામ નીરદોષીમાં આલાંને પોતાથી છુટી નહી પાડવાનો મક્કમ ઠરાવ રજુ કીધાથી પેસીની નેમ બર આવી નહીં. તે લુચ્ચો પારસી મનમાં ઝટ સમજી ગયો કે જે સ્ત્રી પોતાની સાવકી દીકરીને છોડવા રાજી નથી, તે સ્ત્રી પોતાનાં પેટનાં દીકરાને છોડવા રાજી કેમ થશે. પેસી એક ચોકઠું રચતો ગયો, પણ ભલી પીરોજાનાં જાની–સદ્‌ગુણોએ જોર મારવાથી તે પોતાની મતલબી ધારણામાં ફાવી શકયો નહીં. અને એમ થવાથી, આપણે ઉપર જોયું તેમ, હીંદનાં લાંબા પ્રવાસ દરમ્યાન પીરોજા તે બન્ને બચ્ચાંઓને સાથે લઇ જવા પામી.

આલાં એક લાયકીવાળી અને તાબેદાર છોકરી હતી. તેની મરનાર માવતર એક ખાનદાની કુટુંબથી ઉતરેલી હોવાથી તે માવતરનાં સઘળા ભલા સદ્‌ગુણો તેણીનાં આ એકપુરાં ફરજંદમાં ઓધે ઉતરેલા હતા. પીરોજા પેસી સાથ પરણીને લખપતી લૉડજની

ધણીઆણી થયા પછી તેની તરફ તેણીએ એવી માયાળુ ચાલ ચલાવી હતી કે તે સાવકી મા–દીકરીનું મન એકજ અઠવાડીઆંમાં પરસ્પર મલી ગયું. પીરોજાએ પોતાનાં પરણ્યા સંસારમાં સૌથી પહેલું કામ જે કીધું તે એ હતું કે તે બેઉ બચ્ચાંને પોતાનાંજ બચ્ચાં હોય તેમ એકજ આંખે અને એકજ વહાલથી જોયાં. ફીરોઝ પોતાનો સગો દીકરો છે તેથી તેની તરફ વધુ પ્યાર રાખવો અને આલાં સાવકી દીકરી છે તેથી તેની તરફ ઓછું વહાલ કે અણગમો બતાવવાનો પાપી ખ્યાલ તેણીએ હરગેજ પોતાનાં મનમાં વસાવ્યો નહીં.

નેક ખસલત સ્ત્રીઓ હંમેશાં નેકજ વિચાર કરેછે. પોતાનાં અને પારકાં વચ્ચેનો ફરક તેમની નજરમાં હોતો નથી. આપણી પીરોજા પણ તેવીજ એક નેકખસલત નારી નીવડી.

---

## પ્રકરણ ૧૪ મું.

### સંસારમાં એક માતાની ફરજો શું શું છે !

પીરોજા પરણ્યા પછી એક વરસ સડસડાત વહી ગયું. આ અરસા દરમ્યાન ખુદાએ તેણીને ઉમેદ બક્ષી, અને ઘટતી મુદત પસાર થયા પછી તેણીએ પોતાનાં ખાવીંદને એક ગુલાબ જેવા બેટાની બક્ષેશ કીધી. આ નાનાં ગુલગુલીયાનું નામ નરીમાન પાડવામાં આવ્યું. તે એક ઘણું ખુબસુરત બચ્ચું હતું અને પોતાની માવતરની અસાધારણ ખુબસુરતીને બરાબર જવાબ કરનારૂ હતું. પેસી લખપતી પોતે પણ ગોરી ચામડીનો અને દેખાવડો હોવાથી આ નાનું બાલક દેખાવમાં, ચેહેરામાં, ચાંમડીમાં અને આનદાની તોરમાં પોતાનાં પાળણાંમાંથીજ એક અમીરી ખમીર

દરશાવતું હતું. એક શ્રીમંતને ત્યાં જ્યારે બેટો જન્મેછે ત્યારે જે ખુશાલી પેદા થાયછે તે દરેક ખુશાલી નાના નરીમાનનાં પેદા થવાથી પેસીને ઉપજી અને તે ખુશાલીનાં બારમાં પેસીએ પચીસ હજાર રૂપ્યાની સખાવત કરી ગરીબ પારસીઓ માટે એક સસ્તાં ભાડાની ચેહેલી બંધાવી ધર્મ ખાતે આપી. તે નાના જીવડાની સંભાળ માટે પેસી પીરોજા એટલાં અધીરાં હતાં કે ત્રણ ત્રણ આયા—દાયાઓને તેની જતન ચાકરીમાં મુકવામાં આવી.

પણ આ આયા—દાયાંઓ માત્ર નાના નરીમાનની ઉપલક સંભાલને માટેજ હતી. આજની કેટલીક માતાઓ પોતાની કુદરત તરફની દુધની બક્ષેશ છતાં પોતાનાં નીરદોષ બાલકોને ભાડુતી દુધ ધવડાવી પોતાનાં એશ—આરામને અને ફરવા હરવાની મોજ શોખને વધુ વહાલી ગણેછે, તેમ પીરોજાએ કીધું નહીં. નરીમાનનો જન્મ થયા પછીનાં પહેલાંજ અઠવાડીઆંમાં પેસીએ પોતાનાં નાના બેબીનાં પોષણ માટે મોટા પગારે એક આયા રાખવાની ઇચ્છા જણાવી. પણ પીરોજાએ તે માંગણી ચીચવાઇને નાં પાડી. આ બાબદમાં પેસી લખપતીએ પીરોજા ઉપર દબાણ કરવામાં કોઇ રીતની બકાત રાખી નહીં, પણ પીરોજા એકની બે થઈ નહીં. પીરોજાની આ સુવાવડ ઘણી અસુખાકારી ભરેલી નીવડી અને ડાકટરોએ પોતે પણ તેણીની તંદરોસ્તી માટે તેનાં દુધમલ બાલકને ભાડુતી દુધથી જીવાડવાની ભલામણ કીધી, તે છતાં પીરોજાએ સાફ ધસીને ના પાડી "કે મારી તંદરોસ્તીને ગમે એવું ગંભીર નુકસાન પહોંચે તેની મને દરકાર નથી, પણ હું મારા ગુલાબ જેવાં બચ્ચાંને પારકી માતાનું ભાડુતી દુધ કદી પાવાની નથી" જોકે તેણીની આખી સુવાવડ અસુખી નીવડી તેમ છતાં પીરોજામાં કુદરતે દુધની બક્ષીશ ઓછી મુકેલી નહતી. પોતાનાં ધણી જોડે તેમજ ડાકટરો

જોડે તેણી જે લડત લડી તે એજ હતી કે "ખુદાએ મને પુરતું દુધ આપ્યા છતાં હું શા માટે પારકાં ભાડુતી દુધ ઉપર મારાં કોમલ બચ્ચાંને લટકતું મુકુ". તેણીની આ તકરાર એવી દલીલબાજ હતી કે પેસી અને ડાકટરોથી તેનો કશો જવાબ થઈ શકયો નહીં. પેસી મનમાં સારી રીતે સમજતો હતો કે પીરોજા જેવી સદગુણી સ્ત્રી એવુંજ વર્તણુ બતાવી શકે. પણ તે મોજીલો અને શોકીલો હોવાથી પીરોજા આ જંજાળમાં પડે તો તેની જોડે બહાર ફરવા હરવામાં અને મોજ શોખ મારવામાં મોટું ભંગાણ પડે, એવી આપસવાર્થી નેમથીજ તે પોતાનાં પેટનાં બચ્ચાંનું હીત વટીક ભુલી ગયો હતો!

પણ બીજી તરફ પીરોજા જેવી સુધરેલી શીખેલી અને સદગુણી સ્ત્રી એવી નાલાયક માંગણીને વશ થાય એમ હતુંજ નહીં. આજની કેટલીક માતાઓ પોતાનાં કોમલ બાલકો માટે એવી કાલજી ધરાવે છે? આજની કેટલી માવતરો પોતાનુંજ દુધ પોતાનાં ફરજંદોને પાવા માટે એવી વાજબી હઠ પકડેછે? એ મુર્ખ માતાઓ! પીરોજાનાં દાખલામાં તમોને કેટલું બધું શીખવાનું છો પોતાનાં બચ્ચાંને છતે દુધે ભાડુતી દુધ ઉપર ઉધારનારી એ કમસમજ માતાઓ! પીરોજાનાં આ દાખલા ઉપરથી જરા શીખો ચેતો—ચોંકો! પેટનાં બચ્ચાં કરતાં મોજ શોખને વહાલી જાણનારી એશઆરામી ઓરતોનો આપણી કોમમાં આજે કયાં તોટોછે? જે ફરજંદોની વૃધીથી આપણાં વંશ વેલાનો વીસ્તાર વધે, જે નાની જડથી એક મોટું ઝાડ પેદા થવા પામે, જે નાના બીજથી આપણી આળઓલાદ આગળ વધે, તેજ વૃધી, તેજ જડ, અને તેજ બીજને બચપણમાંજ તમો તમારી મુર્ખાઈથી મારી નાખી નબળું બનાવો તો આગળ ઉપર જતાં તેનું પરીણામ કેવું

બુરૂં આવે ! વિદ્વાનોએ "દુધની અસર"ને "દુન્યાની મોટામાં મોટી અસર" ગણેલી છે. બચ્ચું ગમે એવું ખાનદાની હોય, પણ બચપણમાં જે દુધ તેણે પીધું હોય તેજ દુધની અસર તે મોટપણમાં બતાવે છે એમ આગલા આલમાઓ કહી ગયા છે, અને તેમાં ખોટું શું છે ! જે માતા પોતાનાં જાતી-બદનનાં દુધથી પોતાનાં ફરજંદોને ઉછેરતી નથી તે માતાઓ પાછળથી કેવી પસ્તાય છે તેના દાખલા આપણી નજરની સામે પડેલા છે. પારસી કોમનાં ઉમદા ખવાસની અસલી અસર આજે અરધી રહી નથી એમ દુરઅંદેશ ગ્રહસ્થો હાલના મામલા ઉપરથી બાપોકાર પોકારે છે તેનું કારણ એજ છે કે ગમે એવાં કુલવાન ઘેરમાં એક બચ્ચું જનમ્યું હોય પણ જો તે પોતાની સગી માવતરનું દુધ ધાવ્યું નહીં હોય તો તેણે જે હલકી સ્ત્રીનું દુધ પીધું હોય તેવોજ હલકો ખવાસ લેતું તે ઉધરે છે અને મોટપણે તેની ખુલ્લે ખુલ્લી અસર બતાવે છે. એકજ માતાનાં બે બચ્ચાંઓમાંથી એકને તેની માંનુ અને બીજાંને ભાડુતી સ્ત્રીનું દુધ પાઇને ઉછરો ને તે બચ્ચાંઓ મોટાં થયા પછી પરીણામ શું આવે તે તમારી નજરે જુઓ. સગી માવતરનું દુધ પીધેલું ફરજંદ પોતાની માતાના ખવાસથી હરગેજ વેગળું જવાનું નથી, પણ ભાડુતી સ્ત્રીનું હલકું દુધ પીનારૂં બચ્ચું જરૂરજ મોટપણે જે સ્ત્રીનું તેણે દુધ પીધું હશે તેનાજ જેવો સ્વભાવ, ખાસીયત અને ખવાસ બતાવશે.

પીરોજાની સુવાવડ પુરી થયા પછી તેણીની તબીયત પાછી અસલ રાહ પર આવી ગઇ. પોતાના ધણીની દોલત વડે તેણીને નોકર ચાકર અને વાડી ગાડીનું પુરતું સુખ હોવા છતાં પોતાનાં બચ્ચાંઓની બાબદમાં તેણી જાતી કાળજી ધરાવતી હતી. મોટે ખાંચરે પરણીને પરવારી જનારી પ્રીયાઓ જેવી પીરોજા ન હતી.

ન્હાના નરીમાનની માવજત અને જતનને માટે અક્કેક કરતાં ત્રણુ ત્રણુ આયાઓ હોવા છતાં તેણી પોતે પોતાના હાથે તેને દવાદારૂ પાવાનું, ડ્રેસ કરવાનું અને એવુંજ બીજું ઉપલગ કામ જાતે બજાવતી હતી. એક નાના જીવ પાછળ હજાર જાતની જંજાળ હોય છે અને એવી દરેક જંજાળ પોતાનાં બાલકનાં સુખને માટે પીરોજા ઉલટથી માથે લેતી હતી. નાના બેબીને લગતું દરેક કામ તેણી પોતાની હાજરીમાં આયાઓ પાસ લેતી હતી, અને માણુસોને ભરોસે પોતાનાં ગોલાબી ગુલગુલીયાંને તેણી હરગેજ મુકતી ન હતી.

"ડીયર, હવે તો તારો આખો દીવસ તારા નાના ચેકુશની ઉઠવેઠમાંજ તું પુરો કરેછ." એક દહાડે પેસી લખપતીએ પરીયારો કીધો. "એમ તે કેમ ચાલશે, પીલાં, તું આખો વખત બેબી સાથ રોકાયલી રહેછ તે મને તો નથી ગમતું જો બા !"

"નહીં ગમવાનું કંઇ કારણુ, પેસી ?" પીરોજાએ પુછ્યું.

"કારણુ પુછેછ ? બાબાના જનમ પછી તેં ફરવા હરવાનું સદનતર છોડી દીધુંછ. તું વહાલી વગર સોસાયટીમાં એકલો ફરતાં હવે તો મને કડવા આવેછ."

"પીરોજા હસી પડી."

"મોજ મજાહ કરતાં બચ્ચાં વધુ વહાલાં છે, પેસી ડીયર ! બુચા નરીમાનનાં જનમની આગમચ આપણે પુરતી મોજ મજાહ કીધીછ. તમે સુખેથી ફરો હરો—હું તમોને ક્યાં નાં પાડુંછ ?"

"પણુ વાંધોજ ત્યાં છેની ? મને એકલો ફરવા નથી ગમતું તેથી હું પરીઆરો કરૂંછ. તું આખો દીવસ એનુંને એનુંજ કર્યા કરે તો અક્કેક કરતાં ત્રણુ ત્રણુ આયાઓ રાખેલી કામની શું ? નહીંબા મને આ તારી ચાલ પસંદ નથી. વખતનાં ગીત વખતે ગવાય. હું

આખો દીવસ બાબા નરીમાન પાછલ હદ બહાર ધ્યાન આપેછ ગોયા તું એના ખ્યાલમાં ઘેલી બની ગઈછ. એ કેમ પાલવશે ?"

"વહાલા પેસી, તમારો પરીયારો કેટલેક દરજ્જે ખરો છે. પણ દુન્યામાં વહાલાંમાં વહાલી ચીજ જો કોઈબી હોય તો તે બચ્ચાં છે ! જે માવતરો પોતાનાં બચ્ચાં તરફ બેદરકાર હોય તે માવતરોને માવતરનું નામ છાજતું નથી. શું તમે બચ્ચાં કરતાં મોજ શોખને વધતી ગણોછ ?"

"નહીં, હું તેમ કહી શકું નહીં. બધું રીતે ભાતે હોય તો શોભે. જે કામ તું બજાવે તેજ કામ આયાઓ કાંય નહીં બજાવે ?"

"અહીંજ તમારી ભુલ છે, પેસી, આપણાં બચ્ચાં માટે જે કદર ને કાલજી આપણાંમાં હોય તેવીજ નોકરોમાં રહેતી હોય તો બચ્ચાંઓને આપણી જરૂર રહેજ નહીં. નાહાન દુધમલ બચ્ચાંઓને સંભાલવાની ખરી ફરજ તેની માતાની છે. હું ઇચ્છુંછ કે તે ફરજ મને બજાવવા દેવી. નોકર નફરો આપણી હાજરીમાં જેટલી કાલજી બતાવી શકે તેટલી કાલજી આપણી ગેરહાજરીમાં બતાવી શકતાં નથી. દીકરા ફીરોઝનેબી મેં એવીજ સંભાલથી ઉછેર્યો હતો. આપણાં બેબીનું કાંઇ બધુંજ કામ હું કરતી નથી. પણ તેને દવાદારૂ આપવાનું, વખતસર તેને ખોરાક પહોંચાડવાનું તથા તેનાં શરીરની સંભાળ લેવાનું જરૂરી કામ હું બજાઉ છું. હમણાંજ તેની જતન લેવાની જરૂર છે. તે જરા ચાલતું હાલતું થાય તે પછી હું તમારી સાથ ખુશીથી બાહર ફરવા હરવા આવશ."

"પેસી કાંઈ બોલ્યો નહીં. તે મોજમજાહનો ગમે એવો શોકીન હતો પણ સમજદાર હતો. એક માતા તરીકેની પીરોજાની કાલજી જોઇ તેણે પોતાનાં મનમાં આફ્રીન કીધી."

"તું આખો દહાડો ભલે બાબાની સંભાળ લે, પણ સાંજને છેડે મારી સાથ ફરવા હરવા તો આવ! મારા મીત્રો અને ઓલ-

બીતાં પાલખીતાંઓ મને એકલો ડમકતો જોઇ મારી મશકેરી કરેછ, કે કેમ નવી બૈરી પરણી લાવીને એટલામાંજ ધરાઇ ગયા કે! તમારી સાથે પીરોજા કેમ દેખાતાં નથી! તે વખતે મારે ભરડે પાણી ઉતરેછ, વ્હાલી પીલુ, ને મને નીચું જોવું પડેછ."

"એમાં નીચું જોવા જેવું શું છે, પેસી. તમે તે લોકને ખુલ્લો ખુલાસો કરતાં કાંય નથી કે હવે મારી મોહરદારને એક નાના બેબીની સંભાળ લેવી પડેછ!"

"તેમબી કીધું. પણ તે સાંભળીને તે લોકો સામાં હસવા પડેછ કે તારે ત્યાં નોકર-નફરો ને આયા-દાયાઓની કમતી છે કે પીરોજાને ઘરમાં રહેવું પડે! લોકો બચ્ચાં જણેછ કે તેંજ જણ્યાં-એવા એવા ટીકા મને સાંભળવા પડેછ."

"વ્હાલા પેસી. લોકો બોલે તેને બોલવા દેવો. જે માવતરોને પોતાનાં ફરજંદોની કદર નહીં હોય તેઓજ બચ્ચાં કરતાં મોજ મજાહને વધુ માનેછ, પણ હું તો મરતાં તેમ કરવાની નથી. દુન્યાને શું છે? તે ગમે તે બોલે આપણું ઘર પહેલું તપાસવાનું છે. હું તો મારૂં ગુલગુલીયું જરા જરા ઠેકડા મારતું થાય નહીં ત્યાં સુધી તેને છોડીને કદી આવવાની નથી. આપણા ફરજંદ છે એજ આપણી દોલત છે. આજે આપણે આપણાં બચ્ચાંઓ પર મેહેનત લઇશું તો આપણાં ઘડપણમાં એજ બચ્ચાં આપણી આંખનો આરામ થઇ પડશે."

પેસી પીરોજાની આ દલીલબાજ તકરાર તોડી શકયો નહીં. એક માવતર તરીકે પીરોજા પોતાનાં બચ્ચાંઓ તરફ કેવો અખંડ પ્યાર ધરાવતી હતી તેનો જે છાપ અત્યાર આગમચ તેનાં મગજ પર પડેલો હતો તેમાં આજનાં વાદવિવાદે બેવડી અસર ઉપજાવી, વાંચનાર! આજે પારસીઓમાં પીરોજા જેવી માવતર કેટલી નજરે પડે છે!

## પ્રકરણ ૧૫ મું.

## પીરોજા સુખી થઇ કે દુ:ખી ?

પીરોજાની પરણેલી જીંદગીના પાંચ વરસ વહી ગયાં. એ પાંચ વરસનાં અરસામાં, વાંચનાર તમે શું ધાર્યું ? પીરોજા સુખી હતી કે દુ:ખી ? ઘણી દલગીરી સાથે કહેવું પડે છે કે મોટે ખાંચરેની સુખવાસી પરણેલી જીંદગીથી પીરોજા સુખી થશે એવી જે જે ઉમેદો પરેલવાલાં બુઝર્ગ દીનામાય દાવર અને તેમનાં બચ્ચાંઓએ બાંધી હતી તે ઉમેદ કમનસીબે ખોટી નીવડી હતી. જોકે પરણ્યા પાંચ વરસમાંજ મામલો એટલો બધો બહેકી ગયો ન હતો, તે છતાં ચતુર પીરોજા પોતાનાં મન સાથ ચેતી ગઇ હતી કે બીજી વાર પરણી જવામાં તેણીએ "કાચું કાપ્યું" હતું. પેસી લખપતી-નું જે વ્હાલ પરણ્યા પછીનાં પહેલાં વરસમાં પીરોજા પર હતું તેનું અરધું બીજા, ત્રીજા, અને ચોથાં વર્ષમાં રહયું નહીં. પાંચમે વરસે તેમાં પુરો વધારો થયો. જો કે પીરોજા લખપતી લૉડજમાં પોતાની નમનતાઇ, સાદાઇ અને ભલાઇથી સાહેબી કરતી એક શેઠાણીજ હતી–રાજ કરતી એક રાણીજ હતી–તેણીની ઘેર સંસારી સત્તાઓમાં સહેજબી ફરક પડયો ન હતો પણ પેસીના પ્યારમાં તે અભાગણી અબળા દર દહાડે ઉતરતી જતી હતી. પેસીનાં પહેલાં ધરાંપરાં હવે રહયાં ન હતાં–પેસીની આગલી પ્રીત દર દહાડે હવે ઓછી થતી જતી હતી–પીરોજા તરફની પેસીની આગલી ફીદાગીરી જાણે મરતી જતી હતી.

એમ થવાનું ખરૂં કારણ શું હતું તે ખુદ પીરોજા પણ કલપી શકતી ન હતી. તે સહનશીલ સ્ત્રી મનમાં સારી પેઠે સમજી ગઇ હતી કે તેણીનો પરણ્યો ખાવીંદ દર દહાડે તેણી તરફ થંડો થતો હતો. તે શા કારણથી એમ કરતો હતો તેની શોધ કરવાનાં

આમને પીરોજાએ ગુનાહ ભરેલું ગણ્યું. ખાવીંદ તરફની અચુક વફાદારી એ શું ચીજ છે, તે પીરોજા અચ્છી રીતે સમજતી હતી. તે ડાહી અબલા સારી રીતે સમજી શકતી કે બધાંજ પરણેલા સંસાર સુખી હોતા નથી. તેણી ખાત્રીથી માનતી હતી કે જેમ બધાં માતબરો સુખી હોતા નથી તેમ બધાં ગરીબો દુઃખી હોતાં નથી. પરણ્યા પછીનાં પાચ વર્ષમાં પેસીમાં થયલા આ ફેરફારથી જો કોઇ બીજી મોહરદાર હતે તો ગભરાઈ જઇ કાંઇ કાંઈ કરી બેસતે, પોતાનાં જીવને નાહક સંતાપતે, પોતાનાં વહાલાંઓ તરફની ફરજને તે સંતાપનાં તાપથી ભુલી જતે, પણ પીરોજામાં તેવા કશા ફેરફાર થયા નહીં. તે ડહાપણવંતીઓએ પોતાનાં મનમાં ગમે એવા વિચારો નીપજવા છતાં પોતાનાં મનને બહુ મક્કમ રાખી મોહડું સદા હસ્તું રાખ્યું અને ભરથાર તરફની ફરજો અદા કરવામાં જરાબી ખામી બતાવી નહીં.

સ્ત્રીઓ હોજો તો એવીજ હોજો. ગમે એવું દુઃખ છતાં, ગમે એવી ગરીબાઇ છતાં, પોતા વિરૂધ કુદરત ગમે એવી કડવી છતાં, જે સ્ત્રી દુઃખમાં સુખ સમજે છે તે ખરી સ્ત્રી જાણવી.

પીરોજા સારી પેઠે સમજતી હતી કે સંસારમાં સુખ પાછલ દુઃખ સરજેલુંજ હોય છે. સુખની પાછલ દુઃખ જોઇને હાય અફસોસ કરે છે, તે સ્ત્રીઓ પોતાના આવતાં સુખને પોતાને હાથે ગોયા દુર નસાડે છે.

પેસી પીરોજા તરફ ગમે એટલો ઠંડો થતો ગયો પણ પીરોજાએ પોતાને પોતાનાં ખાવીંદ તરફ થંડી પડવા દીધી નહીં. જે પ્યારથી તેણી તેને ચાહતાં શીખી હતી તેજ પ્યાર આજે પણ તેણીની છાતીમાં જેવો ને તેવો જાગૃત અને જોશદાર હતો.

પેસી લખપતીનું દીલ પીરોજા ઉપરથી ઉતરતું જવા છતાં

પીરોજાએ કોઇએી દહાડે તે બાબે તેને સહેજબી ઇસારો કીધો નહી, જાણે પોતાનો સંસાર એક સરખો સુખી હોય અને પોતાનાં ભરથારનું ઠંડાપણું તેણી સમજતીજ ન હોય એવી રીતે તે ડાહી અબલાએ ડહાપણ વાપરી પેસી સામે પોતાનું મોંહ સદા એવું હસ્તું રાખ્યું કે તે મતલબી ભરથાર પોતેજ મનમાં ને મનમાં પોતાની કીધી કરણી માટે ઝંખવાવા લાગ્યો.

પીરોજા એવી એક તાબેદાર સ્ત્રી હતી કે પોતાનાં ધણીની પોતા તરફની ગમે એવી બેદરકાર વર્તણુક છતાં પેસીનાં પડયા બોલો ઉચકવાને તેણી હંમેશાં તત્પર રહેતી. પેસી મનમાં સારી પેઠે સમજતો હતો કે ખુદાએ તેને એક ફરેસ્તાઇ ખસલતની મહોરદાર બક્ષેલી છે અને તે મોહોરદારનાં ભાગ્યવાંન પગલાંથી એક વારનું તેનું સુનું ઘર આજે વાજતું ગાજતું થઈ સણગાર પામ્યું છે, પણ તે મોજીલો ને કુછંદી હોવાથી પીરોજાની હાજરીમાં કીધેલાં તેના મક્કમ ઠરાવો પીરોજાની ગેરહાજરીમાં તે સદનતર ભુલી જતો હતો. તે એક સખી ભરથાર હતો, તે એક દુલ્લો ગ્રહસ્થ હતો, પણ કુદરતે તેનામાં કપટી સ્વભાવ અને ઘાતકી હૈયું મેલેલું હોવાથી તેનાં સારા ગુણો, તેનાં બીજા અવગુણ આગલ ઢંકાઇ જતા હતા.

સરજતનાં સંજોગો ઇનસાનને કદી છોડતા નથી. ઈંગરેજીમાં એક કહેવત છે કે "લગ્ન એ સોરતી છે" તે બોલે બોલ ખરૂં છે. એ સોરતી જેને લાગે તેનેજ તે સુખદાયક થઈ પડે છે. બાકીનાઓને તો નીરાશી, નાસીપાસી અને નાઉમેદીથી દુઃખી થતાં આપણે જોઇએ છીએ.

આપણી વાર્તાની "હીરોઇન" પીરોજા પણ પોતાના આ બીજવરનાં બાબમાં કમનસીબે તેવીજ કમતાલે નીકલી. તેણી સુખી

થવાની અને પોતાનાં એક પુરાં બચ્ચાં (પીરોજા) ને સુખી કરવાની ભલી નેમથીજ જીવપર છરી ફેરવીને પેસી લખપતી સાથ પરણી હતી, પણ તેણીનો સંસાર સુખી થયો નહીં. પેસીએ જે પ્યાર પેહલાં એકાદ બે વરસ બતાવ્યો તે પ્યાર ન્હાના નરીમાનના જન્મ પછી વધવાને બદલે દર દહાડે ઘટતો ગયો. આ બાબદમાં પીરોજાનો કસુર કહાડી શકાતો ન હતો. પીરોજાનાં કોઈ પ્રકારના ખરાબ સ્વભાવની અસરથી કે માટી–બયર વચ્ચે થતી કોઇ કચાકચીથી કે ઘર–સંસારનેલગતી કોઇબી ખટપટથી પેસી તેણી તરફ બેદરકાર બનતો ગયો એમ હતુંજ નહીં. ઓરબી પીરોજામાં તે પોતાને એક સદગુણી અને ફરેસ્તાઈ ખસલતની અમીરી ખમીરવાલી મોહરદાર મળેલી માનતો હતો, પણ પેસી પોતે કુછંદી અને આડી ચાલનો હોવાથી માતબરીની અનેક પ્રકારની અનીતીઓમાં ફસી પડેલો હતો અને એજ તેની પીરોજા તરફની ધીમી બેદરકારીનું ખરૂં કારણ હતું.

એક ચાહેલી ચીજ જ્યાં સુધી આપણા હાથમાં આવતી નથી ત્યાં સુધી તે મેળવવાને આપણે ઇનતેજાર રહીયે છીયે, પણ તે મેળવ્યા પછી તે ઇનતેજારી આપ–મેળે ઓછી થતી જાય છે. એજ દાખલો પીરોજાનાં બાબમાં બરાબર બંધબેસ્તો થઈ પડયો હતો. પીરોજાને પોતાની મોહરદાર બનાવવા સારૂ પેસી કેટલો અધીરો અને ઇનતેજાર બન્યો હતો તે આપણુને અંજાણું નથી. તેણીને હાથ કરવા સારૂ મેહેરવાનજી મોદીને પ્રથમ હાથ કરી તેવણુની પરેલ ખાનેની ચેહેલી જે રૂપીયા પચીસ હજારમાં પોતે "આરગેજ" લીધી હતી તે વટીક તેણે પોતાની ઉમેદ પાર પડયા પછી તેવણુને તેનાં બદલામાં બક્ષેસ કીધી હતી. એ બધું ખુલ્લું દેખાડી આપે છે કે પીરોજા તરફ તે પેહેલાં કેટલો ફીદા હતો.

પણુ એ ફીદાગીરીનો ફેજ પેસી જેવા કુછંદી માતબરોથી

જે આત્રવે। ઘટે તેવોજ આવત્રા પામ્યો હતો એમાં આપણુને અચરત થવાનું કશું કારણુ ન હતું. ખરૂં પુછો તે પેસી કેવો માણુસ હતો તે વાતથી સૌથી વધારે વાકેફ મેહેરવાનજી મોદી હતા. જો આજે પીરોજા પરણીને ફસી ગઈ છે એમ આપણે માની લઇએ તો તેણીને તે ફાંદામાં ફસાવનાર આપણા આ જુના દોસ્ત "મેહેર-વાંનજીબા" પોતેજ હતા.

પણુ મેહરવાનજીબા શું કરે? આજે દુનિયાંજ મતલબની છે. પીરોજા પેસી સાથ પરણે તો મેહેરવાનજીબા કરજમાંથી મોકલા થઇ જાય એવી લાલચ સામે ઉભેલી હોવાથી તે ઘરડા ગ્રહસ્થે પીરોજાના સુખ કરતાં પોતાના સ્વાર્થને પેહેલ્લો પીછાન્યો.

અને એ રીતે ત્યારે પીરોજા પોતાના નવા સંસારમાં દર દહાડે વધુ સુખી થવાને બદલે વધુ દુઃખી થતી હતી. પેસી હવે દહાડાના દાહડાઓ સુધી રાત દીવસ કલબોમાં પડી રહેતો અને ઘરમાં આવતો ત્યારે કોઈ ને કોઇ સાથે ચીથડાં ફાડતોજ આવતો, પણુ ભલી પીરોજા મનમાં ગમે એટલું સમજવા છતાં બાહેરથી પોતાનું મોં હસતું રાખી બની શકે ત્યાં સુધી તેને બોલવાનું કાંઇ પણુ બાહાનું મળવ દેતી નહીં.

પણુ પરસ્પરનાં સાચાં દિલ વગર એવા ટેકા–ટેકીથી સંસારનો મામલો ચાલી ચાલીને કયાં સુધી ચાલે? એક વફાદાર મોહોરદાર પોતાના ખાવીંદ તરફની ફરજો ગમે એવી અચુક વફાદારીથી બજાવે, પણુ ખાવીંદની મનસ્નીજ ખોટી હોય તો તેનું પરીણામ બન્નેની બેદીલીમાં આવે એ કુદરતી છે. પેસી લખપતી આટલો બી ઘરમાં આવતો હતો તે માત્ર ન્હાના નરીમાન તરફનાં તેનાં ખેંચાણુને લીધે હતું અને નહીં કે તે પીરોજાને માટે આવતો હતો. પીરોજા આ મામલો કયારની ચેતી ગઇ હતી, પણુ કંકાસનું મોહડું બનતાં

સુધી કાળું કરવાનો તે સહનશીળ સ્ત્રીએ પોતાનાં મન સાથ મક્કમ ઠરાવ કરેલો હોવાથીજ છેલ્લાં પાંચ વર્ષ થોડાબી આરામમાં પસાર થવા પામ્યા હતાં!

## પ્રકરણ ૧૬ મું.

## કજીયાનું બી કોણે રોપ્યું?

પણ દહાડે દહાડે મામલો વધુ ને વધુ બેહેકતોજ ગયો. પેસી નોકર નફરો, આયા દાયાઓ અને હમાલ–રામોસીઓ સાથ ચીથડાં ફાડતાં ફાડતાં રફતે રફતે પીરોજા જોડે પણ અથડવા લાગ્યો. જે ધણી એકવાર તેનો પડયો બોલ ઉંચકવાને તૈયાર હતો, જે ધણી તેણી પાણી માગે તો દુધનું ટંબલર તેણીનાં મોહડાં આગળ ધરતો અને જે ધણી થુકવા ઇચ્છે તો તસને બદલે પોતાની હાથની હથેલી ઝટ તેણીનાં મોં સામે પકડવા જેટલી હદ બહાર શીદાગીરી બતાવતો હતો, તે ધણીના ઢંગ જ્યારે પીરોજાએ પોતા તરફ આ મીસાલના જોયા ત્યારે દુઃખની "ડેનજર સીગનલ" તેણીને દુરથી હવે દેખાવા લાગી. તે ડાહી અબળાએ પેસીની એકાદ બે એવી હલકી રીતીઓની દરકાર કીધી નહીં અને જાણે પેસી પોતાને નહીં પણ કોઇ બીજાને કહેતો હોય તેમ ચુપ રહી, પણ એ ચુપ-કીદીનો પેસ્તનજી શેઠે દર દહાડે વધુ લાભ લેવા માંડયાથી પીરોજા ચમકી!

તે ચતુર અબલા ઝટ ચેતી ગઇ કે પેસીનું દિલ તેની તરફથી હવે સદંનતર ઉઠી ગયું છે. પીરોજાની જગ્યાપર જો કોઇ ઉતાવળી સ્વભાવની બીજી મોહરદાર હતે તો ધણી ધણીઆણી વચ્ચે જબરો ઝઘડો કયારનો બરપા થતે, પણ આ સ્યાણી સ્ત્રીએ બની શકે ત્યાં સુધી સુલેહ સાચવવાનું સ્યાણુપત બતાવેલું હોવાથી પેસી ગમે

એટલાં ચીથડાં ફાડવા ચાહતો, પણ પીરોજાનું મોહડું મુગું હોવાથી તે પોતાની નીચ નેમમાં ફાવી શકતો ન હતો.

એક દહાડે પેસીનો મીજાજ ગયલો હતો. તેણે ટેબલપર જમતાં જમતાં કાવલા કારભારીને લઇ નાખ્યો.

"મુરબ્બી હાએબ, એમાં મારો જરા કહુર ની મલે ?" તે કારભારીએ નરમાસથી જવાબ આપ્યો.

"ત્યારે તારો નહીં તો કોણનો કસુર ? મારા સુવાના ઓરડામાંનું આવું કીંમતી ચીનાઇ ફ્લાવર વાઝ કોણે ભાંજી નાખ્યું ? તુંને મેહલનો કારભારી બનાવ્યોછ તે એવીજ ખબરદારી રાખેછ કે ?"

"પેસી ડીયર, જરા થોભો ! તમે ફ્લાવરવાઝને માટે પુછોછ કે !" ખાણાની ટેબલપર જમતાં જમતાં પીરોજા બોલી. "એમાં બીચારા આપણા કાવસજી કારભારીનો જરા કસુર નથી. ખરા કસુરવાનો તો આપણા આએ બે નેકનામો આપણી પાસે બેઠાછ ?" પીરોજાએ ખરેખરૂં કહી દીધું.

"એટલે ? તું શું કહેવા માગેછ, પીલાં ? શું ફીરોઝ ને નરીમાને આએ ફ્લાવર વાઝ ભાજયું ? ?"

"હાજી, એ લોકો આજે સહવારે તમારા ઓરડામાં રમતા હતા, તેટલાં, ફીરોઝનાં હાથનો ટેબલને આંચકો લાગવાથી ફ્લાવર વાઝ નીચે ગબડી પડી ભાગી ગયું. એણે તરતજ આવી મારી પાસે પોતાની ભૂલ કબુલી હતી. પેસી ડીયર, માફ કરો ! મારા દીકરા તરફથી હું તમારી માફી ઇચ્છુંછ."

"ત્યારે એમ બોલોની, બૈરાં, કે એ તો તમારા દીકરાજીની મોંહકાંણુ છે. મારા નાંધલા ગેટક્ષાને શું કામ બદનામ કરેછ ?"

"નહીં, પેસી, તમે ખરી વાત જાણુતા નથી. વાંક બેઉનો છે. મને કંઇ એ બેઉ બચ્ચાં પારકાં નથી કે હું એકનો વાંક બેઉ

પર મુકું. બેઉ જણાં રમતાં હતાં તેટલાં, આપણા ન્હાના નરીમાને એક રમકડું ચીરડાઇને ફીરોઝનાં દીલ પર ફેંકયું. તે રમકડું ધાતુનું હોવાથી અવર-કવર વાગી નહીં જાય તેટલા માટે ફીરોઝ પોતાનો બચાવ શોધવા જતાં ટેબલ સાથ અથડી પડયો. અને તેનાં આંચકાથી વાઝ નીચે ગબડી પડી બે કટકા થઇ ગયું."

"મને એ નાપાક દુકતા પર એવી ઝાંઝ બળેછ કે જાણે એને ટાંટીઆમાંથી ધરીને ઉભો ચીરી નાખું!"—અને એમ બોલતાંની સાથેજ તે એવો ઝનુંની બની ગયો કે તે ઝનુંનનાં જોશમાં ફીરોઝનાં ગાલ પર એક તમાચો તતડાવી કાઢયો।

તે નિર્દોષ બચ્ચું ધભરાઈ જઇ ફુળ ખાઇને તખલી પડયું; આ ધાતકી દેખાવ જોઇ પીરોજાની આંખે તરકચ્યાં આવી ગયાં!

"પેસી-પેસી આએ શું કહેવાય? હું નથી બોલતી ત્યાં સુધી તમે હવે છેકજ ફ્રાસ્ટ જાઓછ કે? અરે! મારાં નિર્દોષ બચ્ચાંપર તમે કાંય જુલમ પાડોછ? એનો વાંક થયો તે એણે તેજ વખતે પ્રમાણીકપણે કબુલ કરી દીધોછ ને મેંબી જે ખરી વાત હતી તેજ તમોને સાચે સાચી કહી, તેનો આએ બદલો કે? તમે કોઈ દહાડે નહીં ને આજે મારાં બચ્ચાં પર હાથ-ચાલાકી કીધી! ઓ મારા દીકરા-દીકરા? મુંઇ હું તુંને જણુતી!—નાં તખલ, મારા બાપ! ઓ માય, હવે શું કરૂં? પેસી, તમે આએ તમાચો કેવાં જોરથી માર્યો? પાંચે પાંચ આંગલાં સાબુત એના ગાલપર પડયાંછ. તમે એવા ખુનસી કયારે હતા?"

પીરોજા ઝટ ફીરોઝને પોતાનાં પાસાંમાં લઇ તેને રડતો ચુપ કરવા પટાવવા પડી. તેણીની આંખમાં આ બનાવથી ઝેર આવી ગયું હતું. કદી પણ ફીરોઝને તેણીએ આંગલી લગાડી ન હતી અને કોઇને લગાડવા પણ દીધી ન હતી. આજે અચાનુચ બનેલા આ

જાશેમ બનાવથી તેણીની આંખમાં પાણી આવી ગયાં અને તે સમેતજ તેણીને પોતાનાં આગલા ગરીબ પણ માયાળુ ભણેલા ભરથારની યાદ થતાંજ તેણીનાં પેટમાં ગોયા એક ચમટો તુંટી આવ્યો.

શીરોઝને રડતો જેમ તેમ મુંગો રાખી તેનું હાથ મોહડું ધોઇ પીરોજા તેમની તેમ પોતાના ઓરડામાં ચાલી ગઈ. હજી તો તેઓએ અધું ખાણું લીધું ન હતું, તેટલાં, આ બનાવ બન્યાથી, તે બન્ને મા–દીકરાં રડતી ચશમે ભુખ્યાં ઉઠી ગયાં હતાં.

તે મુજી ભરથાર આટલો વખત નીચી મુંડીએ કરારને જીવે "જોભરતો" બેઠો હતો. તેણે ગુરસાનાં ઝનુનમાં શીરોઝને એક 'સ્લેપ' ખેંચી કહાડી ખરી, પણ પોતાનાં તે પાપી પગલાંનો તેને પસ્તાવો થયા વિના રહયો નહીં.

"ખચ્ચીત, મેં મોટી બેવકુફી કીધી." તે 'રોસ્ત' કીધેલી એક મરઘીની ટાંગ છરી કાંટાથી કાપતાં મન સાથ બબડયો. "એનો ચેહેરો જોતાં–જોતામાં કેટલો સુઝી આયોછ? રખેને એને કંઇ વધુ ઇજા થાય? હું કેવો 'સ્ટુપીડ' છું? મેં આએ શું કીધું!"

હજી તો પેસ્તનજી લખપતી આ વમાસણમાં હતા તેટલાં કારભારી કાવસ હળવે હળવે તેવણુની ખુરસી આગળ આવી ધીમેથા બોલ્યો.

"હેઠ–હઠ, એ તમે હું કીધું! તમુંને કંઇ વિચાર ઉતો કે હતોજની! ગુલાબ જેવાં નાદાન નીરદોહ બચ્ચાંને એમ ધાતકી-પણે કોઇ મારે કે? તે તમાચા હમેતજ વાવલો ઉડી જતે તો હું થતે તે બે કંઈ હમજો છો કે? અરો હારૂં છે કે મારી કોઇ ફર-હતાઇ ખહલતની બાઇ સે કે જરાકમાંજ આટોપીને ચાલી ગઇ, ની તો બીજી કોઇ ભેજાં ફાટેલ ઓતે તો કોણુ જાણે હુંનું હું કરતે!"

જો કોઈ બીજી વખતે હતે તો કાવલા કારભારીને પેસી જ

આપતી તરફથી આ શિખામણ દેવાનો "સરપાવ" શું મળતે તે વિચારવું મુશ્કેલ નથી, પણ આજે મામલો જુદોજ હતો. પેસી પોતાની ચાલથી પસ્તાતો હતો તેજ વખતે કાવલા કારભારીએ મોકકો બરાબર તપાસીને ઉપલી શીખામણ આપવાનું અને તેનાં ડોળા ઉઘાડવાનું ડાહપણ વાપરવાથી તે એટલું બોલ્યો કે "કાવલા, મારી ભુલ થઇ અને તેને માટે હું પસ્તાઉંછ. ચાલ, હવે બસ કર. હું વધારે સાંભળવા માગતો નથી."

કાવલાને શેઠનો સ્વભાવ અંજાણ્યો નહી હોવાથી તેને જમતો મેલી ત્યાંથી ચુપચુપ ચાલી ગયો.

"કેવી અહરાફ! કેવી હદગુણી હેઠાણી!" કાવલો તે ઓરડો છોડી જતાં મન સાથ બબડયો. "મારા હેઠ થતાંને હું કમબખ્તી હું જે કે આવી ફ્રેહતાઈ ખહલતની બૈરીને એમ દુઃખી કરતો છે?"

પેસી જમીને આગલાં દિવાનખાનામાં આવ્યો. ન્હાનો નરીમાન હજી પોતાની આયા જોડે જમવાની ટેબલ પરજ હતો. તે નિર્દોષ બચ્ચું પણ આજના તોફાનથી હેબતાઇ ગયલું હોવાથી મન ધરીને ખાતું ન હતું. તેનું ખાવાનું બહુજ ધીમું હોવાથી હજી સુધી તે કોમળ બાલક ટેબલ પર બેસીને ચંચેડયા કરતું હતું.

પણ હવે તે ચીસ પાડીને રડી પડયું. આયા ગભરાઇ ગઇ કે શું છે ? પણ નાહનો નરીમાન કંઇ કરતાં રડતો મુંગો રહે નહી.

"મમ્મા, મમ્મા, મારા મમ્મા કાંહ છે ? મને મુકીને જતાં કેમ રહયાં?" તે ચાર વર્ષનો ન્હાનો ચેકુસ રડીને બોલ્યો.

"આવ, તુંને હું લઇ જાએસ-તારી મમ્માંની પાસ લેઈ જાએસ." આયા તેને ટેબલ પરથી ખરડેલે હાથેજ ઉચકીને પીરોજાનાં ઓરડા તરફ લઇ ગઈ.

પેલી તરફ મામલો કેવો હતો? પીરોજ એક તાબેદાર બચ્ચું

હોવાથી પીરોજાએ પટાવ્યાથી મુંગો રહી ગયો ખરો, પણ એક કલાક સુધી તેનાં ડચકાં નરમ પડયાં નહીં. તેણી તેને ઓરડામાં લઇ ગઈ અને ફરીથી હાથ મોહડું ધોઇ પોતાનાં પાસામાં દાબી "ઝારબેઝાર રડવા લાગી. પોતાની ભરાઇ આવેલી છાતી એમ ખાલી થઇ ત્યારેજ તેણીના જીવને જરાબી રાહત થઇ."

"પણ એટલું છતાં તે પેસી ઉપર ઘણી ઉશ્કેરાયલી હતી. પોતાની નજરની સામે પોતાના ગુલાબ જેવાં બચ્ચાંને તરાડ દઇને તેણે ખેંચી કાઢેલો તમાચો પીરોજાની આંખમાં ઝેર ઉત્પન્ન કરવાને પુરતો હતો—ગોયા કુદરતે એ મસે પીરોજાને તેની વિરૂધ સચેત કીધી હતી."

"ફીરોઝ રડી રડીને પોઢી ગયો, પણ તે ગરીબ બચ્ચું શાંત ઉંઘ લઇ શકયું નહીં. પેસીના કદાવર હાથનો પુર ઝનુની પડેલો તમાચો ફીરોઝ જેવાં ફુલ બચ્ચાંનાં ગોરા ગાલ પર એવો જોસથી બેઠો હતો કે તેનો ડાબો ગાલ તુર્તો તુર્ત સુજી આવ્યો હતો. પણ એટલાંથીજ હજી અટકયું ન હતું ફીરોઝ રડી રડીને પોઢી ગયો પછી તેનું આંગ ગરમ થઇ આવ્યું અને જોતાં જોતાંમાં આંગમાં કકડધસ તાવ ચઢી આવ્યો. પીરોજા આ મામલો જોઇ ગભરાઇ ગઇ. તેણીએ તુરત એક નોકરને ડાકટરને ત્યાં દોડાવ્યો અને ડાકટર આવી લાગે તેટલામાં પીરોજાએ ફીરોઝનાં માથા પર કોલન વાટરનો મારો ચાલુ કરી તેની 'ટેમપરેચર' લીધી તે 'ટેમપરેચર' ૧૦૫॥ નો આંકડો બતાવતી હતી. પીરોજા તે જોઇ ધબરાઇ ગઇ. એટલામાં ડાકટર આવી પહોંચ્યો તે તેમનો ફેમીલી ડાકટર હતો અને ઘણોજ ભલો, માયાળુ અને મીલનસાર હતો. બુચો ફીરોઝ કે ન્હાનો નરીમાન તેને અંજાણ્યા નહીં હતાં. તે ગુલાબ જેવા બન્ને ગલગોટાઓ તે બુઝુર્ગ તબીબને બહુ ગમતા હતા. અકસિર કરીને ન્હાના નરી-

માન કરતાં ડા૦ ગોલ્ડસ્મીથને બુચા ફીરોઝ ઉપર વધુ વ્હાલ હતું. ફીરોઝ તેનો ઘણો માનીતો હતો. કોઇ કોઇ વાર તે તેને પોતાને બંગલે લઇ જતો હતો અને સહવારનો લઇ ગયલો પાછો સાંજે પોતે આવીને "લખપતી લોડજ" માં મુકી જતો હતો. એવાં પોતાનાં એક માનીતાં બચ્ચાંને અચબુચ હલાક થઇ પડેલું સાભળી તે બુઢ્ઢ્ગ તબીબ દોડ મારતો આવી પહોંચ્યો હતો."

"બુચા ફીરોજનાં આગમાં ચઢેલી તાપ અને ગાલ ઉપર ચઢેલા સોજાથી બેડોલ થઇ ગયલો ચેહેરો જોઇને એકદમ ચીરડાઇ ગયો."

"માઇ ગૉડ ! એનો ગાલ એટલો બધો સુઝી કેમ ગયોછ ! અરે ! એને તો કોઇએ મારેલોછે ! ખરૂં કહો, મીસીસ પેસ્તનજી, શું બન્યું ?"

પણ "મીસીસ પેસ્તનજી" ત્યાં શું બોલે ! તે સોહામણી સુંદરી જેણી ફીરોઝનાં બીછાનાં આગલ ઉભી રહી ડાકટરને તેની તબીયત બતાવતી હતી, તે, ડાકટરનાં આએ નહીં ધારેલા ઓચીંતા સવાલથી શું જવાબ દેવો તેનાં શરમપણામાં નીચી નજર કરી ચુપ ઉભી રહી. આ વખતે તેણીનાં ગોરા ગાલ ઉપરથી આંસુઓની ધારાં ચાલી રહી હતી !

"મીસીસ પેસ્તનજીએ જવાબ" નહીં આપવાથી ડાકટરે તેણીનાં ચેહેરા તરફ જોયું."

અને પીરોજાને રડતી જોઇ આ બનાવનું ગંભીરપણું તેણે એવડું ગંભીર લાગ્યું. તેને સમજ પડી નહી કે મારા આ સવાલથી "મીસીસ પેસ્તનજી ચુપ થઇ જવાનું કારણ શું ?"

પણ તે બુઢો તબીબ બડો ચટપટયો ને ખંતીલો હતો. "આ ભેદ શું છે તે મારે જાણવોજ જોઇએ." તે પીરોજા તરફ ફરીને બોલ્યો. ત્યાં વગર તાપ આવવાનું કારણ શું તે—તે હું સમજી

શકું નહીં. મીસીસ પેસ્તનજી તમે રડોછ કાંય ! તમારા દીકરાને હું જલદી હુશીયાર કરીશ, પણ મહેરબાની કરી કહેશો કે એવું દયાહીણુ કામ કોણે કીધું ! તમારો ન્હાનો ગેટકો તો એટલી તાકાદ ધરાવતો નથી. વળી તમે પોતે પણ તમારાં બચ્ચાંને એવી નાતરસ રીતે મારો તે હું માની શકુંજ નહીં. જ્યાં છે ત્યાં તમારી કોઇ ફટાઉ આયાનાં ફાંટાનું આ શરમ ભરેલું પરીણામ છે. મને કહો, મારી કલ્પનાં ખરી છે ?"

"નહીં, ડાકટર, તમારૂં અનુમાન ખોટું છે."

"ત્યારે તમાચો માર્યો કોણે ? મહેરબાની કરી જરા બારી વધુ ઉઘાડશો ?"

અરે! અરે! આએ જુઓ! કોઇ મુજીનાં પાંચે પાંચ આગળાં નેતરનાં સળની પેઠે આ ગરીબ બચ્ચાંનાં ગાલ પર હજી જેવાં ને તેવાં પડેલાં છે ! નહીં, મીસીસ પેસ્તનજી, મને કહો એ કામ કરનાર કોણછે ? પેહેલાં હું તેની ખબર લેવા માગુંછ."

ડા૦ ગોલ્ડસ્મીથ એટલો ચીરડાઇ ગયો કે પીરોજાએ તેને તેવી હાલતમાં કદી જોયો હતો નહીં. એક તરફ પીરોજા હજી ધણીનો વાંક છુપાવવા માંગતી હતી, પણ બીજી તરફ તેણીનું એમ બી મન થતું કે આ બુઝર્ગ ડાકટર પેસીને ચાર ખાસડાં મારે એ ફાયદા નું હતું. તેણી મન સાથ આ બે વિચારોમાં ધચુપચુ હતી, એટલામાં ડાકટરે પાછું પુછયું.

"તમે શું એમ કહેવા માગોછો. બાનું, આ બચ્ચાંને કોઇએ તમાચો નથી માર્યો !"

"નહીંજી," તેણી રડમસ ચેહેરે બોલી "મારેથી તેમ કેમ કહેવાય!"

"ત્યારે તમાચો મરાયો એ વાત ખરી છેની"

'હાજી.'

"તો હવે મેહરબાની કરી, મીસીસ પેસ્તનજી, તે મારનારનું ખરૂં નામ મને કહેશો. આએ બચ્ચાં તરફ મારૂં કેટલું બધું દીલ દોડેછ તે તમે સારી પેઠે જાણોછ—એવાં એક પ્યારાં બાળકને હલાક થતું જોઇ તે મુંજી મારનાર પર મને એક જાતનો ધિક્કાર છુટેછ. ખુદા ખાતર મારા જેવા ધરડા માણસનો સખુંન રાખો, બાનુ ! મને કહો કે એને કોણે માર્યો ?"

"એના બાપે !"

"બાપે !—મી૦ પેસ્તનજીએ પોતે ? ઓ આલમાઇટી! વૉટ આઇ હર્ડ?—એ બાપ છે કે ખવીસ છે ? ક્યાં છે તેવણ" ડા૦ ગોલ્ડસ્મીથ એકદમ ચમકીને ઉઠી ઉભો થતાં બોલ્યો. "અરે પણ હા, હું ત્યારથી મનમાં વિચાર કરૂંછ કે આટલી બધી ગરબડ છે, તે છતાં મી. પેસ્તનજી અહીં કેમ નથી?—પણ તેનો ભેદ તો કથો એ દેખું ! નેવર માઇન્ડ ! હું હમણાને હમણાં એવણને મલીને એવાં શરમ ભરેલાં નીચ પગલાંને માટે—"

"ઓ ડાકટર ! ખુદા ખાતર તમે ઉસ્કેરાવો નાં ! તમે પહેલાં મારાં દરદી બચ્ચાંની માવજત કરો ! તેની તાપ ઉતરી તે જલદી હુશીયાર થાય એમ કરો! હું તમારી પાસ માંગી લઉંછ કે તમોને ઉપજેલા ગુસ્સાને તુરત વેલા પીઠ પાછલ નાખી મારો વ્હાલો ગુલાબ હુશીયાર થાય તેમ કરો !"

"તમારી એવીજ ઇચ્છા છે તો, બાનું, હું તેમ કરવા તૈયાર છુ" તે ભલા તબીબે તે દુઃખી માતાએ કીધેલી અપીલ પર તુરત ધ્યાન આપી પોતાનાં ગુસ્સાને એકદમ શાંત પાડી કહ્યું "તમે ફીકર નાં કરો, મીસીસ પેસ્તનજી. બે ત્રણ કલાકમાં હું એને હુશીયાર કરૂંછ."

ડા૦ ગોલ્ડસ્મીથ પોતાનો હેંન્ડબેગ જે સાથે લાવેલા હતા

તેમાંથી તેવણે તાપ ઉતારવાનું પડીકું ઝટ તૈયાર કીધું, અને બુચો ફીરોઝ જે તાવની ગુફ્‌માં બેફામ પડેલો હતો, તેને કેમ પાવું તેનાં વિચારમાં હતા, પણ તેટલાં ફીરોજ પોતેજ જાગી ઉઠવાથી તે મુશકેલી આપમેળે દુર થઇ ગઇ. ડાકટરે ફીરોઝ જાગ્યા પછી જે પહેલું કામ કીધું તે તેની 'ટેમપરેચર' લેવાનું હતું. થરમોમીટરે ૧૦૬ નો આંકડો દેખાવાથી ડા૦ ગોલ્ડસ્મીથ ગભરાઇ ગયો. પણ પીરોજા નાહક ફીકરમંદ ન થાય તેટલાં માટે પોતાનો ગભરાટ તેણીને જાહેર થવા દીધો નહીં.

"ડોકટર, હાલ ટેમપરેચર કેટલી છે ?" તે ઇંતેજાર માતાએ ગમગીન ચહેરે સવાલ કીધો.

"ફીકર કરવાનું કાંઇ કારણ નથી, મીસીસ પેસતનજી. મેહરબાની કરી મને મારા ઉપાયો કરવા દેવો. ગમે તો તમે થોડો વખત તમારા ઓરડામાં જઇ આશાયસ લેવો."

"ઓ નહીં, મમા, તમે અહીંથી જતાં નાં જો ?" ફીરોઝ જે હવે સજાગૃત થયો હતો તે પીરોજા, ડાકટર ને કાંઇ જવાબ આપે તે આગમચ બોલી પડયો. "મમ્મા, તમે અહીંથી જતાં રેહશો તો પપ્પા મને પાછા મારવા આવશે જો !"

"ફીરોઝ—ફીરોઝ-કયા હય ? તુમ કાયકુ ડરતા ? તુમારા પાસ હમ બયઠા હય-ડરો મત, બાબા !" ડાકટર, જે પીરોજા સાથે ઈંગ્રેજીમાં વાત કરતો હતો અને સેહેજસાજ ગુજરાતી સમજતો હતો તેણે ફીરોઝ ડરી ઉઠવાથી હીંદુસ્તાનીમાં સધ્યારો આપ્યો.

"નહીં બેટા ! તું ગુપચુપ પોઢી રહે ! હું તારી પાંસેથી ખસવાની નથી. તારા પપ્પા અહીં કાંહ છે ?–તેવણ તો કલબમાં સધાવ્યાછ, ને ઘણાં દહાડા રહીને આવશે. ગરીબ બીચારી પીરોજાને રડતે ચેહરે બચ્ચાંની સમજુત કરવા માટે સેહેજ ખોટું

બોલવું પડયું. તે પછી તેણી ડાકટર તરફ ફરી ઈંગ્રેજીમાં બોલી. "ડાકટર, તમે મને મારા ઓરડામાં આસાયસ લેવા ફરમાવોછ, પણ મારો જીવ કેમ માને? ઓ નહીં! મારા ગોલાબ આગળથી હું તો એક મીનીટ ખીસવાની નથી–જો, ડાકટર સાહેબ? મારા દીકરાની સ્થીતિ ગંભીર તો નથી કે?"

"નહીં, બાનું, તમારા દીકરાની સ્થીતિ ગંભીર નથી એમ મારેથી ખોટું બોલાય નહીં; પણ ફીકર કરવાનું કંઇ કારણ નથી. એની તાપ કયારે ઉતરેછ તે પર બધો આધાર છે. હું એ હુશીઆર થાય નહીં ત્યાંસુધી જરા ખીસવાનો નથી. તમે નચીંત રહો!" ડા૦ ગોલ્ડસ્મીથે ગમગીન ચેહેરે જવાબ આપ્યો.

ચતુર પીરોજા ઝટ ચેતી ગઇ કે મામલો જ્યાં છે ત્યાં ગંભીર છે. તે કમનસીબ અબળાએ પોતાનું કપાળ કુટયું!

---

## પ્રકરણ ૧૭ મું.

"મારી પીરોજા મને માફ કરવાની નથી!"

ગરીબ બિચારો ફીરોઝ!

પેલા મુંજી બાપે મારેલા ઝનુંની તમાચાથી ત્રણ દહાડાસુધી તાપમાં સબડયો અને ડા. ગોલ્ડસ્મીથ જેવા ભલા તબીબની ખંતીલી સારવારથીજ ચોથે દહાડે જરા હુશિયારીમાં આવ્યો. તે નિર્દોષ બચ્ચાંને પડેલી 'સ્લૅપ' એવી જાલેમ હતી કે તાપ ઉતરવા છતાં તેની આંખપર આવેલો સોજો જલ્દી ઉતર્યો નહીં. લગભગ આખું અઠવાડીઉં પુરૂં થયું ત્યારેજ તે બચ્ચું નિખાલેસ સાજું થયું.

વાંચનાર પુછશે કે આ અરસા દરમ્યાન પેલો ઘાટકી પિતા ક્યાં હતો? અમો ધારીયે છીયે કે એનો જવાબ આપવાની જરૂર નથી. પેસી લખપતી પોતાની આ નાલાયક ચાલથી એટલો લજીત થયો હતો કે તેને લખપતી લાડજમાં રહેવાનું ભારી પડી

ગયું હતું. જે દીવસે આ બનાવ બન્યો તેજ દીવસે તે પોતાની કલબમાં પોબારા માપી ગયો હતો અને ત્યાં જઇ પીરોજા પર પોતાથી થયલી બેવકુફીની માફી માગનારૂં એક પત્ર તેણે લખી તેનો વળતો જવાબ માંગ્યો હતો, પણ પીરોજાએ તેને જવાબ લખવાની—આ પેહેલ્લીજ વાર—દરકાર કીધી નહીં. તેની આં નાતરસ ચાલથી પીરોજાને ઘણું દુ:ખ ઉપજ્યું હતું અને પોતે જીવતી છે તેટલાં પોતાની નજર બાર પોતાનાં ગુલાબ જેવાં બચ્ચાં પર આ જાતનો જુલમાત થયો તો પોતે નહીં હોય તો શું નહીં થાય તેનો ખ્યાલ કરતાં તેણીની લાગણી ઘણી સખત રીતે દુખાઇ હતી.

ભલો ડા. ગોલ્ડસ્મીથ પેસી લખપતીનાં આ કામથી એટલો ચીચવાયો હતો કે પીરોઝની તાપ ઉતરતાંજ પોતે પેસીની કલબમાં જઇને તેનો મજબુત ઝાડીયો કાઢી આવ્યો. ઝાડીઓ કાઢીનેજ તે બેસી રહયો નહીં, પણ એવું બનવા છતાં પોતાની પ્રિયાને પડખે અને મદદે રહેવાને બદલે કરારને જીવે અને ઠંડે કલેજે તે પોતાની કલબમાં મોજ મારતો પડી રહ્યો એ તેનાં પગલાંને તેણે "એક હીચકારાં શરમ ભરેલાં અને નાલાયક પગલાં" નું તેણે નામ આપ્યું. પેસી હવે એટલો પસ્તાનો હતો કે ડા. ગોલ્ડ સ્મીથે તેને મારેલા આ વાજબી કાપરા તેણે જરાએ ચું કે ચાં કીધા વગર મુંગે મોહડે મારવા દીધા.

"મી. પેસ્તનજી, તમોએ ખચીત શરમાવું જોઇએ કે એવી નાલાયક ચાલ ચલાવ્યા પછીબી તમે તમારાં મકાનમાં નહીં રહેતાં અહીં ચાલી આવ્યા." તે બુઝેંગ તબીબે જે કાંઇ કહેવું હતું તે કહી રહ્યા પછી પેસીપર લ્યાનત નાખતાં કહ્યું.

"તમારી એક બારગી ભુલથી થઇ હોય કબુલ કીધું—પણ તે ભુલ જણાયા પછી એક પિતાને છાજતું પગલું તમોએ ભરવું

જોઇતું હતું તેને બદલે એક બાયલા પુરૂષની પેઠે અહીં કલબમાં ભરાઇ બેસી તે ફ્રેરેસ્તાઇ ખસલતની બાનુનો બેવડો અણગમો તમોએ ખેંચી લીધો હોય તો હું અજબ થઇશ નહીં."

ડા. ગોલ્ડસ્મીથે આટલી સખ્ત ભાષા વાપરવા છતાં પેસી એક બોલ બોલે રે ?–નહીં ? તે પસ્તાયલા પારસીએ નીચેથી ઉપર જોયું નહી ! તે અવ્વલથીજ ઘણો ખશીયાણો પડી ગયો હતો અને ડા. ગોલ્ડસ્મીથે ખાસ કલબ વેર જઇ ન્હાના ફિરોઝ તરફનાં પોતનાં અનંત ચાહથી દોરવાઇને તેને સબરદબર લઇ નાંખ્યો, ત્યારે તો તેને પુરી ભોંય ભારી પડી ગઇ !

"હજી પણ ભુલ્યા ત્યાંથી ફરીથી ગણો અને સાહેબ, તમારી ફરજ–એક ધણી તરીકેની–એક પિતા તરીકેની–બજાવો !" ડા. ગોલ્ડસ્મીથે પેસીને ચુપ જોઇને ચોબા આપવાના ચાલુજ રાખ્યા "તમારી મોહોરદાર કોઈ અભણ મોહોરદાર નથી–તેણી એક જવાન, ખુબસુરત અને કેળવાયલી બાનુ. એવી ઘાતકી ચાલથી તેણીનો તમો ઉપરનો પ્યાર સદંતર મરી જશે. એક બાનુનું અંતઃકરણ તેણીના બદન જેવુંજ નાજુક હોય છે. તેણી એક ગુલાબ છું, પણ કમનસીબે તમો જેવા કાટાદાર ધણીનાં બસમાં પડી છે, તો બની શકે ત્યાં સુધી તમારા કાંટા તેણીને લાગવા ના દો ? એકસકયુઝ મી૦ પેસ્તનજી, મને લાગેછ કે હું આજે તમોને ઘણું બોલ્યો છું પણ જેબી બોલ્યોછ તે વાજબીજ બોલ્યોછ, હું તમારો વેલ વીશર (ભલું ચાહનાર) છું તેથીજ મને આજે એટલો સખત થવાની ફરજ પડીછ. મને કહો, સાહેબ, કે તમારી ભુલ હજી બી તમે પ્રચ્છોછ કે નહીં ? હું કહેવા માંગુછ કે જો તમોને તમારો પરણ્યો સંસાર સુખીજ બનાવવો હોય તો એવું ઘાતકીપણું છોડી દઈ તમે આજ ને આજ એકદમ તમારે બંગલે જઇ તમારી બાનુની

મારી ચાહો? એમાં તમુને શરમાવાનું કાંઇ નથી. એમ કીધાથી ઓરબી તમે એક સુધ્ધા ગ્રહસ્થનું લક્ષણ બતાવશો. કેમ શું વીચાર છે? તમે બોલતા કેમ નથી?"

"હું શું બોલું, ડાકટર, મારી ભુલને માટે હું કેવો પસ્તાઉંછ તે મારો જીવ જાણેછ." જેમ તેમ "મી૦ પેસ્તનજી" એ પોતાની જબાંન ખોલી.

"હું સાંભળીને ઘણો ખુશી છું કે તમારી કીધી કરણીથી તમે પશેમાન થાવોછ, પણ જો એ પસ્તાવો ખરાં દીલનોજ હોયતો તમે એકદમ જઇને તમારી મોહોરદારની માફી ઇચ્છો। એમ કીધાથી તે ભલી બાનુંનાં દુઃખી દિલને ઘણીક રીતે શાંતિ મળશે અને તમારા પરસ્પરનાં પ્યારમાં ખતરો પડતો અટકશે. ફરીથી એવી હાથ ચાલાકી તે નિર્દોષ બાળક પર કદી કરતા નાં. બચ્ચાં કોણને ત્યાં છે? જે ખરો ભાગ્યશાળી હોય તેનેજ ત્યાં બચ્ચાં હોય, પૈસાની લાખ રેલ છેલ હોય, પણ બચ્ચાં વગર તે નકામી છે, ખુદાએ તમોને એકેક કરતાં ત્રણ-ત્રણ- બચ્ચાં બક્ષેલાં છે, તો તેને સારી રીતે ઉછેરો, માયાથી માવજત લો અને ખંતથી કેળવો !- એજ બચ્ચાં તમારી કીર્તી સાચવશે. પૈસાનો વારસો ભાગ્યે બે ચાર પેઢી પુગે છે, પણ આપણા વંશવેલાનો વારસો તો સદીઓ સુધી આપણી પેદાસનો સીલસીલો સાચવી રાખે છે. તમે મારા સવાલનો જવાબ હજી આપ્યો નથી." તે ઠાવકા ડાકટરે ફરીથી તેજ પશ્ન પુછયો. "તમે હજીબી તમારી મોહોરદારની માફી ઇચ્છી તેણીનું મન મનાવી લેવાને રાજી હોય એમ મને જણાતું નથી."

"નહીં, ડાકટર, નહીં-તેમ નથી."

"ત્યારે શું છે!" ડા૦ ગોલ્ડસ્મીથે મનમાં ખુશી થતાં ઝટ સવાલ મુકયો.

"હું તેણીની મારી ઇચ્છવા તઇયાર છું, પણ હું તેણી સન્મુખ હવે કીયે નાકે જાઉં ?" ખાત્રીથી માનું છ કે મારો આએ ગુનાહ મારી પીરોજા મને માફ કરવાની નથી,

"નહીં–નહીં,–માઇ ગુડ સર, તમે તે અશરાફ બાનુંને એમ બોલીને મોટો ગેર ઇનસાફ કરોછ. મીસીસ પેસ્તનજી એવાં હોય એમ હું માનુંજ નહીં. તેણી એક એજ્યુકેટેડ લેડી છે, કોઈ વગર ભણેલ અન–એજ્યુકેટેડ બાનુંને માટે બોલતે તો હું તુરત માન્ય કરતે. મારી ખાત્રી છે કે તમે તેણીની પાસે જઇ તમારી થયલી ભુલનો પસ્તાવો જાહેર કરશો તો તેણી તમોને એક હરફ઼ બી બોલવાની નથી."

"તમે તેમ શા ઉપરથી ધારો છો ?"

ને બ્લો તબીબ આ બેવકુફી ભરેલાં પગલાંથી મનમાં ને મનમાં હસ્યો અને બોલ્યો "તેણીનાં સદગુણો ઉપરથી. મી૰ પેસ્તનજી, હું તમારી ફેમીલીનો જુનો ડાકટર છું. તમારાં આગલાં ધણીઆણી જો કે એક અશરાફ બાનુ હતાં, પણ તમારી આ બીજી મોહરદાર ને હું તેણી કરતાં દશ દરજ્જે ચઢતી અને ભલી લેખું છું." હું ઇચ્છુછ કે પીરોજા જેવી એક નેક ખસલત બેટીનો હું બાપ હતે ! ત્યારે હવે તમે શું કહેવા માગોછ ?"

"હું તેણીની મારી ચાહવાને ખુશી છું, પણ તે એક શરતે !"

"અને તે શું ?"

"તે એ કે તમોએ પોતે મારી સાથે આવવું અને અમો ધણી ધણીઆણીને સલાહ કરાવી આપવી." તે બાયલા ભરથારે અક્કલ ખરચી !

"ખુદાનાં ઘર સુધી મને કબુલ છે, માઇ ગુડ ફ્રેન્ડ ! ચાલો આપણે આજેજ જઇયે અને તેબી અત્યારેજ !" ડા. ગોલ્ડ સ્મીથે

પેસી લખપતીના ઠરાવને ઝટ પકડી પાડતાં કહ્યું.

જેઓ ભલાં હોય છે તેઓ સદા ભલુંજ ઇચ્છે છે. તેઓને પોતાનાં કે પારકાંના ભલામાં કશો ફરક જણાતો નથી—બલકે પોતાનાં ભલાં કરતાં પારકાઓનું ભલું કરવાની ફરજ તેઓ પહેલી વીચારે છે.

હવે વધુ લંબાવવાની જરૂર નથી. પેસી તુરત તઇયાર થયો અને ડા. ગોલ્ડ સ્મીથ તેને તેની મોહોબ્બતદાર જોડે સલ્લાહ કરાવવા "લખપતી લાડજ" માં લઈ ગયા.

---

## પ્રકરણ ૧૮ મું

## "લાકડાંના દેવને ખાસડાંની પુંજા"

કુદરતી સંજોગો કાંઈ અજબ ચમત્કાર ધરાવે છે. "લખપતી લાડજ" માં બનેલો આ બનાવ પરેલની ચેહેલીપર વસ્તાં મેહેરવાનજી મોદીનાં ભાડુતોને એક નવાઇ જેવા સંજોગથી જણાવા પામ્યો. બન્યું એમ કે મેહેરવાનજીબાને થોડાંક નાણાની જરૂર પડવાથી તેવણે ચીઠ્ઠી લખીને પોતાના એક નોકરને "લખપતી લાડજ" માં મોકલ્યો. જે દીવસે પેસી લખપતી જોગી આ ચીઠ્ઠી મોકલવામાં આવી તેની ત્રણ દીવસ આગમચ ન્હાના ફિરોઝ પર તે ઘાતકી પિતાએ હાથ ચાલાકી ચલાવી હતી અને સાંજેસાંજ ત્યાંથી કલબમાં વટેણુ વાવી ગયલો હોવાથી મેહેરવાનજીબાના માણસને કોઇએ દાદ આપી નહીં. પીરોજા તો પોતાનાં બિમાર બેટાની સારવાર પાછળ રાત દીવસ સરખો સમજી એવી ગુટાયલી હતી કે બાહેર કોણ આવ્યું અને કોણ ગયું તેની સેહેજબી ખબર તેણીને પડી નહીં. નોકર-નફરો પણ તે ગમગીન બનાવથી ઉચાટ દિલે ફરતા હતા, એટલે મેહેરવાનજીબાનાં માણુસને પેસી લખપતીનો પત્તો જલદી મળી

શક્યો નહીં. અરધો કલાક સુધી બંગલાના ઓટલાપર તપ્યા પછી અંતે તેને એક નોકરે ખબર આપી કે "શેઠ આજ ચાર દીવસ થયા ઘરમાં નથી અને ક્યાં ગયા છે તેની કોઇને ખબર નથી." આ બાતમી આપનાર નોકરને મેહેરવાનબાની ચીઠી લાવનાર માણસ જોડે આગલી ઓળખાણ હતી અને તેમનાં દીલ એકમેક જોડે ઠીક મળેલાં હોવાથી તે નોકરથી મેહેરવાનજીબાનુ માણસ જાણવા પામ્યું કે "પેસ્તનજી શેઠે પોતાનાં સાવકા દીકરા ફિરોઝને ઝનુનમાં આવી એક સખત તમાચો ખેંચી કાઢવાથી તે નિર્દોષ બાળક ભય-ભરેલી હાલતમાં બીમાર થઈ ગયું છે અને ચાર દીવસ થયાં બાઇ રડતાં દમ ખાતાં નથી." વગેરે. આ બાતમી પેલો માણસ પરેલ લઇ ગયો. તેણે તે વાત મેહેરવાનજી મોદીનાં ધણીઆણી ધનબાઇ-ને કહી અને મેહેરવાનજીબાએ આપેલી ચીઠી પણ પાછી તેવણુને સપુર્દ કીધી. આ વખ્તે મેહેરવાનજી મોદી ઑફીસમાં ગયલા હોવાથી ધનબાઇએ આ વાત દીનામાય દાવરને જણાવી. દીનામાય દાવર અને તેવણુની વહુ-દીકરી તે સાંભળીને ઘણાં દલગીર થયાં. દીનામાય તો તેજ ઘડીએ તઇયાર થઈ મારતી ગાડીએ લખપતી લાડજમાં ગયાં અને ફીરોઝને બિછાંને પડેલો જોઈ તથા પીરોજાને તેનાં બિછાના આગળ એકલી બેસીને છુપાં ડચકાં ખાતી દેખી ગુસ્સાથી ઉશ્કેરાઇ ગયાં. પીરોજા અજબ થઇ કે ફિરોઝને માર પડયાની બીના આટલી વારમાં પરેલ કેવી રીતે પહોંચી ગઈ. દીનામાયને જોતાંજ પીરોજાનો ડીબો ભરાઇ આવ્યો. વાંચનાર જાણે છે કે દીનામાય દાવરનું પીરોજા ઉપર અસલથીજ હેત હતું, અને પીરોજા પણ તેવણુને એક માવતર સમાન માન આપતી હતી.

દીનામાયને જોઇ પ્રથમ તો તે વફાદાર મોહોરદાર વિચારમાં પડી કે ઘણી ગમે એવો કફોડો હોય તોપણ બીજાંઓને તેની

ગીબત કહી ગુનેહગાર બનવું એ એક પાકદામન ઓરતનું કામ નથી. જ્યારે તેણીએ જોયું કે ફિરોઝને પેસીએજ માર્યો એ બીનાથી તેવણ જાણીતાં થઈ ચુકેલાં છે અને "દીનામાય જેવી ભલી લાગણી મારી તરફ ધરાવનારૂં એવણ કરતાં વધુ સરસ બીજું કોઈ નથી" ત્યારે તેવણથી ખરી બીના છુંપાવવી સારી નથી એમ વિચારી તેણીએ જેજે બન્યું હતું તે તેવણને રડતી ચશમે વિગતથી સમજાવ્યું. આ હકીકત જાણીને દીનામાય દાવરનાં ભીંગ ફરી ગયાં.

વળી જ્યારે તેવણે જાણ્યું કે એવી 'લાયકી' કરીને પીરોજાને પડખે રહેવાને બદલે તે કલબમાં આજ ચાર ચાર દીવસ થયા ચાલી ગયો છે, ત્યારે તેવણ પુરાં ઉશ્કેરાયાં.

"શરમ છે એવા માતીડાને ! હું તો સમજતી હતી, મારી દીકરી, કે પેસી લખપતી સાથ પરણીને તું સુખી થઈ, પણ જો એ ઘાતકી ને કરપીણ હોય તો તું સુખી કેહેવાય નહી !" દીનામાય ઝનુનથી બોલ્યાં.

"હું મારી આગલી સ્થીતિમાં સુખથી ને સંતોષથી રહેલી હતી, પણ તમો લોકોએજ મારી ઉપર દબાણ કરીને મને આએ દુઃખના દરિયામાં નાખી." પીરોજાએ રડતાં રડતાં પરીયારો કીધો. "અહીં બીજું મને કોઇ રીતનું દુઃખ નથી—ખાવા—પીવાનું, પહેરવા—ઓઢવાનુ કે ફરવા હરવાનું બાદશાહી સુખ છે, પણ ધણીના સુખ વગર એવાં લાખ સુખ હોય તે શું કામના. પરણવા આગમચ પેસીએ મારી ઉપર જે 'ધરાંપરાં' બતાવ્યાં હતાં તે આજે હવે રહ્યાં નથી. મેં જે થોડું ઘણું સુખ જોયું તે પેહેલાં પાંચ વરસ જોયું. તે પછીથી મામલો રફતે રફતે બેહેકતો ચાલ્યોછ. ઓ દીનામાય ? એ બધું હું મુંગે મોહડે

ખમતી આવીછ—મેં કોઇ પાસે આજવેર તે વિષે એક હરફ કાઢયો નથી—પણ હવે એવણુ હદની બહાર જવા લાગ્યાછ તે મારેથી સહન થતું નથી. જો ભલા ડા. ગોલ્ડ સ્મીથે રાત દહારો તન–મન પટકી ઝહેમત ખેંચી નહીં હતે તો આજે હું મારૂં આએ ગોલાબ જેવું બચ્ચું ગુમાવી બેસતે." અને અહીં પીરોજા એક બચ્ચાં મીસાલ રડી પડી.

"ના રડ. ના રડ, મારી દીકરી! તારાં બચ્ચાંને જી, તેને ને તારે માથે પાક દાદાર હોરમજદની નિગેહબાની!" તે દયાળુ ડોસાંએ પીરોજાને પોતાના પાસામાં દાબી એક સગી માવતર મિસાલ દિલાસો દેતાં પટાવીને કહ્યું. "મેહેરવાનજી મોદીનું ભલું થાય—એવણુ આવી આવીને મને કંટાળો આપે નહીં તો હું એ વચમાં પડતે નહીં ને તું મારી ગાય ગરીબ દીકરી એમ સીજતે નહીં. ભલાં ભલાંઓ એકલવાઈ સંસાર ગુજારેછ તેમ આપણી પરેલની ચેહેલી પર મારી સાથ તું બી પડી રહેતે તો આજે આએ દુઃખ જોતે નહીં એવી મુઇ હજાર પઇસાની રેલ છેલબી હોય, પણ ધણીનાં સુખ કે તેનાં એક મીઠા બોલ વગર કામની શું? કંઇ નહીં દીકરી, કીસમતમાં લખેલા લેખ કદી ટળતા નથી. તુંજ કહેછની કે આજે ચોથે દીવસે તાપ ઉતરતી થઇછ, તો હવે પરવરદેગારની મેહેરથી વળતી વાણુ થશે.

દીનામાય દાવરના આ દિલાસાથી પીરોજાને ધણી કળ વળી.

"તું શું ધારેછ, દીકરી, એ અહીં કયારે આવશે?"

"તમે કોણુને વાસ્તે પુછોછ, દીનામાય?"

"તારા ધનધન ધોરી ધણી થતાને વાસ્તે!" ડોસાંએ પેસી લખપતીની યાદ થતાં ફ્ફડીને જવાબ આપ્યો.

"હું કેમ કહી શકું? એવણુનાં આવવા જવાનો કંઈ ઢંગ

ઘડોજ નથી. એવી નેકનામી કરીને સીધારેલા છે તે આજકાલમાં આવે એમ મને તો નથી લાગતું, પણ કંઇ કહેવાય નહીં."

"હું ઇચ્છુંછું કે આજે આવે !—હું અહીં છેઉં તેટલાં આવે !"

"નહીં, દીનામાય, તમે જાણો જો? કદાચ આવીબી લાગે તો તમે કંઇ ઉશ્કેરાઇને બોલતાં ના? એ હવે પસ્તાએછ એજ પુરતુ છે."

"પસ્તાએછ ? કોણે કહ્યું પસ્તાએછ? શું એ તુંને કાનમાં કહેવા આવ્યો' તો? તુંજ કહેછ કે એવી 'લાયકી' કરીને લાગલો કલબમાં ચાલતો થયો ત્યારે એ પસ્તાએછ ને પસેમાન થાએછ તે બધું તેં કેમ જાણ્યું?—દીકરી, દીકરી, તું ભોળી છે—તારી ભોળાઇથીબી તું ખમેછ એમ મારી ખાત્રી થાએછ."

"જરા મને સાંભળો—દીનામાય—પેસી પસ્તાએછ એમ જે હું બોલી તે મારા મનના એરંગાથી નહીં પણ ખાત્રી પુરવક સાહદ-તથી હું બોલીછ. જુઓ આએ એવણનું કલબમાંથી લખાઇ આવેલું કાગજ !—હજી તો મારાં ગજવામાંજ છે!" અને અહીં તે કંગાળ ચીથડું તેણીએ દીનામાય દાવરનાં હાથમાં મેલ્યું.

પણ અહીં એક બીજો કુદરતી સંજોગ બન્યો. દીનામાય દાવર પેસીવાળું કાગળ વાંચે છે તેટલાં ડા૦ ગોલ્ડ સ્મીથ સાથે પેસી પોતે પીરોજાવાળા ઓરડામાં અચબુચ આવી લાગ્યો.

દીનામાયે ડહાપણ વાપરી ઝટ તે કાગળ પોતાનાં ખીસામાં ઓસી દીધું.

ડા૦ ગોલ્ડસ્મીથ અને પેસી એવી ઉમેદમાં હતા કે પીરોજાના ઓરડામાં બાહેરનું કોઇ હશે નહીં, પણ ઓરડામાં દાખલ થતાંજ પેસી તો દીનામાય દાવરને ત્યાં અચબુચ આવેલાં જોઈ અધ વચ્ચેજ ડઘાઇને ઉભો રહી ગયો.

"તે આગળ વધી શકયોજ નહીં."

ડાઘેલ અંતઃકરણો હમેશાં હીચકારાં હોય છે. પેસી ડાઘેલ હોવાથી તેની સ્થીતિ પણ તેવીજ થઈ! ડા૦ ગોલ્ડ સ્મીથ પણ આ કોઇ અંજાણું બુઝર્ગ બાનુને જોઇ એકદમ અચકી ગયા!

---

## પ્રકરણ ૧૯ મું.

## એક મોટાં દિલની મોહોરદાર.

"એ કોણ ?–દીનામાય!"

"હાજી–કેમ પેસ્તનજી, મને જોઇને ચમકોછ કાંય ?"

"અરે નહીરે જી; ચ–ચ ચ–ચમકે શાનું ? કુ–કુ–કાંય, ઉભાં કાંય રહયાછ ? બ–બએસોનીજી! પી–પી–પીરોજા ડીયર! એવનને ખુ ખુ–ખુરસી અપાવો!"

"કંઈ નહીંજી! મને ખુરસી–કોચનાં માનનો અભખરો નથીજી. હું કંઇ અહીં ધીરજથી મળવા ભેટવા આવી નથીજી– હું તો આએ નિર્દોષ બચ્ચાં પર ઘાટકી માર પડયોછ એમ સાંભળી તેને જોવા આવીછજી."

દીનામાય દાવર જબરાં રોકડીયાં હતાં. તેવણે પેસી લખપતીને લપેટમાં લઇ "અરઘો આઘો–ને અરઘાનો ખુરદો" કરી નાખ્યાથી તે તુમાખી શેઠીયાને ભોંય ભારી પડી ગઇ!

ડા૦ ગોલ્ડસ્મીથ, જે ગુજરાતી બોલી શકતો ન હતો, પણ બધું સમજી શકતો હતો તે, પણ આ કોઈ બુઝર્ગ બાનુંનું ઠસ્સાદાર બોલવું સાંભળી 'ઠે' થઇ રહયો!

પેસીથી એક બોલ વધુ બોલાયો નહીં! તે ચેતી ગયો કે તેની "લાયકી" નાં સમાચાર અત્યાર આગમચ પરેલ સુધી પહોંચી વલ્યા હતા! દીનામાય દાવરે અર્થસુચક શબ્દોમાં મારેલા

તાણુથી તેને બહુ ભારી પડી ગયું. તે નીચેથી ઉંચે જોઇ શકયો નહી.

"પેસ્તનજીબા, મારી પીરોજાની આએ હાલત કે? તમે પરેલ સુધી એને શોધતા આવ્યા હતા ત્યારે તમે શું શું સખુનો બોલ્યા હતા તે કાંઇ યાદ છે કે?" દીનામાય દાવર હવે ઉખડયાં. તેવણે ડા૦ ગોલ્ડસ્મીથની હાજરીનીબી કશી પરવા કીધા વગર પેસી લખપતીનો ઝાડીયો કાઢી નાખ્યો. "હું તો એમ જાણુતી હતી કે પીરોજા પરણીને સુખી થઇછ, પણુ આએ મામલો નજરે જોયા જાણ્યા પછી મને લાગે છે કે એ સુખી નહીં પણુ ઉલટી દુ:ખી થઇછ–તમારે ત્યાંની ગમે તેવી રેલછેલ છતાં હું ધારૂંછ કે મારી એ ગરવી અને ગુણુવંતી દીકરી દુ:ખમાં પડીછ. આએ નિર્દોષ બચ્ચાં પર તમે કેવું ઘાતકીપણું ગુજારયુંછ તેનું તમોને કંઈ ભાન છે, પેસતનજી? કોઇનાં બચ્ચાંને લાવીને તમે આએ રીતનું સુખ દેખાડોછ કે?"

"માયજી–માયજી, મને માફ કરો! મેં એક ઘણી મોટી ભુલ કીધીછ અને તેને માટે હું પુરતો પસ્તાયોછ તથા હજી પસ્તાઉંછ!" પેસી જેમ તેમ એક ખુરસી પર ગોઠવાતાં, ઘરનો માલેક હોવા છતાં એક ચોર હોય તે મીસાલ, લજવાઇને ધીમા સાદે બોલ્યો.

"તમે મારી માંફ માગીને શું કરોછ? જેનું તમે દીલ દુખાવ્યું હોય તેની માફી ઇચ્છો!"

"તેજ માફી ઇચ્છવા એવણુ અહીં આવાંછ, બાનું!" અને અહીં પેસ્તનજી કાંઇ બોલે તે આગમચ ડા૦ ગોલ્ડસ્મીથે હીંદુસ્તાનીમાં જવાબ આપ્યો. "આ બાબદના સંબંધમાં મારે જે કાંઇ એમને કહેવાનું હતું, તે મેં પુરતું કહ્યુંછ અને તમો

બેઉ બાનુંઓને હું ખાત્રી આપું છ કે મી૦ પેસ્તનજીએ પોતે ચલાવેલી નાલાયક ચાલથી હવે ઘણા પસ્તાએછ, માટે મીસીસ પેસતનજીને મારી એલતેમાસ છે કે હવે ગઇગુજરી ભુલી જઇ બેઉ ધણી ધણીઆણીએ સલ્લાહ કરવી." આટલું બોલી ડા૦ ગોલ્ડસ્મીથે પેસીને એક મુગી ઇસારત કીધી જે થતાંજ તે પોતાની ખુરશી પરથી ઉઠી પીરોજાની પાસે ગયો અને શરમાયલે ચેહેરે નીચલા શબ્દો બોલ્યો :—"ડીયર, મને માફ કર ! મેં ગુસ્સાનાં ઝનુનમાં એ ગુલાબ જેવાં બચ્ચાં ઉપર હાથ ઉંચકીને તારૂં દીલ દુખાવ્યું છે, તેની હું દરગુજર ચાહુંછ !"

"નહીં પેસી, એમ નાં બોલો ! મારી મારી નહીં પણ ખુદાની ઇચ્છો ! ખરી મારી આપનાર તો તે છે !—ચાલો, તમે રંજીસ નાં થાઓ—મારાં દીલમાં કંઇ નથી !"

ધન્ય છે એવી મોટાં દિલની મોહોરદારોને, ખરેજ પીરોજામાં એક ફરેસ્તાઇ ખસલતની નેકનારીમાં હોતા દરેક ઉમદામાં ઉમદા સદગુણો હતા, કે જેની કીંમત કે કદર કરવાને તે માતબર હેમક ભરથારમાં કોઇ રીતની અકકલ કે આવડ ન હતી !

પીરોજાને બદલે કોઇ બીજી બઇરી હતે તો પેસીને તાણા-ટપલાથી વીંધી નાખતે, પણ તે અસીલ ઓરતે પોતાનું દિલ ગમે એવું દુ:ખાયલું હતું, તે છતાં, પોતાની અસીલાઇ છોડી નહીં.

પેસીએ પીરોજાની મારી ઇચ્છવાથી દીનામાય દાવરનો ઉછળી આવેલો પિત્તો પણ શાંત થયો. તેવણ કાંઇ વધુ બોલવા જતાં હતાં તેટલાં પીરોજાએ ઇશારતથી તેમ નહીં કરવાની મનાઇ કર-વાથી તેવણ હવે ચુપ થઇ ગયાં !

"કેમ સાહેબ ? થઇ તમારી ખાત્રી ? મારા બોલમાં જરા બી ફરક પડયો ?" ડા૦ ગોલ્ડસ્મીથે પેસી લખપતીને હવે સવાલ

કીધો. વાંચનાર જાણે છે કે પેસીને એવો ડર હતો કે "પીરોજા મને માફ કરવાની નથી," પણ ડા૦ ગોલ્ડસ્મીથ પીરોજા વિષે ખાત્રી પૂર્વક હતો કે તે ભલા ખવાસની મોહોરદાર પોતાના ખાનદાની અમીરની અસર પર જઇ અમીરી ઉદારતા બતાવવાને ચુકવાની નહીં.

અને પરિણામ તેજ આવવાથી તે લાયકીવાળો તબીબ ખુશ ખુશ થઇ ગયો. એક સારૂં કામ કરનારને તે કામ સમાપ્ત થયા પછી એક જાતનો છુપ્યો સંતોષ મલે છે. ડા૦ ગોલ્ડસ્મીથને તેવો સંતોષ મલ્યાથી તેની ખુશીનો પાર રહયો નહી. તેનાં સવાલના જવાબમાં પેસી લજવાઈ ગયો-તેનાથી ઉત્તર આપી શકાયો નહીં.

એજ વખતે ન્હાનો ફીરોઝ જાગી ઉઠવાથી પેસી પીરોજા જોડે ઝટ તેની પાસે ગયો અને તેને પ્યારથી પાસામાં દાબી તેનાં ગાલ ઉપર ધીમેથી એક ચુંબન લીધું.

"નહીં, એમ નાં કર, દીકરા, એવણ તારા પપા છે!" પેસી ફીરોઝને કીસ લેતો હતો તેટલાં તે હેબતાયલાં બચ્ચાંએ કાંઇક કચવાટ બતાવવાથી પીરોજાએ તેને પટાવી લીધો. "એવણ ફરીથી તારી સાથ એમ કરશે નહીં. ચાલ, જરા દુધ પીએછ કે, દીકરા?"

"નહીં મમ્મા, મને દુધ નથી ગમતું!"

"નહીં ગમે તોબી પીવું જોઇએ. બાબા ફીરોઝ!" ડા૦ ગોલ્ડસ્મીથ હવે તેનાં બીછાનાં આગળ આવી હિંદુસ્તાનીમાં બોલ્યા. "ચાલ, ડાહયો થા, બેટા, ને ફકત એક વાઇન ગ્લાસ જેટલું દુધ પી જા! હું તને વધારે પાઇશ નહીં."

તે તાબેદાર બચ્ચું પીરોજાએ ડાકટરનાં હાથમાં આપેલું દુધ એક સખુનથી પીને પોઢી ગયું.



## પ્રકરણ ૨૦ મું.

## એદલજી આલમખાન.

ફીરોઝ પંદર દહાડે સાજો થઇ ફરતો હરતો થયો. તેની બીમારીનાં પાછલા દિવસોમાં પેસી લખપતી તેની આગળથી જરા ખસ્યો નહીં. પીરોજાની ખાત્રી થઇ કે પેસીને ઉપજેલો પસ્તાવો ખરાં અંતઃકરણનો હતો, જેથી તે નાપસંદ બીના તેણીએ દિલમાંથી કાઢી નાખી. દર ત્રીજે દહાડે પરેલવાળાં દીનામાય દાવર ફીરોઝ કેમ છે તે જોવા સારૂ "લખપતી લોડજ"માં આવતાં હતાં. તેવણની હાજરીથી પીરોજાને એક જાતની હીંમત આવતી હતી, પણ પેસીને તેવણનું આવેલું પસંદ ન હતું. એમ છતાં, તેનાથી ખુલ્લે ખુલ્લું બોલી શકાતું ન હતું.

દીનામાય દાવરથી પેસી ડરી જાય એવો ન હતો, પણ ન્હાના ફીરોઝની માંદગી દરમ્યાન, આપણે ગયા પ્રકરણમાં વાંચી આવ્યા તેમ, પીરોજા તરફથી દીનામાયે હીંમતથી તેનો ઝાડીયો કાઢી નાખવાથી પેસીનાં મગજ પર દીનામાયનો દાબ કાંઇ અજબ જેવો બેસી ગયો હતો. પેસી જાણતો હતો કે દીનામાય હાલતમાં ગરીબ છતાં એક કુલવાન ખાનદાનનાં બાનું હતાં. પીરોજા તરફથી તેવણ તેની જોડે એક મજબુત લડત લડસે એવી તેને જરાએ વકકી ન હતી, પણ જ્યારે તે વકકીથી ઉલટુંજ પરિણામ આવવા પામ્યું ત્યારે પેસીનાં ભેજામાં તેમને માટે એક ભલો પણ ભડકાવનારો છાપ પડયો. પેસીએ જોઇ લીધું કે દીનામાય દાવર પાંચ માણસમાં "બોલવે બહાદર" હતાં અને "મલાં ધનેતરની" પણ ધડીની વચ્ચે "છત્રી–પત્રી" પોઇ કાઢવાને ડરી જાય એમાનાં નહીં હતાં.

એક લેખે પેસીનાં મગજ પર બેઠેલો છાપ આપણી પીરોજાનાં

હકમાં ઘણો લાભ કરતા હતો. આટલો વખત પેસી એવાં ગુમાનમાં હતો કે "પીરોજા તરફથી બોલનારૂં છે કોણ કે મને અટકાવવાનું? હું જેમ ગમે તેમ વરતું તોબી ;મને પુછનાર કોણ છે?" પણ આજે પેસીબાની ખાત્રી થઇ ગઇ કે તે ધારણામાં તેવણ ઠગાતા હતા. પીરોજા તરફથી ઠાવકાં અને બાહોશ બાનું તેની જોડે બાથ ભીડવાને તઇયાર હતાં!

"પીરોજા ડીયર, મારી મરજી થાએછ કે આવતાં 'વેકેશન'માં આપણે પુને નહિં તો માથેરાન જઇયે. તું જાણેછ કે પુના, માથેરાન, મહાબ્લેશ્વર, પંચગની વગેરે બધે ઠેકાણે આપણા બંગલાઓ છે." એક દહાડે પેસીએ પુછ્યું. "જ્યાં તારી મરજી હોય ત્યાં જવાને હું રાજી છું."

"મને બધે સરખું છે, પેસી. તમે જ્યાં લઇ જશો ત્યાં હું ખુશીથી આવસ." તે તાબેદાર અસીલ ઓરતે જવાબ આપ્યો.

"મને પુના જવા ગમેછ ત્યાંથી આપણે થોડા દિવસ રહી કોઇ બીજાં સીતલ મથક તરફ જઈશું."

"જેમ તમારી મરજી."

તુરતજ પેસીએ કાવલા કારભારીને પુને જવાની તઇયારી કરવાનો હુકમ આપ્યો અને એક માણસને પુણાનો બંગલો તઇયાર કરાવવા સારૂ આગમચથી પુને રવાનાં કીધો.

બે-ત્રણ દીવસ બાદ તેઓ સઘળાં પુને સીધાર્યાં.

આ વખતે પુનાં બાડેખાંઓની આમદથી હલમલી રહયું હતું. દર વરસે મામુલ મુજબ મુંબઈની મોટે ખાંચરેની ફેમીલીઓ ત્યાં ઉતરી પડેલી હતી પણ ખાસ ધ્યાન ખેંચવા જોગ તો એ હતું કે એજ પ્રસંગે બાહેર ગામથી ત્રણ-ચાર જુદા જુદા 'રીટાયર્ડ'

જરથોસ્તી ઓહ્‌ધેદારો હંમેશને માટે પુના ખાતે વસવાટ કરવા સારૂ આવી વસ્યા હતા. આ નવા આવનારાંઓમાં એદલજી આલમખાનનું કુટુંબ સઉ કોઇનું વધુ ધ્યાન ખેંચી રહયું હતું.

ખાનબાહાદુર એદલજી આલમખાન સરકાર–દરબારમાં માન–ચાંદપામેલા એક બુઝર્ગ ગ્રહસ્થ હતા. તેવણુ નામદાર ઇંગ્રેજ સરકારની નોકરીપરથી છેલ્લાં મધરાસ ખાતે પેનશન ઉપર રીટાયર્ડ થયા હતા અને પોતાનો બુઢાપો આરામથી પસાર કરવા સારૂ તેવણે પુના શેહેર પસંદ કીધું હંતુ. તેવણે ભવાની પેંટ ખાતે બાગ–બગીચા સાથનો એક તઇયાર ફરનીશ્ડ બંગલો મુંબઇના એક શેઠીયા પાસેથી ખરીદી લીધો હતો અને પોતાનાં કુટુંબ જોડે ત્યાં આવી વસ્યા હતા.

ખાનબહાદુર પૈસે પુર હતા. પોતાના મોટા દરમાયા ઉપરાંત તેવણનાં બાપ–બપાવાનાં એકપુરા વારસ તરીકે મોટી માલ–મીલકત મલી હતી. વળી તેવણનાં ધણીઆણી એક માતબર પિતાના પુત્રી હોવાથી ખાનબહાદુરને પોતાનાં સસરાના મરણ પછી એક બીજો આઇનો દલ્લો સારા નસીબે હાથ લાગી ગયો હતો. એ રીતે ફરતી મેરથી તેમની ઉપર નસીબ દેવી રીઝા થયલી હોવાથી એ કુટુંબનો ઠઠેરો ભારી હતો.

ખાનબહાદુરનું કુટુંબ કાંઇ મોટું ન હતું. તેવણ પોતે, તેવણનાં ધણીઆણી રતનબાઇ અને ચાર ફરજંદો મલી છ માણુસમાં તે આવી સમાયું હતું. ચાર ફરજંદોમાં ત્રણ છોકરી અને એક છોકરો હતો. છોકરો સઉથી ન્હાનું ફરજંદ હતું. તેઓ પુને આવી વસ્યાં તે વખતે છોકરો તુરતનોજ ૨૧ વરસની ઉમરમાં આવ્યો હતો. ત્રણ બેટીઓમાં વડી શેહેરાં ૨૭ વરસની, વચલી મેહેરાં ૨૫ વરસની અને ન્હાની દીકરી આલાં ૨૦ વરસની ઉમરની હતી. ધણીધણીઆણી ઉંમરે પુગેલાં હતાં પણ બન્નેની કાઠી મજબુત

હોવાથી અઘોર જણાતાં હતાં. આખું કુટુંબ મોજીલું અને શોખીલું હતું. ખુદ ખાનબહાદુર એદલજી આલમખાન પોતે રમુજી સ્વભાવનાં અને હસમુખા હતા, જે વારસો તેવણુનાં તમામ બચ્ચાંઓમાં ઉતરેલો હતો. તેઓ ઘણા 'સ્ટાઇલીશ' રીતે વસતાં હતાં. પુના ખાતે ખરીદેલા બંગલામાં આવી વસવા આગમચ તેવણે બંગલાની ખરીદી પાછળ ખરચેલી રકમ કરતાં લગભગ બેવડી રકમ તે ઉપર ખરચીને તેવણે તેને નવેસરથી રંગાવી તેમાં પુષ્કળ સુધારા વધારા કરવા જોડે પોતાના ટેસ્ટને અનુસરતો બહુ ભપકાદાર રીતે ફરીથી "ફરનીશ્ડ" કીધો હતો.

એઉ ધણી-ધણીઆણી છુટટા હાથનાં ને ઉદાર દીલનાં હતાં. પાસે પૈસો પુષ્કલ હોવાથી તેઓ તેને કાંકરા પેઠે વેરતાં હતાં. જેઓ પૈસે ભરપુર હોય છે તેઓને પૈસાની કદર હોતી નથી. એદલજી આલમખાનનું કુટુંબ એક માતબર કુટુંબ હોવાથી તેમનો બાદશાહી ખરચો બીજા શ્રીમંતોને પણ હેરત કરે એવા હતા. ઘણી વાર આપણે જોઇએ છીએ કે બધાજ શ્રીમંતો એવા દુલ્લા ને ખુલ્લા હાથનાં હોતા નથી. એવા દાખલાઓમાં એદલજી આલમખાન એક અપવાદ રૂપ હતા. જેઓને ખુદાએ જરનું જોર બક્ષેલું હોય છે, તેઓને સ્વભાવીક રીતે જગતમાં જર મેળવતાં કેવી ઝેહમતો પડે છે તેનો ખ્યાલ હોતો નથી. જ્યારે બીચારાં ગરીબો એકેક પૈસાને માટે મોહતાજમંદી ભોગવે છે ત્યારે સાહેબે દોલત શેઠયાઓને પાવલાને બદલે પાંચ રૂપીઆ ખરચાય તેની વટીક પરવાહ હોતી નથી.

એદલજી આલમખાન બધી રીતે સારા હતા, પણ પોતાનાં પરણ્યા સંસારમાં એક વેચાયલા વર જેવા હતા. ઘર સંસારી બાબતમાં તેમનું કશું ચલણ ચાલતું ન હતું. તેમની ધણીઆણી

રતનબાઇ દરેક બાબદમાં પોતાનોજ કક્કો ખરો કરાવતાં હતાં, અને માતાનું વરતણુ જોઇ તેવણુની ત્રણે દીકરીઓ બચપણથી તેજ શીક્ષણ લેતી ઉધરી હતી. રતનબાઇએ ઝાઝી કેળવણી લીધેલી ન હોવાથી પૈસાની રેલ છેલથી તેવણનાં વિચારો કેટલીક બાબદમાં હદની બાહર ફકી જવા પામ્યા હતા. તેવણુ આકલાં, ઉતાવળાં અને આપમતલબી હોવાથી તેમની ત્રણે બેટીઓમાં કમનસીબે તેવોજ વારસો ઉતરવા પામ્યો હતો. જો કે તે ત્રણે બહેનો ચાલાક અને ચતુર હતી. ખુબસુરત અને કેળવાયલી હતી. અને હાઇ સરકલોમાં ફરેલી તથા ફાયદા થયલી હતી, તે છતાં તેમનામાં જાતી સદ્‌ગુણો ખીલવા પામ્યા ન હતા. બચ્ચાંઓની નીતી–રીતીનું ખીલવું તેમની રીતભાતોની નીતી–રીતી ઉપર મુખ્ય કરી આધાર રાખે છે. જે માવતર દેખાદેખી પર જઇ પોતાનાં ફરજંદોની નીતી–રીતી ઉપર તેમનાં બચપણથીજ ધ્યાન આપતી નથી, તેમનાં બચ્ચાંઓ મોટપણે મા–બાપને તાબેદાર ન નીવડે તો તેમાં નવાઈ નથી, માહન નેપોલીઅન કહી ગયો છે તે ખોટું નથી "કે એક દેશને આબાદ કરવો હોય તો તે કરવા માટે પ્રથમ માતાઓને કેળવણીનાં આશિશથી આબાદ કરવી જોઇએ."

એદલજી આલમખાનનું કુટુંબ ભપકે ભારી હતું. પણ સંસારી સદગુણોમાં કેવલ કાચું હતું. આ પરીણામ નીપજવામાં ખરો કસુર ખાન બહાદુર એદલજીનો નહી તેટલો તેવણનાં ધણીઆણી રતનબાઇનો હતો. રતનબાઇ એક માન માગું બઇરાં હતાં, જો કે તેવણુ એક માતબર બાપનાં બેટી હતાં, તે છતાં સંગીત કેળવણીની કોતાઇને લીધે તેમનામાં જાતી ટેક જેવું કાંઇ હતું નહીં. તેમની દીકરીઓ જોકે માતા કરતાં વધુ ઉમદા શીક્ષણ મેળવવા પામી હતી, તોપણ ઘર સંસારી કેળવણીમાં અને અકસર કરીને

મર્યાદા વીવક અને વર્તણુમાં તેમની માતા લાએક ન હોવાથી તેઓ-એ લીધેલી કેળવણી કાંઇ પણ ઢંગઢડા વગરની થઇ પડી હતી.

ખાન બહાદુર એદલજી આલમખાન પોતાનાં સંસારમાં દરેક સુખી હતા, તેમને કોઇ વાતની કમતરતા હતી નહીં, ખુદાની મહેરથી પૈસાની પુર રેલછેલ હતી, પણ તેવણુનાં મોહોરદાર અને બેટીઓ આગળ તેમનું કશું ટટ્ટું ચાલતું ન હતું. રતનબાઇમાં લાંબી પહોંચ ન હોવાથી તેવણુની દીકરીઓ તેવણુને જેમ હુલકાવતી તેમ તેવણુ હુલકાતાં હતાં. આલમખાનની દીકરીઓ જરદારી-નાં જોરથી અને એક મુર્ખ માતાનાં ટેકાથી પોતાનાં પોષાકની ફેશનોનું હદને દરજ્જે અતેરૂં કરતી હતી. તેઓ ખુબસુરતીમાં એકેક કરતાં સરસ હતી એમાં કાંઇ વાંધો ન હતો—તેમની ખુબસુ-રતી બધેબધ એક અવાજે વખણાતી હતી. એ નિર્વીવાદ વાત હતી, પણ ખુબસુરતી જોડે હોવા જોઇતા સંગીત સદગુણોની ગેર-હાજરીને લીધે તેમનો દેખાવ કોઇ ઇત્તર અને ટચાક સ્ત્રીઓને બરા-બર બંધબેસ્તો થઇ પડયો હતો. એ બાબે એદલજી આલમખાન ઘણીકવાર પોતાનો કચવાટ બતાવતા, પણ છોકરીઓની હઠ અને તેમની મુરખ માતા તરફથી તેમને મલતી ખોટી કુમક આગળ તેવણુતું કશું ચલણુ ચાલતું ન હતું. તે અભન માતાનાં મગજમાં કંઇ એવોજ ધકારો બેશી ગયો હતો કે મારી દીકરીઓ જેવી ખુબસુરત, મારી દીકરીઓ જેવી શીખેલી છોકરીઓ દુન્યામાં કોઇ-ની નથી. જ્યાં એવી અજ્ઞાનતા હોય અને જ્યાં એવા વાહીયાત વિચારો હોય ત્યાં આખરે પરીણામ શું આવે તે વીચારવું મુશકેલ નથી.

જો ખાનબહાદુર એદલજીની ત્રણે દીકરીઓનું તોલ કરીએ તો તે ત્રણુ બેહેનોમાં આલમખાનની આલાં (સૌથી નાની બેટી)

પોતાની બીજી બેહેનો કરતાં ખુબસુરતીમાં વગર શકે ચઢીઆતી હતી. તેણી જેટલી ખુબસુરત તેટલીજ તંદરોસ્ત, જેટલી જવાંન તેટલીજ બોલકણી ને હસમુખી હતી. તે જેમ માતાની માનીતી તેમ પીતાની પણ પ્યારી હતી. જોકે બીજાં ફરજંદો મા-બાપને અણગમતાં ન હતાં, પણ જો પોતાની દીકરીઓમાં તેમને સઉથી વધુ હેત કોઈ પર હોય તો તે આલાં ઉપર હતું. શેહેરાં અને મેહેરાં અદેખી અને આપસ્વાર્થી હતી, જ્યારે આલાં ભોલી અને ભડભડી હતી. એ વડી બહેનો જલદીથી પોતાનો ભેદ ન આપે એવી કપટી હતી, જ્યારે આલાં ખુલ્લાં અને ખાલેસ હઈયાંની જલદીથી દોરવાઇ જાય એવી તથા આકલી અને ઉછાછલી હતી. બીજી બહેનો કરતાં આલાં ભપકા સપકાની બહુ શોકીન હતી. જો-કે તેણી એક માતબર બાપની બેટી હતી, તોપણ કોઈ મોટે ખાં-ચરેનાં માતબર જવાન સાથ પરણી જવાને તેણીને પુષ્કળ અભખરો હતો. તે હંમેશાં કહેતી કે "હું જ્યારે બી પરણુશ ત્યારે ત્રણ ચીજ જોઇને પરણુશ. પહેલું ખુબસુરત જવાન, બીજું સ્ટાઇલીસ્ત-દેખાવ-અને ત્રીજું પુષ્કળ પૈસો ! જે જવાનમાં આ ત્રણ ચીજો નહીં હશે તેને હું મારી પસંદગી કદી આપવાની નથી !"

આ છાલકા અને ચીબાવલા વિચારો ઉપરથીજ વાંચનાર કીંમત કરી શકશે કે આલમ ખાનની આલાં કેવા કીસમની કુમારીકા હતી.

જ્યારે કુદરતના સંજોગો ઉલટા આવેછે ત્યારે દરેક ચીજ ઉલટીજ બનેછે. વ્હાલાં વાંચનારને યાદ આપવાની જરૂર નથી કે જે વખતે એદલજી આલમખાનનું કુટુંબ પુણામાં આવીને ઠરીઠામ થયું, તેજ વખતે એકાદ અઠવાડીઆં પછી, પેસી અને પીરોજા મુંબઈથી પુણા ખતે પોતાનાં બંગલામાં આવી વસ્યાં હતાં. પુણે એતો આવ્યા પાછી એક પખવાડીઉં પસાર થઇ જતાં વાર લાગી નહીં. એ પખ-

વાડીઆં દરમ્યાન પુણાંનાં જાણીતાં દસ્તુર ખાનદાનનો દરજ્જો જગજાહેર હોવાથી તેમનાં નામાંકીત નામ મુજબ લગ્ન પણ તેવીજ ધામધુમથી થયાં. આ સાજવાજમાં પુણાં શહેરનાં અદના આલા સુધી તમામ જરથોસ્તીઓને આમંત્રણ થયલાં હોવાથી તે લગ્ન સમારંભનું 'ગેધરીંગ' નોંધ કરવા લાયક હતું. પુણા શહેર ખાતે તે વખતે મુંબઈ શહેરનાં બદેખાંઓની પુષકળ આમદ થયલી હોવાથી તે લગ્ન ગાજીવાજી રહવાં. આ સાજવારીમાં પેસી અને પીરોજા પણ હાજર થયાં હતાં, તેમજ પુણાના સ્થાનીક જરથોસ્તીઓની મોટી આમદ જોડે પુણા ખાતે નવો વસવાટ કરવા સારૂ આવી વસેલાં નવાં પારસી કુટુંબોએ પણ હાજરી આપી હતી. એદલજી આલમખાનનું કુટુંબ પણ ત્યાં આવ્યું હતું. આ લગ્નની આગમચ એ કુટુંબે આખાં પુણાં શહેરનું ધ્યાન ખેંચેલું હોવાથી ઉપલી સાજવારીમાં જો કોઇબી કુટુંબે સર્વે કોઇનું ધ્યાન ખેંચ્યું હોય તો તે આલમખાન ફેમીલી હતી. મીસીસ આલમખાન તો બીચારાં પોતાની અજ્ઞાનતાને લીધે 'ઓચ્ચાં' જેવાં દેખાતાં હતાં, પણ તેમની ત્રણ દીકરીઓનો ભપકો ભારી હતો. તેમાં અકસર કરીને આલમખાનની આલાં બધી બેહેનોમાં પોતાની અસાધારણ ખુબસુરતીથી વધુ દીપી નીકળતી હતી. આલમખાન ફેમીલી પુણા ખાતે આવી વસ્યા પછીનાં આ પહેલવહેલાંજ લગ્ન હોવાથી તે ત્રણે બહેનોએ પુણાનાં પારસી મંડળમાં પોતાની મોટાઇનો છાપ પાડવા સારૂ જબરો ઠઠેરો કીધો હતો. શેહરાં મેહરાં અને આલાં એ ત્રણ બહેનોમાં સઉથી વધુ ધ્યાન ખેંચનારી આલાં હતી. લગ્નની મીજલસમાં હાજર થયલાં એકે એક બાનુઓ અને ગ્રહસ્થોની નજર આલમખાનની આલાં ઉપર ખેંચાઇ હતી. તે ઉછાછલી કુમારીકા જો કે સંગીત સદગુણોમાં સંપુર્ણ ન હતી, તોપણ કુદરતે બક્ષેલી અણુ

હદ ખુબસુરતીને લીધે બાહેરનાં દેખાવ ઉપરથી સરવે કોઇનું પુષ્કળ ધ્યાન ખેંચતી હતી. પોતાની પિતાની મોટી દોલતનાં પ્રતાપે તેણી ગોયા હીરા મોતીમાં મઢાઇનેજ આવી હતી.

આખી મીજલસમાં તેણીને ધારી ધારીને એકકી ટગરે જોનારો એકજ પારસી જવાન હતો, કે જે કોઇજ નહીં પણ પેસી લખપતી હતો. આલાંની અણુહદ ખુબસુરતી જોઇ તે એટઘો બધો ભાન ભુલો થઇ ગયો કે લગભગ તે પોતાની હસ્તી વટીક ભુલી ગયો! તેની પડોશમાં બેઠેલા તેના મીત્રો તેની જોડે વાત કરવાની મકસદથી તેને કાંઇક સવાલો પુછતા, પણ પેસીનું ધ્યાન આલમખાનની આલાં ઉપર તે સાંજે એટલું બધું રોકાઇ રહયું હતું કે તેનાં મીત્રો તેને જે કાંઈ પુછતા તેનાં જવાબ તે ભાનભુલો જવાન કાંઇને કાંઈ ભલતાજ આપતો હતો! જ્યારે તે ફ્રેન્ડો તેની ટકોર કરતા કે "પેસી, અમે તુંને પુછીએછ શું ને તું બોલેછ શું ?" ત્યારે તે શરમથી ઝંખવાણો પડી જઈ કહેતો કે "માફ કરજો, મેં તમારૂં કહેવું સાંભળ્યું નહીં!"

એક વિદવાન કહી ગયો છે કે "એક ઇનસાનની અકકલ તેનાં વિચારો પર આધાર રાખે છે." ઉપલા દાખલા ઉપરથી આપણે સહેલાઇથી અનુમાન કાઢી શકયે કે એ સોનેરી સખુન બોલેબોલ ખરો છે. આલમખાંનની આલાંને જોયા પછી પેસી લખપતીનાં વિચારો તે એકજ ચીત્ર ઉપર એટલા બધા દોરવાઈ ગયા કે ઉપલા વિદ્વાનના કહેવા મુજબ તેની અકકલ ઉપર તેનાં વીચારોએ એકદમ સરદારી લઈ લીધી, એમ માની લેવું ખોટું નથી!

લગ્નની ક્રીયા પુરી થવા પછી બાનુઓ ખાનાની ટેબલ ઉપર બેઠાં તે વખ્તે જેમ પારસી લગ્નસરાઓમાં સાધારણ રીતે બને છે તેમ કેટલાક મીંઢ ભમરાઓ જમવા બેઠેલી કમલ રૂપી કુમારીકાઓ

ઉપર ભમતા રહ્યા. અને તેમાં પેસી લખપતી એક મુખ્ય ભમરો હતો. તે સારીપેઠે સમજતો હતો કે હું એક પરણેલો પુરૂષ છું. તે છતાં તેની ખાલી જીંદગી પૈસા ટકાની રેલછેલ વચ્ચે કુછંદી ગુજરેલી,હોવાથી પોતે આજે શું કરી રહયો છે તેનું તેને ભાન રહયું નહીં. એદલજી આલમ ખાનની દોલત કરતાં તે બેવડી દોલત ધરાવતો હતો, ખાનદાન અને દરજ્જામાં તે બેવડો ચઢીઆતો હતો, તે છતાં, આલમખાનની આલાંને જોઇ પોતાની દોલત કે દરજ્જો ભુલી જવા ઉપરાંત પોતાની પ્રીય પરણેતર પીરોજાનો પ્યાર વટીક તે ભુલી ગયો! તેને એમજ લાગ્યું કે ગોયા આલમ ખાંનની આલાંમાં બહેસ્તની કોઇ પરી ત્યાં ઉતરી આવી હોય! એટલો બધો તે તેણીને જોઇ લીન થઈ ગયો.

ખાણાની ટેબલ ઉપર જ્યાં આલાં ખાવા બેઠી હતી ત્યાં પેસી લખપતી એક ભમરાની પેઠે ભમ્યા કીધો. તે અહીથી તહી ને તહીંથી અહીં તેણીની નજદીકમાંજ ફેરા આંટી ખાયા કરતો હતો. તેણે ઘણું ઇચ્છયું કે આલામખાનની આલાં જોડે તેને વાતચીત કરવાની કાંઈ તક મલે–તેણે ઘણું ચાહયું કે આલાં સોડા, વીસ્કી વાઇન માંગે, પણ કમનસીબે તેને તેવી કશી તક ન મલવાથી તેનાં મનની મુરાદ મનમાંજ રહી ગઈ!

જે હારમાં આલમખાનની આલાં બેઠી હતી તેજ હારમાં બીજે નાંકે પેસીની પરણેતર પીરોજા બેઠી હતી. પણ તે એકદર બરચારે તે અરસા દરમ્યાન તેની તરફ એકબી ફેરો ખાધો નહીં. પેસી પોતા તરફ કેટલો બેકદર હતો અને દર દીવસે વધુ અને વધુ નફકરો થતો જતો હતો, તે પીરોજાથી અણજાણ્યું ન હોવા થી તેણીએ દુરથી તેને એકની એક સાંકડીજ હદમાં ફેરા આંટી ફરતો જોવા છતાં તેનો કશો અર્થ કીધો નહીં. તે નેકખસલત

નારી પોતાનાં ખાનદાની અમીરથીજ ભોલી અને ભલી હતી તેથી પેસીની આજની હીલચાલનો કશો બુંડો ભાવાર્થ કીધો નહીં.

જેઓ ભોળાં હોય છે તેઓ સામાં માણસને પણ ભોળાંજ સમજે છે.

પેસીને પોતાની નેમમાં અંતે નીરાશ થવું પડયું. જ્યારે ખાણું ખલાસ થએ સર્વે બાનુઓ ટેબલ ઉપરથી ઉઠી ગયાં, ત્યારે તે ચાટ પડેલા ચાનજીભાઇને ઘણાં ગમગીન દીલથી મરદોની મીજલસમાં સામેલ થવું પડયું. તે માટીડાઓની પાંતમાં જમવા બેઠો ખરો, પણ આજે તેની ભુખજ મરી ગઇ હતી.

તેણે ખાવાની ટેબલ ઉપર ખાવાને બદલે ચુંથીયા કીધું. તે લોકોને દેખાડવા ખાવા બેઠો ખરો, પણ તેનાં મનરૂપી મોજાઓ કોઇ જુદા સમુદ્રમાં વેહતા હતા. આલમખાનની આલાં જોડે એકબી બોલ બોલવાની તક ન મળી તે જોઈ તે તમામ નીરાશ અને નાશીપાસ થઈ ગયો.

ખાણું ખલાસ થવે તે ઝટ ઉઠીને પીરોજા પાસે ગયો જ્યારે પોતાનું કાંઈ વલ્યું નહીં ત્યારે પીરોજા મારફતે આલાં જોડે વાતચીત કરવાનો કાંઈ જોગ મળે એવી કોશેશ કરી જોવા ચાહી.

"કેમ, પીલું ડીયર, ખાધું કે?"

"હાજી," પીરોજાએ ટુકમાં જવાબ આપ્યો.

"તું ખુશીમાં તો છેની, ડારલીંગ?"

"હારે પેસી, મને શું છે?"

"ત્યારે તારો ચેહેરો હસ્તો કેમ જણાંતો નથી?"

"નહી, હું ખુશીમાં છું."

"પીલાં—પીલાં, આ પેલી સામેનાં સોફાપર સોનેરી આઇ-

ગ્લાસવાલી પારસી છોકરી તે કોણુ?" આલમખાનની આલાંને બતાવી પેસીએ ચીખો થઈ પુછ્યું.

"એ કોઈ આલમખાનવાલાંઓ કહેવાયછ."

"તારી સાથ વાતચીત થઈ કે, ડીયર?"

"નહીં રે! હું કાંઈ એ લોકને ઓળખતી નથી. મુઈ કોઈ ટીચકાંખોર દુકતીઓ છે."

"અરે-અરે, પીલુ, એમ નહી બોલ્યે. તું તેઓને ઓળખતી નથી ત્યારે તેં કેમ જાણ્યું કે તેઓ ટીચકાંખોર છે?"

"માણુસનો ચેહરો અને દેખાવ એ એક જાતની આરસી છે, પેસી. ઇજતદાર આસામીઓ તેવાજ જણાય, અને ઇતર ટચાક તેવાંજ જણાયછ. એ રાન ત્રણે બહેનો છાલકીનાં અધરણો છે. મને તો એ લોકોની ચાલચલણ જરાબી પસંદ નથી." પીરોજાએ ખુલ્લે ખુલ્લો અભાવ બતલાવ્યો. "કંઈ ઇતરાયછ-કંઇ ઇતરાયછ, કે જેનો પાર નહીં! આખી મીજલસમાં બૈરાંઓ થુથુ કરેછ."

"પણુ તેં જરા તક મેળવી આય આઇગ્લાશવાલી છોકરી સાથ ઓલખ કાંય નહીં પાડી, પીલુ?" પેસીએ ચોખો ચાંપી જોયો. "ઘણીકવાર એવું બને છે કે જે માણુસો દેખાવ કે પોષાકમાં આપણી પસંદગી પામતાં નથી, તેઓ પોતાનાં સંગીત સદગુણોમાં આપણું દીલ જીતી લે છે. તેં કદાચ જોઈ નહી હશે પણુ આ છોકરી ઘણી હસમુખી લાગે છે. ખાણાંની ટેબલ પર-"

"બસ કરો, પેસી. હું હવે વધુ સાંભળવા માંગતી નથી. એવાં ઇતરનાં હાલ્લાંઓ સાથ ભેળાવું એ આપણી ઇજતના કાંકરા કરવા સમાન છે. ચાલો, મહેરબાની કરી એ વાત બંધ કરો."

ગરીબ બીચારો પેસી! ઘણીઆણીએ ઝાડુ મારવાથી તે બાપડો ચાંઈ પડીને ત્યાંથી ગુપચુપ ચાલી ગયો!

---

## પ્રકરણ ૨૧ મું.

### એક બાનુ-સાઇકલીસ્ટને થયલો અકસ્માત.

સહવારનું પોહોર હતું.

પુનાના દસ્તુર ખાનદાનમાં થયલી સાજવારી પછીનો લગનની "વારોવાર" નો આઠમો દીવસ હતો. ઘોડેસ્વારીના શોકીનો બડી બામદાદનાં બાહેર પડી ચુકયા હતા અને શેહેરની અત્રાફનાં ગાંમડાંઓ તરફ મન ભાવે ત્યાં "રાઇડીંગ-" ની મોજ મારતાં હતાં.

પુના શેહેરનું 'પેરેડ' નું મેદાન છુટા છવાયા ઘોડાસ્વારોની આવજાથી દુરથી જોનારાંઓનું ધ્યાન ખેંચી રહયું હતું. આફતાબ ક્યારનો પુરવ તરફનાં પાદશાહી તખ્તપર બીરાજી ચુકયો હતો અને ઘોડેસ્વારોની દોડાદોડી દર પળે વધતી જણાતી હતી.

મોટા મોટા બડેખાંઓ-અલબતાં જવાન બડેખાંઓ-પોતપોતાના ઘોડાઓને કુદાવતા અને ઠણુકાવતા તે મેદાનમાંથી પસાર થતા હતા. કોઈ પોતાના ઘોડાને સીધ્ધો દોડાવતો, કોઈ આડો-અવળો જયાં ગમે ત્યાં ઘુમાવતો, તો કોઇ મેદાનનું આખું 'સરકલ' ગોળ ચક્રાવામાં ફરી વળતો જણાતો હતો.

એવે સમયે મેદાનની દક્ષિણ દીશાએ આવેલી ગીચ ઝાડીમાંથી એક ઘોડેસ્વાર પોતાનાં ઘોડાને યાહોમ ડપકાવતો મેદાન તરફ આવતો હતો તેટલાં વચ્ચે સામેથી આવતાં એક સાઇકલીસ્ટની 'સાઈકલ' વલાણુ લેવા જતાં પોતાપર થયલા સ્વાર સાથે ઉછળીને પડોશનાં એક ન્હાનાં ખાડામાં પડી !

તેજ પળે તે ઘોડેસ્વાર ત્યાંથી પસાર થયો હતો તેની નજર તે અકસ્માતપર પડવાથી તેણે પોતાનો ઘોડો અટકાવ્યો અને ઝટ ઉતરી પડી તેની મદદે ગયો.

તેણે ભારે અજાયબી વચ્ચે જોયું કે જે ધણીને અકસ્માત

થયો હતો તે એક મરદ નહીં પણ અસાધારણ ખુબસુરતી ધરાવનાર એક જવાન બાનું સાઇકલીસ્ટ હતી !

તેણીને જોતાંવાર તે ચમકયો !

"માઇ ગૉડ! આલમખાનની આલાં! એ અત્યારે અહીં! થેંક ગૉડ કે મને આજે એવી સુંદર ઓપૉરચ્યુનીટી મળી ગઇ!" પેલો જવાન ગ્રહસ્થ મન સાથ બબડયો અને ઝટ વાંકો વળી તેણીનું માથું ઉંચકી પોતાનાં મંડયા પર મેલ્યું.

એ બેશુધ્ધ થઇ ગઇછ! એને પ્રથમ હુશીયાર કરવી જોઇયે. ખુદાનાં શુકર છે કે મારી સાથે હું હમેશાં એવી વખતે ઉપ્યોગી થઈ પડે એવી સામગ્રી રાખુંછ અને આજે બી તે મોજુદ છે. મારે તે લાવવી જોઇએ. એટલું બોલી તેણે તે બાનુને પાછી જમીન પર સુવાડી ઝટ પોતાના ઘોડા તરફ દોડયો અને તેનાં જીનમાં મુકેલી પાણીની બાટલી, કોલનની તથા તેલની સીસી અને કપડાનાં લાંબા પટા કાઢી લાવી તુરત પાછો તે મદદે દોડી પહોંચ્યો !

કમનસીબે તે ગીચ ઝાડીમાં તેઓ બે સીવાય તે વખ્તે બીજું કોઇ હતું નહીં. પેલા જવાન ગ્રહસ્થે ફરીથી તેણીનું માથું ઉંચકી તેને કયાં કયાં વાગ્યું છે તે તપાસ્યું. સારે નસીબે ઉંડા જખમો પડયા નહતા. ખાડામાં સાઇકલ સાથે પડયા બરાબર એક અણીદાર પથરો તેણીનાં માથામાં લાગ્યાથી ત્યાં એક જખમ પડી તેમાથી લોહી વેહેતું હતું, તથા જમના હાથની હથેલી પર એક ઘસારો પડયો હતો. તેણે માથાં પર પડેલા જખમ પર પાણી ન લગાડતાં કપડાંથી લોહી નુંછી નાખી તે ઉપર એક ન્હાની સીસીમાં રાખેલું મીઠું તેલ નાખ્યું. આ તેલ પડયા બરાબર લોહી નીકળતું બંધ થઇ ગયું, જે વિષે પોતાની ખાત્રી કરી તુરતજ તેણે તેણીનાં માથાં પર એક મજબુત પાટો ગાદી મુકીને બાંધી લીધો.

એ પછી તેણીનાં મોહહાં પર પાણી છાંટી કોલાંગ સુંઘાડી

તેણીને હુશીયાર કરવાનો પ્રયત્ન કીધો, જેમાં ખુદાની મેહેરથી દશેક મીનીટ પછી તેને ફતેહ મલી. તે બાનુ સાઇકલીસ્ટ શુદ્ધીમાં આવ્યા બરાબર ચમકીને ઉઠી બેઠી, અને આ કોઇ તદન અજાણ્યા જવાને કરેલી વખત સરની મદદ માટે હેશાનની એક મીઠઠી ડોક કરી તેનો ઉપકાર માન્યો.

"હું અહીં કેટલા વખતથી પડેલી છું ?"

"જી, પંદર વીસ મીનીટ થઇ હશે."

"મને એકસીડંટ થયા પછીથી તમે અહીં આવ્યાં ?"

"નહીજી, હું સામેનાં જંગલમાંથી મેદાન તરફ જતો હતો તેટલાં તમારી સાઇકલ મેદાન તરફથી અહીં આવી. મેં ઘોડા ઉપરથી દુરથી તમને એક વાર આવતાં જોયાં હતાં પણ થોડો વખત તમે મોટા ઝાડોમાં બેમાલુમ થઇ ગયાં અને પછી એકાએક મારી લગોલગ આવી લાગતાં તમારી સાઇકલ સાંકડાં રસ્તાને લીધે પેલાં ઝાડ સાથ અથડી પડી.—"

"અને ?—"

"અને સાઇકિલ અને તમે બેઉ આએ ખાડામાં ઉછળી પડયાં એ બધું એવું અચબુચ બની ગયું કે હું મારા ઘોડાને કાબુમાં લઉં તેટલાં તમો અહીં પડી ગયાં. તમે એક ચીસ પાડી બેશુદ્ધ પડવા બરાબર હું ખાડામાં કુદી પડી તમારી મદદે આવ્યો."

"ઓ તમે કેવા ભલા છો ? તમારૂં એ હેસાંન હું કેમ ફેડીશ ?"

"નહીં, મીસ આલમખાન, એમ ના બોલો. એવી વખ્તે મદદ કરવી એ પરસ્પરનો ધર્મ છે."

"શું તમે મને ઓળખોછ, મીસ્તર ?" તે બાનુએ પેલા જવાન ગ્રહસ્થને પોતાનું નામ વાપરતો સાંભળી અજબ થઇ પુછ્યું.

" હાજી."

" કેવું અજબ જેવું ! હું કેવી કમનસીબ છું કે તમોને પીછાનતી નથી ! "

" કમનસીબી આજથી ટળી ગઇછ. હવે તમે મને આપ–મેળે પીછાનશો. " પેલો જવાન ગ્રહસ્થ રમુજ કરતાં બોલ્યો.

" મને કંઇક ઝાંખો ખ્યાલ આવેછ કે મેં તમોને કેથે અછડતાં જોયાછ પણ કયાં તે હમણા મને યાદ આવતું નથી. નામ જણાવવાની મેહેરબાની કરશોજી ? "

"જી, મોટી ખુશી સાથે ! હું પેસી લખપતીને નામે ઓળખાઉંછ."

" પેસી તમે ? પેસી લખપતી તમે ! માઇ ગૉડ ! તમોને જોવા અને પીછાન પાડવા તો હું કેટલી ઇનતેજાર હતી !"–અને અહીં તેણી ઉભી થવા ગઇ. ઝટ પેસીએ તેણીને પોતાનો હાથ મદદમાં આપ્યો જે લેતાં " થેંકયું વેરી મચ" કહી તેણી તે ખાડામાં ઉભી થઇ. "મી૦ લખપતી, મને માફ કરજો. હું આજે તમારી ઘણી આભારી થઇછ. હું મારાં પપા–મમ્મા આગળ તમારી આએ ભલાઇ જાહેર કીધા વગર રહેવાની નથી. ચાલો, આએ ખાડામાંથી બાહેર નીકળીયે."

પેસીની મદદથી તેણી ઉપર આવી. જે આલમખાનની આલાંને આપણા પેસીબા આજથી આઠ દીવસની વાતપર દસ્તુર ખાનદાનને ત્યાંની સાજવારીમાં મળવા માંગતા હતા અને અસાધારણ અધીરતા બતાવતા હતા તે મનોહર સુંદરી આજ રોજે દઇવ–યોગે તેવણુને અત્રે અચબુચ નહીં ધારેલી અને નહીં વકકી રાખેલી મળી—અને તે પણુ તેવણુનાં હેશાનમાં આવીને મળી–તે વાત તેની છાતી ગજ ગજ ખીલવવાને પુરતી હતી !"

"અરે પણ મારી સાઇકલ તો ખાડામાંજ રહી ગઇ. હવે કેમ કરૂં, મી૦ પેસ્તનજી ?" આલમખાનની આલાં હવે ચીબી થઇને બોલી. તેણીથી એમ તો કેહવાયજ નહીં કે મી૦ પેસ્તનજી, તમે આએ ખાડામાં પાછા ઉતરીને મને મારી સાઇકલ બહાર કહાડી આપો ! ત્યારે આ રીતે તેણીએ સીફતથી તેનું તે ઉપર ધ્યાન ખેંચ્યું, "રખે કટકા બુકલા થઇ ગઇ હોય !"

"નહીંજી, કટકા-બુકલા તો નથી થઇ પણ જોરથી ઠપકાવાથી એ મરડાઇ ગઇછ." પેસીએ ઝટ જવાબ આપ્યો. "આજે અહીં તમોને એ ઉપ્યોગમાં આવે એવી રહી નથી."

"ઓ માય ! હવે શું કરૂં ? અરધે રસ્તે એ તો મારી ફજેતી થઈ ! આટલે લાંબે સુધી હું ચાલીને કેમ જવસ ?"

"તમે ફીકર શું કામ કરોછ, આલાંમાય ? એને અહીંજ રહેવા દો. આપણે માણસ મોકલીને મંગાવી લઇશું. તમે મારા ઘોડા પર બેસો ! હવે તમોને તમારાં ઘેર સુધી પહોચાંડી આવવાની મારી ફરજ છે અને તે હું બજાવીશ."

"ઓ થેંક યુ, થેંક યુ વેરી મચ ! યુ આર વેરી કાંઇન્ડ, મી૦ લખપતી !" અને એમ કહી આલાં આલમખાને પેસી તરફ હાથ લંબાવી 'શેકહેન્ડ' કીધી.

"તપાસજો-તમારો હાથ દુખાય નહીં !" પેસી બોલ્યો.

"કાંય-કાંય ? મારા હાથને શું છે ?" તેણી પુછવા પડી.

"તમારા જમણા હાથની હથેલીને જરા ઘસારો પડયોછ. લાવો, હું તે ઉપર મારો રૂમાલ વીટાળી લઉં !" અને આપણા પેસીબાએ ઝટ પોતાનાં ગજવામાંથી ઉંચા "વાહીત રૌઝ" થી પમરતો રૂમાલ ખેંચી કાઢી તેણી કાંઇ પણ બોલે તે આગમચ તેણીનાં હાથપર વીંટાળી દીધો !

તેની આ "માયાળુ સેવા" થી આલમખાનની આલાં ખુશ ખુશ થઇ ગઇ. તેણીએ પેસી લખપતીની મોટી દોલત અને દોરદમામ વિષે અત્યાર આગમચ પુરતું સાંભલેલું હતું, પણ તેને પ્રત્યક્ષ પીછાનવાની તક આજ સુધી તેણીને મળી ન હતી. આજે આ અચણુચ અકસ્માતથી તે તક નહીં ધારેલી હાથ આવી જવાથી તેણી ખુશ ખુશ થઇ ગઇ. જાણે તે અકસ્માત થયો તે ઠીકજ થયું હોયએવું તેણીને લાગ્યું!

વાંચનાર જાણે છે કે આલમખાનની આલાં એક ભોળી, પણ ઇત્તર, એસ્કી અને ટચાક કુમારીકા હતી. તે પોતાની અનહદ ખુબસુરતીને માટે તેણી મગરૂર હતી અને ફાંકડા પુરૂષો ની દોસ્તીની જબરી શોકીન હતી. તેની માતાએ તેને કેટલી હદ સુધી દેખાદેખીથી બહેકાવી મુકી હતી તે આપણે આંગલાં પ્રકરણોમાં વાંચી આવ્યાં છીએ.

પેસી લખપતીની ખુબસુરતી, ઠાર અને ઠસ્સો પેહેલીજ નજરે આલમખાનની આલાં પર અજબ જેવી અસર ઉપજાવવાને કારગાહ નીવડયાં કેટલીક વાર કોઇ સંજોગોમાં ધણી કડવી ફરજ બજાવવી પડે છે. વાર્તાના પાત્રની કેરેકટર રજુ કરતાં તેને જેમ એક નેક માણસની નેકી તેમ બદ આદમીની બદી ખુલ્લાં રૂપમાં ચીતારવી પડે છે. અહીં તેવું એક અણગમતું ચિત્ર આજે આપણુને અનુભવવાનું છે. આલમખાનની આલાંમાં ભોળાઇ દયા અને ઉદારતાનાં સારા ગુણો પુર બહારમાં ખીલેલા હતા, પણ તે ગુણોને ઢાંકી નાખે એવા બીજા બદગુણો એવા હતા કે તે સારા ગુણો તેની હસ્તી આગળ નાબુદ થઇ જતા હતા. ધણી દલગીરી સાથે કહેવું પડે છે કે તે એક છકેલ છોકરી હતી. પેસીને જોતાંજ તે કોણ છે-કેવો છે-તેનામાં શું શું સદગુણો છે-તે પરણેલો છે કે કુંવારો છે તેનાં કાંઇપણ ખ્યાલો વગર તે એકદમ તેની ઉપર ફીદા થઇ ગઈ. તેણીએ

પેહેલીજ મુલાકાત દરમ્યાન મન સાથ મજબુત ઠરાવ કીધો કે હર સુરતે આ જવાન ગ્રહસ્થનું દીલ પોતા ઉપર ખેંચવું. બીજી તરફ આપણા પેસીબા કેવી રકમનાં માણસ હતા તે વાચનારને અંજાણું નથી. પેલાં પરેલનાં ખુબસુરત બગલાં પીરોજાને જોતાં વાર મોહી પડનારો તે મોજીલો જવાંન એક વખ્તે પીરોજા માટે કેવો અધીરો અને ઇન્તેજાર બન્યો હતો તે આપણે વાર્તાના આગલા ભાગમાં પુરતું જોઇ આવ્યા છીએ, તેવોજ આ બીજો નકશ હતો. પેસી આલમખાનની આલાં તરફ કેટલો ખેંચાતો હતો તે છેલ્લા આઠ દીવસની વાત ઉપર પુણાનાં દસ્તુર ખાનદાનમાં થયલી સાજવારીના દીલખુશ મેળાવડા દરમ્યાન આપણે ખુલ્લું જોયું હતું. તે તેણી સાથ પીછાન પાડવાને તલપીજ રહગો હતો, તેટલાં આજે સહવારે ઉપલા અકસ્માતિક સંજોગે તે તક તેને અણધારેલી મળી ગેઇ હતી. જ્યારે કાંઇ ખુરૂં બનવાનું હોય છે ત્યારે બધા સંજોગો તેવાજ સામે આવે છે. પેલાં લગનની મીજલસમાં પીરોજા મારફતે આલમખાનની આલાં જોડે પીછાન પાડવાની તેણે દેખાડેલી આતુરતામાં તે ચતુર મોહરદારે તેને ફાવવા દીધો નહીં ત્યારે આ અચબુચ કુદરતી સંજોગે સ્વપ્ને પણ નહીં ધારેલી રીતે તેને કુમક કીધી. હવે કોણ કહી શકશે કે "હોની હોનેહાર" કહેવત ખોટી છે ?

સારાંઉસ એ કે કામને ઇનસાન અટકાવે છે, તે સંજોગ કેટલીક વાર કર્મ–યોગનાં ફળથી કુદરત પોતે ઉપજાવી આપેછે. પેસી લખપતી અને આલમખાનની આલાં વચ્ચેનો આજનો અચંબો પમાડનારો અકસ્માતિક અચબુચ મેલાપ તેનો પ્રત્યક્ષ પુરાવો છે.

અને હવે ટુંકમાં, પેસીને જે જોઇતું હતું તેજ મલ્યું. ખરૂં પુછો તો આલમખાનની આલાંને પણ એવાજ કોઇ મોજીલા જીવડા

જોડે મિત્રતા પાડવાનો અખતરો કરવાથી "જયસેકુ તયસે મિલે" ની જાણીતી કહેવત જાણે સાચી પડતી હતી !

"તમે મારા ઘોડાપર સ્વાર થાઓ, આલાંમાય, હું તમોને તમારે ત્યાં પુગાડીને પછીજ જઇશ." પેસીએ કહયું.

"થેંક યુ...પણ તમે ત્યારે પગે ચાલતા મારી સાથ આવશો કે? એ તેમ નહીં બનશે. તમારા ઘોડાપર હું બેસું અને તમે ચાલો એ મને ઠીક લાગતું નથી." તે ચીબાવલી દુકતી જરા ચીબી થઇ, જોકે પેસી તેની તરફ એટલી હદ સુધી મેહેરબાન હતો તે તેણીને ઘણું ગમ્યું, પણ ઓરત જાતની નાજુકી બતાવ્યા વિના તે રહી નહીં.

"નહીંજી, જ્યારે બે માણુસ વચ્ચે એકજ હોય ત્યારે તે કોણુને ઘટેછ તેનો હક મુકરર કરવાની જરૂર પડેછ." પેસીએ એક જડજનાં જેવી ફીલસુફી બતાવતાં કહયું." તમો એક નાજુક અબલા જાત છો એટલે તમારો હક કુદરતી રીતે પેહેલ્લો પુગેછ, પણ તે સવાલ બાજુએ મુકતાં આજે ખરેખરી આસાયસ કોણુને ઘટેછ તેબી ધ્યાનમાં લેવાનું છે. તમે એક ભયભીત અકસ્માતમાંથી ખુદાની મેહેરથી બચી ગયાં છો, એટલું છતાં, તમારાં માથાંમા એક જખમ પડી તેમાંથી લોહી ગયલું છે એવું જાણવા અને જોવા પછી હું મારા ઘોડાપર સ્વાર થઇ તમોને ચલાવતો ઘેર લઇ જાઉં તો મારા જેવો મુરખો દુનિયાંમાં બીજો કોઇ હોય નહીં. તેમ કદી બનવાનું નથી. માટે મેહેબાની કરી તમે ઘોડેસ્વાર થાઓ. હું તમને બેસાડવામાં મદદ કરીશ. આપણે અહીંથી ધીમે ધીમે વાતચીત કરતાં ઘર તરફ જઇશું. તમે હુશીયારતો છોની?"

"અરે હારે! મને હવે કંઈ નથી, મી૦ પેસી. તમે કેવા "કાઇંડ છો ? ખચીત, આજે તમે—"

"આલાંમાય, મેં મારી ફરજ બજાવીછ. વધુ કંઇ કીધું નથી."

"નહીંજી, તમે તમારી લાયકી બોલોછ. હું તો એમ સમજુંછ તમે મારૂં જીગર જીતી લીધુંછ!"

આલાંએ વાપરેલા આ છેલ્લા વાકયથી પેસીનાં હરખનો પાર રહયો નહીં.

"તમે મારૂં જીગર જીતી લીધુંછ!" કેવો મીઠઠો ને મોહબતવંતો સખુન!" તે જવાન શેઠીઓ મન સાથ બડબડયો. "જે છોકરીનું દીલ જીતવા માટે હું એટલો ઇનિતેજાર બનેલો તે છોકરી એટલી સેહેલાઇથી મને ચાહતાં શીખશે એવી વકી મેં કદી રાખી ન હતી." પોતાનાં મન સાથ એટલું બોલી તેણે આલાંને મોટેથી જવાબ આપ્યો:—"મેં તમારૂં જીગર જીતી લીધુંછ? તમુને એમ લાગેછ, આલાંમાય?"

"હાજી."

"તમે ખરી ખાત્રીથી બોલોછ?

"બેશક."

"ઓ! હું તમારો કેવો આભારી છું! આલાંમાય-આલાં—આલું!—" અને અહીં તે લુચ્ચા જવાને તેણીનો ડાબો હાથ, જેને ઇજા પહોચેલી નહીં હતી, તે પોતાનાં હાથમાં લઇ તે ઉપર જરા વાંકો વળી પ્યારથી એક "કીસ" કીધી!

ઓ બદમાશો! તમારી બદમાશીની હદ કયાં હોય છે? તે પાપી પુરૂષ તે વખ્તે ગોયા ભુલી ગયો કે પોતે એક પરણેલો પુરૂષ છે. કુદરતને ત્યાંનો ઇનસાફ કેટલો વાજબી છે તે એટલાં ઉપરથીજ જોવાનું છે કે તેનો પ્યાર સાચ્ચો હતે તો આલાંનો જમણો હાથ તે વાપરી શકતે, પણ કુદરતે આગમચથીજ તે હાથ ઉપર તેનાજ હાથે તેનાં રૂમાલનો પાટો બંધાવી ગોયા એક મુંગો ધડો તેને

આપ્યો હતો. તેણે ડાબા હાથ ઉપર કરેલો પ્યાર નાલાયક અને નારવા હતો!

"પેસી, મારો એક સખુન રાખશો?" પેસીને પોતા ઉપર ફીદા થયલો જોઇ તે ઉધ્ધત છોડી પોતા તરફ તેને વધુ ખેંચવાના પાપી ખ્યાલથી બોલી. "મને આજથી હવે તમે 'આલુ' કહેશો? મને એ નામ ઘણું ગમેછ."

"મોટી ખુશીથી-પણ એક શરતે કે આપણે એકલાં મળશું ત્યાંજ!" તે ઠાવકા જવાને પોતાની સ્થીતિનો ખ્યાલ કરતાં જવાબ આપ્યો.

"નહી-પેસી-એ શરત મારે કબુલ નથી. મારૂં દીલ તમારી ઉપર કેટલું દોડેછ તેનો તમે એટલાં પરથી ખ્યાલ કરવાનો છે કે તમારી વગર રજાએ હું તમોને 'મી૦ પેસતનજી' કહેવાને બદલે 'પેસી' કહી ચુકીછ. એવીજ રીતે તમે મને 'આલાં' નહી પણ 'આલુ'નાં લાડકાં નામથી બોલાવજો. મને તે ઘણું ગમશે."

તે બેવકુફ છોડીની આજની પેહેલીજ મુલાકાત દરમ્યાન પોતા તરફની હદ બહાર ફીદાગીરી જોઇ પેસી લખપતી ચકીત થઇ ગયો. તે કેવી કીસમનો આદમી હતો તે વાંચનારને રોશન હોવાથી અત્રે વધુ લંબાવવાની જરૂર નથી. તેને તો એવુંજ જોઇતું હતું! અફસોસ! પોતાની પ્યારી પરણેતર તરફ બેવફા થનારા એવા બદમાશ ભરથારો નો આજે કયાં તોટો છે?

---

## પ્રકરણ ૨૨મું.

### "એક ફરેસ્તો!"

વ્હાલાં વાંચનાર! ઉપલું ચિત્ર મેં ઘણાં નારાજ દિલથી દોરયું છે. કેટલીકવાર વારતાનવેશોને અણગમતાં ચિત્રો ચિતારવાની

ફરજ્યાત ફરજ પડે છે. એવાં ચિત્રો ચિતારયા વિના પેસી જેવા બદમાસોનાં કાળાં કરતુકો ઉઘાડાં પડી શકતા ન હોવાથી એવાં કાળાં—મેંઢાંઓ સંસારમાં કેટલી હદ સુધી ખરાબી ફેલાવી શકે છે અને તે કેમ ફેલાવે છે તે બતાવવાની અત્રે અવસ્ય જરૂર જણાઇ છે. લખવા માંગે તો ઘણું છે પણ એ "નજીસ" ચિત્ર ઉપર ટુંકમાંજ પડદો ઢાંકી દેવામાં શોભા છે.

પેસી અને આલાં વચ્ચેની તે મુલાકાત ખાસ્સી એક કલાક સુધી લંબાઈ. એ દરમ્યાન તેમની વચ્ચે એક પાપી પ્યારની પઠણ થઇ. તેઓએ દરરોજ મળવાનાં અરસપરસ કોલ લીધા પછીજ પેસી તેણીને પોતાનાં ઘોડાપર બેસાડી ઘર સુધી પહોંચાડવા ગયો.

એદલજી આલમખાનનું કુટુંબ કેવી હદ બહાર છુટ ભોગવતું હતું તે આપણે આગળાં પ્રકરણોમાં જોઈ આવ્યા છીએ. તે ઘરમાં ખરૂં પુછો તો મા—બાપનું નહીં પણ દીકરીઓનુંજ ચલણ હતું. તેમની ત્રણે દીકરીઓ પોતાની મરજી આવે ત્યાં ફરતી, મરજીમાં આવે ત્યાં જતી અને રાત કે દીવસનાં કોઈ પણ તફાવત વગર જ્યારે ગમે ત્યારે આવ—જા કરતી. તે બાબે તેઓ ઉપર તેમનાં મા—બાપનો કશો આંકોશ હતોજ નહીં !

આંકોશ વિનાં બચ્ચાંઓ કેવાં બેહકી જાય છે તેનું આબાદ ચિત્ર એદલજી આલમખાન કુટુંબ પુરૂં પાડતું હતું. ત્રણે છોકરીઓ એકેકને વીસરાવે એવી હતી, પણ આલમખાનની આલાં તેમાં હદ બહાર ચસકેલી હતી.

તેની હદ બહાર ખુબસુરત અને ગોરી ચામડીપર પેસી લોભાઇ ગયો હતો. ખુબસુરતી સીવાય બીજા ખાસ અંગીત સદગુણો તે-ણીમાં કશા હતા નહીં.

પેસી આલાંને પોતાનાં ઘોડા ઉપર ઘરે લઈ આવ્યો તે

જોઇ તેણીના માતપિતા અને બેહેનો ધભરાઈ ગયાં. તેઓ જાણુતાં હતાં કે તેણી આજે સાઇકલ ઉપર ફરવા ગઇ હતી. આલાંનાં માથાંપર બાંધેલો પાટો જોતાંજ જેમ રસ્તેનાં લોકો તેમ આલમખાન કુટુંબ ચેતી ગયું કે કાંઈ પણ અકસ્માત બન્યો છે.

"ઓ માય ! હવે કયાં જાઉં ? શું છે—આલાં—માયરે કોઇ બોલોરે ! મારી દીકરીને શું છે ? ?" તેણીને જોતાંવાર તેની માતા ધભરાઇ ગઇ.

"મમ્મા, તમે ધભરાવો ના. મને કંઈ નથી" પેસી ઘરમાં દાખલ થતાં કાંઇ જવાબ આપે તેટલાં આલાંજ પોતે બોલી ઉઠી. "આજે મારી સાઇકલને સીરીયસ એકસીડેન્ટ થયો અને આએ ગ્રહસ્થે જો મને વખતસર મદદ કીધી નહીં હતે તો કદાચ મારી લાસબી તમારે હાથે આવવા પામતે નહીં."

અહીં આલાંએ પોતાના અકસ્માતનું ખુબ ચહરાવીને બ્યાન કીધું અને પેસી લખપતી જોડે પોતાનાં માતા—પિતા તથા બેહેનોની ઓળખાણ કરાવી.

પેસીને તેના ખરાં નામે પીછાણ્યા પછી આલમખાન કુટુંબ તેની ઉપર એવડું ફીદા થઇ ગયું. આ અકસ્માત થવાથી પેસી જેવા એક જાણીતા જરદાર જવાન જોડે તેમને પીછાન પડી તે બનાવને તેઓ એક મોટી ખુશ નસીબી સમજ્યાં !

આલાંની આનાકાની છતાં પેસીએ હુજત પકડવાથી ડાકટરને બોલાવી એદલજી આલમખાને તેણીનાં માથાંમાં પડેલા જખમને મલમપટો કરાવ્યો. જખમ કાંઇ ઘણો ગંભીર નહીં હતો, પણ ડાકટર જતાં જતાં સાહુચેતી વાપરવા ફરમાવી ગયો કે ઓછામાં ઓછું એક અઠવાડીયું આ બાનુએ બાહેરની ખુલ્લી હવામાં ફરવું નહીં અને હવા—સરદીથી બચવા માટે એકજ બંધ ઓરડામાં રહેવું.

કેટલીક વાર વઇદે ફરમાવેલું દરદીને મનભાવતું થઈ પડે છે. આ દાખલામાં પણ તેમજ બન્યું. ખરી વાત તો એ હતી કે આલાંને માથામાં થયલો જખમ એક ગંભીર જખમ હતો, પણ ઘણીક વાર એમ બને છે કે આપણા વિચારો અમુક વખ્તે જે તરફ વિશેષ ખેંચાયલા હોય છે તે વખ્તે આપણી નજર સામેના તો શું પણ આંગ ઉપરની ગંભીર ઇજા પણ જણાતી નથી. આલાંનાં બાબમાં તેમજ બન્યું. તેણીને અકસ્માત થયા પછી અકસ્માત વાળી જગ્યામાં પેસીની મદદથી શુદ્ધીમાં આવ્યા પછી પેસીનાં દમામદાર ખુબસુરત ચેહેરાએ તેની નજરમાં પેહેલ્લીજ નજરે જે છાપ છાપ્યો તે એવો જોરાવર હતો કે તે ખ્યાલોમાં પોતાને થયલું ગંભીર નુકસાન પ્રથમમાં તો તેણીનાં ભેજાંમાં આવ્યું નહીં, પણ પાછળથી ડાક્ટર મલમપટો કરી ગયા બાદ તેનાં કહેવા મુજબ જ્યારે તેણીનાં આંગમાં તાપ થઈ ત્યારેજ તે એવકુફ છોડીને સુધલો આવ્યો !

હજી પેસી ત્યાંજ હતો. પેસ્તનજી શેઠને જાણે ત્યાંથી જવા ગમતુંજ ન હતું ! આલમખાન કુટુંબનાં આગ્રહથી તે દહાડે તે ત્યાંજ જમવા રહયો હતો અને ટેલીફોન મારફતે "એક મીત્રને ત્યાં જરૂરનાં કામસર રોકાઈ જવા" નું બહાનું કહાડી તેણે પીરોજાને પોતાની રાહ નહીં જોવાની ક્યારની ખબર આપી દીધી હતી !

તે આખો દીવસ પેસી આલાં પાસેથી જરા ખસ્યો નહી. આલાં માટેની તેની આટલી બધી કાળજી જોઇ એદલજી આલમખાન અને તેવણનાં મોહરદાર ખુશ થઇ ગયાં, પણ તે દગાખોર જવાન એક કેવું કાળુ મેંઢું આજે તેમનાં સુખી ઘરમાં અણધારેલું ઘુસવા પામ્યું હતું તે તે બાપડાંઓ જાણતા ન હતાં !

"મમ્મા, તમે બધાં સુખેથી સીધારો. અહીં મને ગીચપીચ ગમતી નથી. મારી પાસે મી૦ પેસી છે તેવણથી મારો વખત

સોહવાઇ જશે ” બપોરના ખાણા પછી આલાંમાયે પોતાના બીછા-નાંપરથી ફરમાવ્યું. એક તો ઘરમાં દીકરીઓની સત્તા પુર ચાલતી હતી અને બીજું એ કે ઘરમાંનાં સરવેની સમક્ષ આલાંએ તેમ કહેવાથી પેસીને કાંઇ અપમાન નહીં લાગે તેટલાં માટે તેઓને ત્યાંથી ચાલી જવા વિના ચાલ્યું નહીં ! તે મુરખ માતાને પોતાની બેટીઓ ઉપર એટલો આંધળો વિશ્વાસ હતો કે પેસી જેવા એક પરાયા પુરૂષની સંભાળમાં પોતાની જવાન-જમાન બેટીને મુકી જવામાં તેણીએ કોઇ રીતનો વાંધો જોયો નહીં ! ખરી વાત એ હતી કે પેસી લખપતીને જોઇને જેમ આલાં તેમ આખું આલમ-ખાન કુટુંબ ચતરાઇ ગયું હતું. એવો એક મોટો અને મોબાદાર માતબર શેઠીયો પોતાને ત્યાં આવતો જતો થાય એ જોવાને તેઓ અંતઃકરણથી ઇચ્છતાં હતાં.

તેઓ પેસીને એક “ફરેસ્તો”જ સમજ્યાં ! એવા એક ફરજ્જાદાર જવાન માટે બીજો કોઈ હલકો વિચાર બાંધવાને પહેલ્લી નજરે કોઇ હીંમત કે ખ્યાલ વટીક કરે નહીં એ કુદરતી હતું, પણ આજે આ અકસ્માતિક સંજોગથી કેવો એક ઝેરી સાંપ તેમનાં મકાનમાં દાખલ થવા પામ્યો હતો તેનું તેમને સ્વપ્ને ભાન ન હતું ! પેસી તે ઓરડામાં આખો વખત પોતાને મનગમતી વાતો ચલાવતાં બેસી રહયો. આ વખતે આલાંનું દીલ તાવથી ધમધમી રહયું હતું, પણ તેની તેને થોડી દરકાર હતી. પેસી જેવો એક પ્યારો હાથ તેણીને આજે અચબુચ મળી ગયો એ જાણે દુનીયાંની દોલત મળ્યા સમાન તેણી સમજતી હતી. પેસી પરણેલો છે કે કુમારો આ સવાલ તે મુરખ છોડીનાં ધ્યાનમાંથી ખસીજ ગયો હતો. તે હુલ્લડ છોકરીએ પેસીને જોયો ને જોયોજ કોઇ “ ઘેલી-દીવાની” જેવી થઇ ગઇ હતી !

આ આખા દીવસની મિત્રચારીમાં તે બન્ને વચ્ચે એવી ધાડી પ્રીત બાઝી ગઈ કે વરસોની પીછાણવાળાંઓ વચ્ચે પણ તેવો એખલાસ આપણે જોઈ શકયે નહીં તેણીનાં માત-પીતા અને બેહેનો-બલકે તેણી પોતે વટીક જાણતાં હતા કે પેસી એક પરણેલો પુરૂષ છે, પણ હદ બહાર છુટાપણું તે ઘરમાં એટલી હદ સુધી રાજ કરતું હતું કે કોઇને કશો ખ્યાલ ઉપજ્યા નહીં. ખુદ આલાંને તો આખો દીવસ પેસી પરણેલો છે કે કુમારો તે બાબે ખ્યાલ પણ ઉપજ્યો નહીં !

આખો વખત પેસીએ આલાંની એટલી માવજત કીધી કે જાણે એક પરણેલો ધણી પોતાની પરણી મોહરદારની માવજત કરતો હોય ! તેમની વચ્ચે એકજ દીવસમાં જાણે કોઈ રીતનો અંતર રહયો નહીં. સાંજ થતાં તાપનું જોર કમતી થવે પેસી હવે જવા ઉઠયો, પણ આલાંએ તેને ફરી ફરીથી બેસાડી કાલે તે પાછો કયારે આવશે-કેટલે વાગે આવશે વગેરે સવાલો તેને ચીપીચીપીને પુછયા અને જ્યારે પેસીએ સહવારે જલદીથી આવવાનું પ્રોમીસ ખાત્રીપુરવક આપ્યું ત્યારેજ તેને જવા દીધો.

તે સર્વેને મળી ભેટીને પોતાને ઘરે ગયો. તેની આખા દીવસની ગેરહાજરી વિષે કુદરતી રીતે તેની પ્યારી પરણેતર પીરોજાએ તેને સવાલપર સવાલો કીધા, પણ તે લુચ્ચા અને બેવફા ખાવિંદે તેણીને તમામ જુઠઠી અને બનાવટી વાતો ઉભી કરી મનાવી લીધી. પોતે આલમખાનની આલાં જોડે પીછાન કરવા પામ્યો છે અને તેણીને એક ગંભીર અકસ્માતમાંથી બચાવવાનું માન મેળવ્યું છે, આ બીનાથી તે લુચ્છાએ તે ફરેસ્તાઇ ખસલતની મોહરદારને તમામ બેખબર રાખી.

એમ કરવાનાં કારણો દેખાતાં હતાં. વાંચનાર જાણે છે કે પુનાનાં દસ્તુર ખાનદાનને ત્યાં સાજવારીને દીને તેણે આલમખાનની

આલાં સાથ પીછાન પાડવાની ખાહેશ બતાવી ત્યારે પીરોજાએ તે છાલકી છોકરીઓ માટે પોતાનો જે અભાવ અને અણુગમો બતાવ્યો હતો તે તે ભુલી ગયો ન હતો, માટે જો તેણીની જાણુમાં આવે કે તેજ છોકરી તથા તેજ કુટુંબ સાથ તેને પીછાન અને ઘેરવટ જેવું થવા પામ્યું છે તો તે ખબરથી પીરોજા ખુશી થવાની નથી. આ કારણુને લીધે તે લુચ્ચાએ આજે " એક ફ્રેન્ડને ત્યાં જરૂરી કામ-સર રોકાઇ જવાનું" સાધારણુ બહાનું બતાવી પોતાનાં પાપી પગ-લાંપર ઢાંકણું વાળવાનું એક નવું પાપ કરી પોતાની પ્યારી પરણેતરને ઠગવાની વટીક હીંમત કીધી.

તે આખી રાત તેણે ઘણી બેચેની સાથ પસાર કીધી. બીજે દીને સહવારે જલદીથી નાસ્તો લઇ એક ઈંગરેજ મિત્રને મળવા જવાનું બહાનું કાઢી ને લુચ્ચો ફરીથી ખલ્લી ગયો. ભોળી પીરોજાએ તે રોકાણુ ખરીજ માની.

પણુ જેમ જેમ દીવસો જતા ગયા તેમ તેમ પેસીની આખા આખા દીવસોની ગેરહાજરીની હાર વધતીજ ચાલી. તેણી જ્યારે દરરોજ રાત્રે તે બાબેનું કારણુ પુછતી ત્યારે તે બદમાશ ખાવિંદ તે ભોળી અબળાને તરેહવાર હિલ્લાં-બિલ્લાં બતાવી કાંઇ ને કાંઇ નવાં નવાં કારણો બતાવી સમજાવી લેતો.

" પેસી, તમે મુંબઇથી મને અહીં લાવ્યા પછીથી બે ત્રણ વખતબી મારી સાથે બહાર ફરવા હરવા આવ્યા નથી." એક દહાડે રાતનાં ખાણાં પછી પીરોજાએ પરીયારો કીધો. " એમ તે કયાં સુધી ચાલશે ? મારી સાથ તમે એમ કાંય કરોછ ? શું મારેથી તમે ધરાઇ ગયા ?"

" ઓ નહીંરે ડીયર, તું એમ શું બોલેછ ? આજે દુનિયાંમાં મારૂં સઉથી બ્હાલામાં બ્હાલું કોઈબી હોય તો તે તું અને મારાં

બચ્ચાં છે !" તે ખવીસ ખાવિંદે પોતાની પ્યારી પરણેતરને હરહડતું જુઠ્ઠું બોલી પોતે જાણે કેવોએક નિરદોશ ને ફરેસ્તાઇ ખસલતનો હોય તેમ દયામનું મોંહ કરી કહયું.

ઓ બદમાશ ભરથારો ! લ્યાનત છે તમારી લતરાજી ઉપર ! તે ચંડાળ ખાવીંદ પોતાની ભોળી પ્રીયાને અહીં કેવો છેતરતો હતો !

"તે બધું ખરૂં—પણ તમે હવે મારી તરફ દર દહાડે ઘણાં બેદરકાર થતા જાવોછ એ તો હું ખુલ્લી આંખે જોઇ શકુંછ." તે અસરાફ ઓરતે ફરીથી પરીયારો કીધો. "પેસી–તમે મારી સાથે એવી રીતે કાંય વરતોછ ? તમે મને કેવા પ્યારથી પરણ્યા હતા તે જ્યારે હું યાદ કરૂંછ ત્યારે મારી આજની હાલત માટે મને મોટો અફસોસ થાએછ."

"તું ગાંડી છે કે અફસોસ કરેછ. તું ધારેછ તેવું કંઇજ નથી. હું તારી તરફ બેદરકાર થયોજ નથી." તે લુચ્ચાએ નરમાસથી બેદરકાર ઢપે જવાબ આપ્યો. "હું તારી સાથ આડો ચાલશ તો મને ખુદા પુછશે ?"

ઓ પાપી ! તારાં પાપની હદ કયાં છે ! તું કેવું હરડતું જુઠ્ઠું બોલે છે ! આલમખાનની આલાં તરફનાં તારાં ધરાં–પરાં દુનીયા નથી જાણુતી પણ દાદારની નજરથી તે કયાં છુપાં છે !

પીરોજા ચુપ થઇ ગઇ. જેઓની મનસ્ની નેક હોય છે તેઓ નેકજ વીચારે છે. "હું તારી સાથ આડો ચાલસ તો મને ખુદા પુછે !" એવો પેસીનો અસરકારક વાકય તે અસરાફ ઓરતનાં અમીરી અંતઃકરણમાં અસર ઉપજાવ્યા વિના રહયો નહીં.

"હું આજકાલ શું શું મુજવણમાં છું તે તું જાણેછ, પીલાં ડીયર." તે લુચ્ચો હવે ચુપ રહેવાને બદલે નવી નવી બાજી રમી તેણીનાં મનને સધીયારો આપવા પડયો. "અત્રેની એક ઈંગરેજ

પેઢીને મેં લખ્ખો રૂપ્યાની રકમ ધીરેલી છે. એ પેહેડી જે વખત જાએછ તેમાં નાદાર થવાની તઇયારીમાં છે એ બાતમી મને ખાનગી રીતે મળ્યાથી હું તેના મેનેજરને મલ્યો અને ખુબ દમ ભરાવી આપણી રકમ કઢાવી લેવાની ભાંજગઢમાં પડેલો છું. એને લીધે હું રોજ સહવારથી સાંજ ત્યાં રોકાયલો રહું છ કારણ, આપણા હીસાબ તૈયાર થવાનું કામ ચાલી રહેલું છે." તે લુચ્છાએ એક સરતાપા જુઠહું અને બનાવટી બહાનું ઉભું કીધું.

ભોલી પીરોજા તે વાત તેણીએ ખરી માની !

"વ્હાલા પેસી, હું શું જાણું કે તમે એવી છુપી ચીંતામાં છો ?" ભલી મોહરદાર ઝટ પોતાનાં ભરથાર પાસે જઈ તેને ગળે વળગી તેનાં ગાલપર પ્યાર સાથ હાથ પસવાળતાં બોલી. "તમે મને કહો તો હું જાણું કેની ? જોજો, એમ હોય તો પુરતા સાહુચેત રહેજો—નહીં તો હાજી હા કર્યા કરી કાંઈ છકડ નહીં ખવાડે !

અફસોસ ! તે ભોળી અબળાને ક્યાં ભાન હતું કે જે છકડ કોઈ પારકો આદમી પેસીને ખવાડવાની તેણી ફીકર બતાવે છે, તે "છકડ" તો પોતાની પરણી પણેતરનેજ 'છકડ ખવાડવા"ની બાજી હાલ રચી રહેલો છે ! ઓ ઠગારી દુનીયાં, તારી ઠગાઇને કોણ પુગી શકશે ?

---

## પ્રકરણ ૨૩ મું.

### આફત પર આફત.

એક દહાડે પુણા શહેરમાં અચબુચ એક મોટો ખળભળાટ થઇ રહયો. એક જાણીતા પારસી કુટુંબની અપ–ટુ–ડેટ જવાન બાનું અચબુચ ગુમ થવાની અફવા આખાં શહેરમાં ફેલાઇ ગઇ.

પ્રથમ તો સાધારણ રીતે એવી વખતે બને છે તેમ ભલતીજ નિર્દોષ નારીઓનાં નામ બદનામ થયાં, પણ પછી રફતે રફતે ખરી બીના આપ-મેળે જાહેરમાં આવી કે આલમખાનની આલાં અચ્ચુચ ગુમ થઈ ગઇ છે !

તેણી કયાં ગઈ-કોણ સાથ ગઇ-શું સબબથી ગઈ તેનો કશો ભેદ કોઇ કલ્પી શકયું નહી. તેણી મા-બાપથી નારાજ થઈ ઘરમાંથી ગુપચુપ ચાલી ગઈ, યા તેણીને કોઈ ઉપાડી ગયું અથવા તો તેણીનું છુપ્પું ખુન થયું એનો કશો પત્તો દીવસો સુધી મળ્યો નહીં !

ખાનબહાદુર એદલજી આલમખાને તેણીની તપાસ કરવામાં કોઈ રીતની કચાસ રાખી નહી, પણ એક અઠવાડીયું સુધી તેણી કયાં ગઇ હતી તેની કશી ખબર તેવણ મેલવી શકયા નહીં. તેણી દુઃખી તો હતીજ નહીં. એટલે પોતાની જીંદગીથી કંટાળી આપઘાત કરે એ બનવા જોગ ન હતું. તેણી જોડે ઘરમાં કોઇને કાંઇ બોલાચાલી જેવું પણ થયું ન હતું એટલે તે બહાને પણ તેણી રીસાઇને દુર થાય એમ ન હતું, ત્યારે તેણી ગઇ કયાં ?

અંતે એક અઠવાડીયું વીત્યા પછી આ ભેદી બનાવ ખુલ્લો થયો કે તેણી પેસી લખપતી જોડે ન્હાસી ગઇ હતી !

આ આફતનાં સમાચાર આપણી પીરોજાએ કેવાં દુઃખ સાથ સાંભલ્યા હશે તેનો ખ્યાલ આપવો મુશ્કેલ છે. જે દીવસે આલમખાનની આલાં ગુમ થઇ તેની ચાર દીવસ આગમચ પેસી કોઇ 'અગત્યનાં કામ'નું બહાનું કાઢી પીરોજાને પુનામાંજ રાખી મુંબઇ જતો રહયો. હતો અને પોતાની તમામ રોકડ પુંજી જુદી જુદી બેંક્રોમાંથી ઉઠાવી લઇ પાંચમે દહાડે મુંબઇથી પોબારા ગણી ગયો હતો !

આ નવી આફતથી પીરોજા પ્રથમ તો તમામ બેખબર હતી. પેસી મુંબઇ ગયા પછી એક અઠવાડીયું સુધી તેની તરફથી કશાંજ કાગળ પત્રો નહીં મળ્યાથી તેણીએ મેહેલનાં કારભારી ઉપર પુણેથી 'અરજંટ' તાર મુકી પુછાવ્યું કે 'શેઠ કયાં છે! શું કરે છે? તબીયત સારી છે કે નહી અને કાગજ કેમ નથી?' તેનાં જવાબમાં કારભારીએ વળતા તારમા જણાવ્યું કે 'શેઠ તો ચાર પાંચ દીવસ થયાં તમો તરફ પુણે જવાનું કહી મુંબઇ કયારનાં છોડી ગયા હતા. હાલ શેઠ અત્રે નથી—કોઈ બીજા શેહેર તરફ ઉતર્યાં હશે. એવન જોડે એક જવાન પારસી બાનું પણ તેજ દહાડે સહવારે બાહેર ગામથી આવેલાં તમો તરફ પુણે આવનાર હતાં આ મતલબનો તાર વાંચી પીરોજા ભડકી ગેઇ! તે વખતે આલમખાનની આલાં ગુમ થવાની બુમે આખાં પુણું શહેરમાં તરખાટ ફેલાવી મુકેલો હોવાથી પીરોજાને વ્હેમ ગયો કે રખે કાંઇ નેકીબદી બની હોય. તેણી જાણતીજ હતી કે આલમખાનની આલાં તરફ પેસી પેલાં પુણાનાં દસ્તુર ખાનદાન ને ત્યાંની સાજવારીની મીજલસમાં પુષ્કળ ખેંચાયો હતો અને તેની જોડે ઓલખ પાડવાની પીરોજાને ભલામણ વટીક કીધી હતી. આલાં જોડે તેને ઓલખ પડી હતી કે નહી તે તેણી જાણતી ન હતી, પણ પેસી એક કેવી પ્રતનો ભરથાર હતો તે તેણીને અંજાણું નહીં હોવાથી તેણીનાં ધભરાટનો પાર રહયો નહી. તેણી કારભારીનો તાર મલ્યા બરાબર તે ને તે દીવસે મુંબાઈ ઉપડી ગઈ અને ત્યાં તપાસ કરતાં ભારે અજાયબી વચ્ચે તેણીએ જાણ્યું કે તેણી ધારતી હતી તેવીજ એક અત્યંત નામોસી ભરલી અપકીર્તીની ભયંકર ખીણુમાં તેના ખાવિંદે ઝોંકાવી દીધું હતું!

કારભારીથી ખબર મલી કે જે દીવસે શેઠ અહીંથી સીધાર્યાં

તેજ દીને બામદાદે એક જવાન ખુબસુરત પારસી બાઇ 'લખપતી લૉડજ'માં આવી હતી અને આખો દીવસ અહીં રહી સાંજે એઉ જણું રવાનાં થયાં હતાં. તેણી જોડે એક ન્હાની ત્રંક સીવાય બીજું કાંઇ હતું નહીં. વળી થોડા વખત પછી કારભારી પાછો આવ્યો અને બોલ્યો કે શેઠનાં ઓરડામાં આ એક તસ્વીર મળી છે. એજ બાઇ અહીં આવી હતી.

તે તસવીર આલમખાનની આલાંની હતી! પીરોજા તે જોઇને ફાટી રહી.

"આએ છબી અહીં કેમ રહી જવા પામી?"

"કદાચ કપડાં સીંચતાં નજર ચુકથી રહી ગઇ હશે. મને તે શેઠના ઢોલીયાની નીચેથી હમણા મળી!"

આ એક કુદરતી મોજેજો હતો. પીરોજાને તે બનાવની જાણ થવા માટે આ તસવીર ત્યાં ગોયા પડવા પામી હતી!

પણ આટલા એકજ પુરાવા ઉપરથી પીરોજાએ આ બનાવ માનવાને ના પાડી. કદાચ એમ કાં ન હોય કે આલમખાનની આલાંની તસવીર પેસીએ હર સુરતથી કોઇ મારફતે મેળવી હોય? તે તસવીર મળી આવી તેથી તે તેણીની જોડે ન્હાસી ગયો છે એમ કેમ મનાય? તે ભલી સ્ત્રીએ હજી ધીરજથી તપાસ કરવા માંડી. પેસીને જવાનાં જે જે ખાસ ઠેકાણાંઓ હતાં ત્યાં તારથી ખબરો પુછાવી પણ દરેક જગેથી 'પેસ્તનજી શેઠ અહીં નથી' એવા એકસરખા જવાબો આવ્યા.

હવે પીરોજા દર દહાડે વધુ ને વધુ અધીરી બનતી ગઈ. તેણીએ પરેલવાળાં દીનાબાય દાવરને તેડાવી મંગાવી પોતાની આફતથી વાકેફ કીધાં. તે બુઝર્ગ બાનું આ નવા ગજબથી બહુ દુઃખી થયાં. તેવણે પીરોજાને ધીરજ આપવા સારૂ હજી વધુ સોધખોળ

કરવા જણાવ્યું, પણ મનમાં સમજી ગયાં કે 'આ કોઈ દુકતી સાથે પેસીએ વંજો માપ્યો છે.' એવાં મુશ્કેલ વખતમાં તેણીને હીંમત આપવા સારૂ તે ભલાં બાનું પાછાં પરેલ નહીં જતાં લખપતી લોડજમાંજ રહયાં.

આખા મુંબઈ અને પુના શહેરમાં પેસીનાં ગુમ થવાની ચરચા ચોમેરથી ચાલી રહી. ગરીબ બીચારા ખાનબહાદુર એદલજી આલમખાનને કાંને જ્યારે આ બીનાં ગઇ કે પેસી પણ ગુમ થયો છે ત્યારે તેઓ અને તેમનાં કુટુંબે નકકી અનુમાન બાંધ્યું કે એજ લુચ્છો પારસી તેમની બેટીને ફુસલાવીને લઇ ગયો છે. હવેજ તે હદ બહાર આગળ વધેલાં કુટુંબનાં ડોળા ઉઘડયા કે બચ્ચાંઓને આપેલી બેઅંદાજ છુટ કેવી ખાનાખરાબી ફેલાવે છે. હવે 'ખાનબહાદુરનાં ધણીઆંણીની શુદ્ધ ઉંધડી કે પોતાની દીકરીઓને આપેલું હદ બહાર છુટાપણું કેવું નાશકારક નીવડયું. આખું પુના શહેર એવું ચકડોળે ચઢયું કે તેમને ત્યાં વસવાનું ભારી થઇ પડયું, માટે પોતાનું ભરયા રાચ–રચીલાનું ઘર બંધબસ કરી એક રાતે તે કુટુંબ ગુપચુપ લાહોર તરફ ઉપડી ગયું.

પેસી અને આલાંના ગુમ થવા બાદ એક મહીનો સુધી તેમની કથી ધન નસલ મળી નહીં. તેમની શોધને માટે પીરોજાએ ફાંફાં મારવામાં કોઇ રીતની કચાસ રાખી નહીં, પણ તેમાં તેણીને ફતેહ મળી નહીં. એક મહીનો, બે મહીના, ત્રણ મહીના એમ મહીના પર મહીના પાણીના રેલા મીસાલ પસાર થવા લાગ્યા. દીનાબાય દાવર આ દરમ્યાન લખપતી લોડજમાંજ રહયાં અને પીરોજા, જેણીને પોતાના બેવફા ભરથારની આ નાલાયક ચાલથી દુનિયાં અકારી ઝેર જેવી થઈ પડતી હતી, તેણીને દિલાસો દેવા લાગ્યાં. પણ એ દિલાસાથી પીરોજાના જીવને શાંન્તિ કેવી રીતે રહે ? તેણી મરણતોલ માંદી

પડી અને એક ભયંકર બીમારીમાંથી મરતી મરતી સહેજમાં બચી ગઈ. આ માંદગી દરમ્યાન પીરોજાની સેવા ચાકરી દીનામાય દાવર અને પેસીની આગલે ઘેરની દીકરી આલાંએ તન મન પટકીને કીધી. ફીરોઝ હવે સમજનો થયો હતો. તેને પોતાની માય પર ગુજરેલા આ ગજબથી ઘણું લાગતું હતું. ન્હાનો નરીમાન હજી નાદાન હતો, પણ ફીરોઝ માતાને દિલાસો આપી પોતાના સાવકા બાપની આ નીચ ચાલ ઉપર ફીટકાર નાખતો હતો.

અંતે ચાર પાંચ મહીના પસાર થયા પછી ભેદનો પડદો આપ મેળે ફુટી ગયો. મુંબઇનાં એક શ્રીમંત હિંદુ શેઠીયાનાં સોલીસીટરો તરફથી પીરોજાને એક દહાડે નોટીસ મળી કે મુંબઇ, પુના, લેનોલી, ખંડાલા, માથેરાન અને મહાબ્લેશ્વર ખાતેનાં સરવે બંગલાઓ પેસીએ તે હિંદુ ગ્રહસ્થને તેમાંનાં તમામ રાચ રચીલાં સહીત વેચી નાખ્યા હતા, માટે એક મહીનાની મુદતમાં તે બંગલાઓ તેમને કબજે આપવા. આ ભયભીત ખબરથી ગરીબ બીચારી પીરોજા હેબતાઇને ફાટી રહી ! તેણીનાં હોશ કોશ ઉડી ગયા. તે નાલાયક બદમાશ ભરથાર તેણીને બેવફા થયો તો થયો, પણ દુનીયાની દયા ઉપર તેણીને રખડતી બનાવી સુખી સ્થીતીમાં પણ રહેવા ન દીધાથી તેણીનાં ગભરાટનો પાર રહયો નહીં. હજી તો મોટી ભયભીત માંદગીમાંથી તેણી તુરતનીજ ઉઠવા પામી હતી તેટલાં આ હેબતનાક સમાચાર આવી પહોંચ્યાથી તેણી ડઘાઇ ગઈ, અને એક વાઘને જોઇ સસલું થરથર કંપે તેમ આ નવી આફતથી તેણીનાં હાડેહાડ ધ્રુજી રહ્યાં. તે મુંજી ગયો તો ગયો પણ તેણીને સદનતર રખડાવીને ગયો એ જોઈ તે બાપડી હરણફાર થઈ ગઈ. તેણી સમજી નહી શકી કે પોતાનાં તમામ બંગલાઓ તે શ્રીમંત હિંદુ શેઠીયાને સપુરદ કીધા પછી

પોતે અખરીયાત ક્યાં જશે ? તે નાલાયક ભરથાર તેણી જોડે એવી નીચ ચાલ ચલાવશે એમ એને સ્વપને પણ વકકી ન હતી.

"ઓ દીનામાય ! હવે હું શું કરૂં ? ક્યાં જાઉં ? કોણનો આશરો પકડું ? એ મુજીએ તો મને દુનીયામાં રખડતી કીધી," પીરોજા પેલી નોટીસ વાંચીને ગભરાટથી બોલી. "એ ખવીસ ખાવીંદને મારી દયા તો નહીજ આવી પણ પોતાનાં પેટનાં ફરજંદોની દયાબી નહી આવી ? મારા ફીરોઝનું તો એને નહીજ લાગું પણ આલાં અને નાનાં નરીમાન તથા મારા નિર્દોષ બુચાની જરા કદર નહીં કીધી ? અરે ! પેસી–પેસી ! તેં મને કેવો જાલેમ દગો દીધો ? તું આય પ્રકારનો એક ખવીશ ખાવીંદ નીવડયો એમ જો હું જાણતે તો તારા ફાંદામાં હું હરગેજ ફસ્તે નહીં. ઓ દીનામાય ? હવે મારૂં શું થશે ? એ મુંજીએ તો મને બારણે બારણે રખડતી કીધી."

"દીકરી, જરા સબર કર, ઇનસાન પર જ્યારે દુઃખ આવેછ ત્યારે ચોતરફથી આવેછ." દીનામાય દાવરે પીરોજાને દીલાસો દીધો. "મને અસલથીજ વહેમ હતો કે તારાં લગન સુખી નીવડવાનાં નથી. પેલા મુંવા મહેરવાંનજી મોદીનું નખ્ખોદ જાય તે તેવણુ વચ્ચે પડતે નહીં અને તારી તથા મારી ઉપર દબાણ કરતે નહીં તો આજે તું મારી ગાય જેવી ગરીબ દીકરી તે ચંડાલના ફાંદામાં ફસ્તે નહીં ! એણે બધા બંગલાઓ વેચી નાખ્યા એજ દેખાડેછ કે એનો વિનાશકાલ બેસી ચુકોછ. તું જેવી નેકદાર મોહોરદારને દગો દઇ એ મુંજી કદી સુખી થવાનો નથી. મારા સખુનો તું યાદ રાખજે, દીકરી, કે આજે નહીં તો પાંચ દહાડે–પાંચ વરસેબી એ ખવીશ ખાવીંદ ખસ્તેખુવાર થઇ તુંનેજ પગે પડતો આવશે. મેં એવા ઘણા દાખલા જોયલા છે કે જેઓ પોતાની પરણી પર-

અંતરને દગો દેછે તેઓનો અંજામ બુરામાં બુરો આવ્યા વીનાં રહેતો નથી. મારૂં ધ્યાંન એમ પુગેછ કે જે સોલીસીટરો તરફથી એ નોટીસ આપણુને મલીછ તેમને ટેલીફોન કરી આપણે બંગલે બોલાવીએ અને એ સાટું એ મુંવા મુંજીએ કયારે અને કયાં કીધું તેની પરપુછ કરીએ. એમ કીધાથી હાલ એ કયાં છે તેનો થોડો ઘણો પત્તોબી આપણે મેલવી શકીશું. વળી સોલીસીટરોની નોટીસ ઉપરથીજ આપણાથી બંગલાઓનો કબજો આપી દેવાય નહીં. એ વેચાણને લગતા દસ્તાવેજો આપણે નજરે જોવા જોઇએ."

બુઝર્ગ દીનામાય દાવરની આ નેક સલ્લાહ પીરોજાનાં ધ્યાનમાં ઉતરયા વીનાં રહી નહીં. તેણીએ તુરતજ તે સોલીસીટરોની ઓફીસમાં ટેલીફોન કરી તેમને પોતાને બંગલે બોલાવ્યા.

વચ્ચે અરધો કલાક પસાર નહીં થયો તેટલાં તે પહેડીનો એક ભાગ્યો પીરોજાની મુલાકાતે આવ્યો, અને તેણીની ખાત્રી સારૂ વેચાણ લીધેલા બંગલાનાં દસ્તાવેજો પણ સાથે લેતો આવ્યો.

તે એક જવાન પારસી ગ્રહસ્થ હતો, અને મી૦ સોરાબ સકલાતને નામે ઓળખાતો હતો. પીરોજા અને દીનામાય દાવરે ઘણાં દુઃખી દીલથી તેની મુલાકાત લીધી. તે કોઈ ભલો ગ્રહસ્થ હોવાથી મુલાકાતની શરૂઆતમાંજ તેણે તે બન્ને બાનુંઓ તરફ પોતાની અંગત દીલસોજી દેખાડી, અને કહયું કે "મીસીસ પેસ્તનજી, હું ઘણો દલગીર છું કે મારા ધંધાની રૂહે મને આજે કડવી અને નાપસંદ ફરજ બજાવવી પડે છે. પણ એમાં અમારો કસુર નથી. જે ગ્રહસ્થે તમારા બંગલાઓ વેચાતા લીધા છે તે એક હિંદુ ગ્રહસ્થ છે, જેવણ છેલ્લા એક માસની વાત ઉપર પેરીસ ખાતે તમારા ધણી મી. પેસતનજી લખપતીને મલવા પામ્યા હતા અને ત્યાં એ સાટું નકકી થયું હતું."

"શું તે મુંજી હાલ પેરીસમાં છે ?" દીનામાય દાવરે ઝટ સવાલ કીધો. તેવણે વાપરેલો 'મુંજી' શબ્દ સાંભળતાંજ તે જવાંન સોલીસીટરને પામી જતાં વાર લાગી નહીં કે તે વેચાણ આપનાર તરફ તે બન્ને બાનુંઓ અસાધારણ ધીક્કાર ધરાવતી હતી.

"જી, તેવણ હાલ પેરીસમાં છે કે નહી તે કહી શકવાની હાલતમાં હું નથી. કારણ કે મારા કુલ મને કહેતા હતા કે તેવણ યુરોપમાં શહેરે શહેર ફરતા ફરે છે. જો આ વાત ખરી હોય તો હાલ તેઓ ત્યાં હોય એમ લાગતું નથી."

"તે મુંજીનું કાંઈ ઠેકાણું તમારા કુલ જાણતા હશેની ?" દીનામાય દાવરે બીજો સવાલ કીધો. "જુઓ, બાવા, આપણે જરથોસ્તી છીયે, અને હાલ અમે ઘણી મોટી મુશીબત અને મુઝવણમાંથી પસાર થઇએછ. તે બેવફા બદમાશ આ નીર્દોષ બાઇને છોડી ગયો તો ગયો, તેનો પત્તો મલતો નથી. વાસ્તે મહેરબાંની કરી તમારાં કુલથી પરપુછ કરી તે પતો મેલવી આપશો તો તમારો મોટો આભાર થશે."

તે ભલા ગ્રહસ્થને બે વાર કહેવું પડે એમ ન હતું. તેણે તુરતજ પીરોજાની રજા પુછી ટેલીફોન મારફતે ત્યાં ને ત્યાં પરપુછ કીધી. એ પરપુછમાં એક બીજો નવો ભેદ મલી આવ્યો, અને તે એ હતો કે પેસી લખપતી જોડે એક જવાન ખુબસુરત બાઈ પણ ત્યાં હતી, કે જેણીને તે હીંદુ ગ્રહસ્થ તેની પરણેલી મહોરદાર સમજ્યો હતો ! મી૦ સકલાતવાલા સોલીસીટરથી ટેલીફોન મારફતે જ્યારે હીંદુ ગ્રહસ્થે જાણ્યું કે તેની પરણેલી સ્ત્રી તો મુંબાઇમાં હતી અને પેરીસમાં જોયલી બાનું તે કોઇ બીજીજ હતી, ત્યારે તેની અજાયબીનો બી પાર રહયો નહીં. અહીં દીનામાય દાવરે સમયસુચકતા વાપરી પેલા સોલીસીટર મારફતે તે હીંદુ

ગ્રહસ્થને સવાલ કરાવ્યો કે " પેસી લખપતી જોડે જે બાનું પેરીસમાં હતી તેણીને તમે નજરે નજર જોઇ હતી ?" એનો જવાબ " હા' માં મલવાથી ડોસાં ખુશી થયાં, અને પીરોજા પાસે આલમખાનની આલાંની તે તસ્વીર હતી તે મી૦ સકુલાતવાલાને આપી તે બાનું એજ હતી કે નહીં તે પેલા હિંદુ ગ્રહસ્થને પુછીને બીજે દીને જવાબ લખી વાલવાની વીનંતી કીધી. એ વીનંતી તે ભલા ગ્રહસ્થે મોટી ખુશીથી માન્ય રાખી. તથા પેસી લખપતીનો યુરોપનો પતો તે જાણે છે કે નહીં તે બાબે ફરીથી પુછપરછ કરવાની પીરોજાએ કીધેલી અરજ બહાલ રાખી.

એ બાદ પોતે જે કામને સારૂ આવ્યો હતો તે સવાલ હાથ ધરી જુદા જુદા બંગલાઓનાં જુદા જુદા સત્તાદાર રેજીસ્ટર દસ્તાવેજો તેણે પીરોજા સનમુખ રજુ કીધા. તે જોઇ પીરોજાને નવેસરથી દુ:ખ ઉપજયું. તેણીએ એક માસમાં તે બંગલાઓનો કબજો આંપવાનો નાચારીએ બીનતકરાર કબુલ કીધું. મી૦ સકુલાત સોલીસીટરથી પીરોજાની જાણમાં એક નવી બીના એ આવવા પામી કે પેસી લખપતીએ પોતાનાં બધા બંગલાઓ વેચી નાંખ્યા હતા પણ વાંદરા ખાતેનું એક નાનું કોટેજ તે હીંદુ ગ્રહસ્થને વેચ્યું ન હતું, અને તે પોતાની પરણી મહોરદારને માટે ખાશ જુદું રાખ્યું હતું. પીરોજા ગમે એવી આફતમાં હોવા છતાં તે નીચ મુંજીએ વાપરેલી આટલી વકુફ તેને કાંઇક સધ્યારો આપનારી થઈ પડી. તેણી અત્યાર સુધી એમ જાણુતી હતી કે પેસીએ બધા બંગલા વેચી નાંખ્યા હતા પણ તેમ ન હતું. મી૦ સકુલાત સોલીસીટરનાં આ ખુલાસાથી તે દુ:ખી મહોરદારને કાંઇક રાહત મલી. જોકે તેણીનું દીલ તમામ તુટી ગયું હતું અને આ દુન્યા તેને એક દોજખ સમાન લાગતી હતી તે છતાં એક માસની આ મુદત વીત્યા પછી રસ્તા વચ્ચે રખડી પડવાની જે

દેહેશત ઉભી થઈ હતી તે ટળી જવાથી તે કમનસીબ બાનુંએ ખુદાનાં હજારો હજાર શુકર કીધા.

તે મુલાકાત ત્યાંજ ખતમ થઇ. બીજે દીને મી૦ સકલાત સોલીસીટર પોતાનું કામકાજ મેલી લખપતી લોડજમાં આવ્યો. અને દીનામાય દાવરે આપેલી આલમખાનની તસ્વીર તેણીને પાછી સપુરદ કરતાં જણાવ્યું કે એજ બાનુંને પેલા હીંદુ ગ્રહસ્થે પેરીસમાં પેસી લખપતી જોડે જોઈ હતી. એ રીતે પેસી આલમખાનની નાંની આલાં જોડે નાશી ગયો હતો કે નહીં તે સવાલ જે અત્યાર સુધી શકમંદ હતો તે સત્તાદાર પુરવાર થવા પાંમ્યો. મી૦ સકલાતે એ ઉપરાંત વીલાયત ખાતેનું એક ચોકસ ઠેકાણું પણ પીરોજાને લાવી આપ્યું અને ત્યાં પેસીની તલ્લાસ કરવા જણાવ્યું. તે બંન્ને બાનુ-ઓએ તે ભલા ગૃહસ્થનો તેણે લીધેલી તસ્દી માટે ઉપકાર માન્યા પછી રૂખસદ લીધી.

પેસીનો પતો મલવાથી હવે પીરોજા વધુ ઉશકેરાઇ. તેણે પોતાનાં તમામ બચ્ચાંઓને દીનામાય દાવરનાં હવાલામાં સોંપી વીલા-યત જવાનો વીચાર કીધો, અને ઘટતી તઇયારી કરી તે પછીનાં પહેલાજ મેલમાં તેણી યુરોપ ઉપડી ગઇ.

---

## પ્રકરણ ૨૪ મું.

### સપડાયાં !

તેણી પ્રથમ પેરીસમાં ઉતરી. પીરોજાએ ખાત્રીથી માન્યું કે આલમખાનની આલાંને લઇ ન્હાસી ગયેલો તેનો બેવફા ભરથાર પેસી એજ મોજીલાં શાહેરમાં હોવો જોઇએ. આ ઉપરથી તેણીએ તે સુંદર શાહેરમાં એકેએક હોટલોમાં બારીક તપાસ ચલાવી. અહીં

તેને પેસી મલ્યો નહીં. પણ બે હોટલોમાંથી ત્યાંની 'વીઝીટર્સ-બુક' માંથી છેલ્લા બે માસની વાત ઉપર તે ત્યા આવી ઉતરયો હતો અને તેની જોડે એક જવાન પારસી બાનું પણ હતી એવી તેને બાતમી મળી. એકજ શહેરનાં બે જુદાં જુદાં હોટલોમાં રહેવાની તેની મકસદ શું હોવી જોઇએ તે ઉપર વીચાર કરતાં પીરોજા એવાં અનુમાન ઉપર આવી કે કદાચ પોતાની શોધખોળ થાય તો પત્તો નહીં મળવા માટે તેણે થોડે થોડે દીવસે જુદાંજુદાં હોટલો બદલતાં રહેવાની સાવચેતી વાપરી હોય.

અને હકીકતમાં તેમજ હતું. પેસી પ્રથમ એક હોટલમાં એક અઠવાડીયું ઉતરી તે પછીનાં બીજાં અઠવાડીયામાં બીજા હોટેલમાં જઇ રહયો હતો, જે ત્યાંની વીઝીટર્સ-બુકમાં નોંધાયલી તારીખો ઉપરથી ખુલ્લું જણાઇ આવતું હતું. પેહેલાં હોટલમાં ૭ અને બીજામાં ૧૫ મળી એકંદર ૨૨ દીવસ તે પેરીસમાં રહયો હતો. અહીંથી લંડન ઉપડી જવા આગમચ પીરોજાને એ ખ્યાલ થયો કે શરૂઆતમાં તે આટલા દીવસ તે હોટલમાં રહી તેણે પછી કોઇ મકાન ખરીદી કે ભાડે લઇ પેરીસમાં વસવાટજ કાં ન કીધો હોય ? આ ઉપરથી પેરીસનાં બડેખાં વર્ગનાં તમામ મકાનોને લગતી ત્યાંની એક પેઢી મારફતે ભાલ કાઢવાને તેણી ચુકી નહીં, પણ અફસોસ ! કે તેની તે ઝહેમતનું કશું જીવ જેવું પરીણામ આવ્યું નહીં.

પેરીસમાં નાસીપાસી મળવાથી તેણી લંડન ગઇ. તેણી એક હીંમતવાન અબળા હતી તેથી વિલાત જેવાં દુરદરાજ શહેરમાં પોતે એકલી હોવા છતાં હીંમત હારી નહીં. તેણીએ બસ એકજ ચીવટ નેમ ધારી હતી કે ગમે એટલી મુદ્દત સુધી પ્રદેશ વેઠવું પડે તો તેની ચિંતા નહીં, પણ એક વાર તે બેવફા ભરથારને હરસુરતે કોઇબી મુકામ ઉપરથી પકડવો. લગભગ બે માસ સુધી વિલાયતમાં

તેણીએ એકલે હાથે તે નાપાકની સોધ ચલાવી. ત્યાંનું એકકે એક હોટલ, એકેએક નાટકશાળા અને એકેએક જાહેર બગીચા તેણીએ ખુંદાવી માર્યા, પણ પેસી લખપતીની કશી ધનનસલ તેણીને મળી નહીં. ત્યાંનાં કેટલાંક મોટાં હોટલોમાં તે મુજી ભરથાર અગાઉ ઉતરી જવાની બાતમી તેણી મેળવી શકી–કે જેમ પેરીસના એ હોટેલોમાં બન્યું હતું પણ–તે સીવાય તેણી તેને પોતાને પકડી પાડી શકી નહીં!

અંતે લાચાર થઇને તેણીએ લંડન છોડી બીજાં શાહેરો ખાતે તેની તલાશ કરવાનો વિચાર કીધો. એક દહાડે બપોરે બાર વાગે તેણી 'ચેરીંગ ક્રોસ'નાં સ્ટેશનના ઉગમણુ તરફનાં પ્લેટફોર્મ ઉપર ત્રેનને માટે ખોટી હતી તે વખતે અચણુચ તે ગંજાવર સ્ટેશનની મોટી મેદની વચ્ચે તેણીએ દુરથી એક જવાન ગ્રહસ્થને એક જવાન લેડી જોડે પીઠ પરથી હસી હસીને વાતો કરતો જોયો. તેણીની નજર પડતાંજ ઝટ તેણીએ પારખી લીધું કે તે પેસીજ હતો. આ ઉપરથી તેણી ઉશ્કેરાઇને ઝડપથી તેની તરફ દોડી. 'પેસી!' તેણીએ અચણુચ તેની આગળ જઇ લાગતાં તેનાં મોં તરફ ધસી જઇ પુકારયું,–અને જે ધણી આજ સુધી તેને મળતો ન હતો તે તેણીને ડાબડામાંના ભુતની માફક ઓચીંતી પોતા સામે ઉભેલી જોઇ પગ આગળ એક તોપનો ગોળો ફુટે તેમ ચમકીને ફાટી રહયો.

પેલી કોઇ જવાન બાનું જે તેણી જોડે વાત કરતી હતી તેણી પણ પીરોજાને જોઇ પોતાનાં મોહડાંપર ઝટ આડો રૂમાલ ખેંચી લઇ ત્યાંથી એકદમ હટી ગઇ. આ બનાવપર પીરોજાનું ધ્યાન ખેંચાયું નહીં, કારણ કે તે તો જે લુચ્ચા પારસીને પકડવા સારૂ મહીનાઓથી મચી રહી હતી તેનો અચણુચ મેળાપ થઇ જવાથી તેની ઉપર એક સરખી ટીકી રહી હતી!

"ઓ ! એ કોણ ? પીલું—પીરોજા ! તું અહીં કયાંથી !" તે બદમાશ પીરોજાને જોયા બરાબર ધબરાઇ જઇ પુછવા પડયો.

"શરમ છે, પેસી, કે તમે એવો સોક સવાલ કરવાની સાંબી હીંમત વાપરોછો. એ સવાલ તો મેં તમોને કરવો જોઇએ." પીરોજા લાલ થઇ બોલી. "તમે એ માંડયું શું ? તમે એ કેવો નાલાયક રસ્તો પકડયો, પેસી ? કોઇનો તો નહીં પણ દાદારનો તો ડર કરવો હતો ! કોઇની દયા તો નહીં કીધી પણ—તમારા નીર્દોષ બચ્ચાંઓની તો કરવી હતી ? હવે તમે સાબુત પકડાયા છો. હવે જુઓ કે હું તમારી કેવી ફેંટ પકડુંછ."

પીરોજાને અચણુચ જોઈ તે બદમાશ એવો ફીકકો પડી ગયો હતો કે તેનાથી એક પણ ઉત્તર આપી શકાયો નહીં. તે ભલી પરણેતર એવી રીતે તેની પાછળ છેક યુરોપ સુધી દોડી આવશે એવી તેણે જરાએ વકકી રાખી ન હતી.

"પીરોજા, જરા ધીમેથી બોલ, આપણે ધરમાં નહીં પણ રેલવે સ્ટેશનનાં જાહેર પ્લેટફોર્મ પર ઉભેલા છીયે." થોડો વાર રહી તે બદમાસ બોલ્યો. "જરા આજુબાજુ નજર કર. ચોતરફથી આપણા ચહેરા ટીકાય છે. તુંને ઉશ્કેરાઇને બોલતી જોઈ લોકોનું ધ્યાન આપણી તરફ ખેંચાય છે."

"મને તેની જરાએ દરકાર નથી.—એક પારકી છોકરીને નસાડી લાવતાં તમોને શરમ નહીં આવી ? અને હું અહીં સહેજ ઉશ્કેરાઇને બોલું છું તે જોઇ તમોને શરમ કેમ આવી ? તમારા જેવા એક બેવફા અને ધાટકી ભરથારને લોકોની નજરમાં નીચા પાડવા સારૂ હું જોઇતી હદ સુધી હજી અહીં શખત કેમ થઇ શકતી નથી એજ મારી અજાયબી છે, પણ હું વધુ તકરારમાં ઉતરવા માગતી નથી. તમારા નામીચાં ખાનદાનને

તમોએ જે નામોસી લગાડી છે તેજ એટલી બેઆબરૂ છે કે એક ઈઝતદાર આદમી તેવા જીવતરે જીવવાનું કરતાં મરવાનુંજ વધુ પસંદ કરે." પીરોજા વધુ ઉશ્કેરાઈને બોલી.

"હવે છેક ફ્રાસ્ટ ના જા. પીલુ, લંડન તે કાંઈ ઈંડિયા નથી. પણ હું સમજી નથી શકતો કે એ તું શું બકેછ ? મેં તારા ખાનદાનને નામોશી લગાડી ? એટલે—એટલે ? તું કહેવા શું માંગેછ ?"

"કેવું શરમ ભરેલું જુઠહું ! તમેજ તમારા હઈયાંને પુછો કે કેવી હાલતમાં તમોએ હીંદુસ્થાન છોરયું ! અરે પેસી—પેસી, તમારી શુધ બુધ કેમ ફુટી ગઈ ! તમે એક પરણેલા ભરથાર હોવા છતાં એક કુમારી છોકરીને લઈને અહીં નાહશી આવ્યા એ તમારા નાલાયક અને નીચ પગલાં તરફ આખા મુંબાઈ અને પુણા શહેરમાં કેવી નાપસંદ નીંદાઓ ચાલી રહી છે તેનું તમોને કાંઈ ભાન છે ? અરે ? મને કહો કે તે નાપેકાર ક્યાં છે ! જો તે મારી સાંમે આવે તો આએજ ઘડીએ હું તેનો ટોટો પીસવા તઈયાર છું !"

"પીલુ—પીલુ, એ નાપેકાર શું ને વાત શું ! હું તો કાંઈજ જાણુતો નથી ! મેં તારો જો કાંઈ ગુનાહ કીધો હોય તો એજ છે કે હું તને જણાવ્યા વગર અહીં ચાલી આવ્યો. એવું જબુન તોહમત મુકતાં તને શરમાવું જોઈએ. પીરોજા ! હું અહીં એકલોજ છું. મારી સાથે કોઈને લાવ્યો નથી,"

"શરમ છે તમોને, તમો એવું હરહરતું જુઠહુ બોલોછ ? શું આલમખાનની આલાંને લઈ તમે અહીં નાહસી આવ્યા નથી ? અફસોસ ? ઓ જુલમગાર ખાવીંદ ! તું કેવું જુઠહું બોલેછ ? જે દીવસ મુંબઈથી તમો નાબુદ થયા તેજ દીવશે પુણેથી તે નાપેકાર પોતાના માબાપનાં ઘરમાંથી ગુમ થઈ, અને તમોએ તમારૂં પાપ છુપાવવા સારૂ ગમે એવી છુપી નાહસભાગ કીધી તે છતાં

તમારૂં પાપ ફુટયા વીના રહયું નથી. શરમ છે તમારી જીંદગી ઉપર !"

"પીરોજા, મહેરબાની કરી વેટીંગ રૂમમાં આવ ! ત્યાં આપણે ધીરજથી વાત કરીશું." અને એટલું બોલી તે પાપીએ ચાલવા માંડયું. અને પીરોજા તેની પાછલ ગઇ.

સારે નસીબે વેટીંગ રૂમમાં કોઇ હતું નહી. અહીં તે ધણી–ધણીઆણી વચ્ચે એક કલાક સુધી તીખ્ખી તકરાર ચાલી, જે નાહક લંબાવવાની અતરે જરૂર નથી . પેસીએ પીરોજાનું મન મનાવી લેવા સારૂ પુષ્કલ પાટીયાં ગોઠવ્યાં, પણ તે ઉશકેરાયલી અબલા જેણીનો પોતાના ખાવીંદ ઉપરથી ઈચેઈચ વિશ્વાશ ઉઠી ગયો હતો તેણીએ તેનો એકબી બોલ ખરો માન્યો નહીં.

તે એક પુરેપુરો બદમાશ હતો અને તેથી આલમખાનની આલાં જોડે નાહસી આવવાનું તેણે છેવટ સુધી કબુલ કીધું નહી. તે અવ્વલથીજ આ બાબદમાં ચીવટ રહયો. પીરોજાએ તે નાપેકારને તેણે ક્યાં રાખી છે તે જાણવા માટે પોતાના હતા એટલા દરેક પ્રયત્ન કીધા પણ પેસી એકનો બે થયો નહીં."

"હવે હું એકજ સવાલ તમોને પુછવા માંગુછ, કે તમોને ઇડયાં આવવુંછ કે નહીં ?" પીરોજાએ અંતે કંટાળીને પુછ્યું.

"હું ક્યાં ના પાડુંછ, પીલુ," તે બદમાશે ફીકકો જવાબ આપ્યો. "મને હવે અહીં એકજ મહીનાનું કામ છે, અને તે પુરૂં થવે હું તુરત મુંબાઇ આવીશ."

"પેસી, હવે એવા પેતરા ચાલશે નહીં. તમે બોલે બોલ જુઠ્ઠા છેવો." પીરોજા ચીરડાઇને બોલી. "તમારૂં કામ ગયું જાહનમમાં. હું સારી રીતે સમજુંછ કે તમે મને ઉડાવવા માંગોછ પણ હવે હું છેતરાવાની નથી. તમારીજ માફક હુંબી હવે છેલ્લે પાટલે બેઠીછ.

અને તમોને સાફ કહુંછ કે હું તમોને લીધા વગર જવાંની નથી. હજુરઅબી ચેતો અને ચોંકો. નહીં તો એનું પરીણામ સારૂં આવશે નહી. જો તમે મને ઉલઠાપ આપવાની કોશેશ કરશો તો યાદ રાખજો કે જે ફજેતી મુંબઇમાં થઇછ તેવીજ ફજેતી હું અહીં લંડનમાં કરશ. હું તમારી હકદાર પરણેતર છું, અને સીધી રીતે તમો નહી માનશો તો હું કાયદાની મદદ લઇ તમારી આબરૂના કાંકરા કરીશ."

તે બદમાસ હસ્યો.

"તમારૂં હસ્વું પોતેજ પુરવાર કરેછ કે તમારાં દીલમાં દગો છે." પીરોજા ચીચવાઇનિ બોલી, "જે માણસને પોતાની ઇજ્જત વહાલી હોય તે હરગેજ પોતાનાં વહાલાંઓને દુ:ખી કરે નહીં. પેસીપેસી, મેં મહીનાઓથી શું શું વેઠયુંછ તેનો તમોને કદી ખ્યાલ આવવાનો નથી. જો તમોને તમારી આબરૂ વ્હાલી હોય તો તમે મારી સાથ મુંબાઇ ચાલો. એમાંજ તમારી શોભા ને ઇજત છે. હું આવતા મેલમાં ઉપડવા ઇચ્છુંછ."

"તારે જવુંજ હોય તો સુખેથી જા. હું તે પછીનાં બીજા મેલમાં જરૂર આવશ." તે નફટ પારસીએ તે ભલી મહોરદારને ફરીથી દુ:ખવી.

"કોઇ કાલે તેમ બનવાનું નથી." પીરોજા બહુજ ઝનુનથી બોલી "તમારો પત્તો મેળવ્યા પછી, હું અહીંથી એકલી પાછી જાઉં તો મારા જેવી દુનીયામાં મુરખ કોઇ હોય નહીં!"

"તું ચીરડા નાં, બાપુ. તારી એવીજ ઇચ્છા છે તો હું તારીજ સાથે આવીશ. પણ—આવતા મેલમાં તો નહીંજ."

"કાંઇ ફીકર નહીં. તેટલો વધુ વખત હું ખુશીથી રહીશ. પણ તમોને લીધા વગર હું જવાની નથી."

તે લુચ્ચા ભરથારે કાંઇ જવાબ વાલ્યો નહી. તે નીચી મુંડીએ ચુપચુપ બેસી રહયો.

"તું અહીં ક્યારે આવી, પીરોજા?" એ ત્રણ મીનીટની ચુપકીદી પછી તેણે સવાલ કીધો.

"હું ક્યારે આવી તેની સાથે તમોને શું કામ છે? તમોને મારી થોડીજ દરકાર છે? તમોનેજ દરકાર હતે તો તમારા ખાનદાનની ઇજત આબરૂની અને વહાલાંઓની એવી ધુલધાણી થતે નહીં. ઉલટી હું પોતે પુછવા માંગું છું કે હાલમાં અહીં તમે કયાં રહો છો!"

"તે જાણુવાનું તને શું કારણુ છે?"

"તેનું કારણુ એ છે કે હું હવે તમોથી છુટી પડવા માંગતી નથી. તમે જે હોટલમાં રહેતા હોવ ત્યાંજ હું તમારી સાથે આવીશ,"

"નહીં. તેમ બનશે નહીં. કારણુ કે હાલ હું હોટેલમાં રહેતો નથી. હાલ હું એક મારા ફ્રેન્ડને ત્યાં રહેવું છું અને ત્યાં એક બી માણુસને માટે જગ્યા નથી."

"જુઠહું—સદનતર જુઠહું, હું તે માની શકતી નથી. તમે તમારા ઉંતારા ઉપર મને શા સારૂ લઈ જવા નાં પાડોછો તે હું સારી પેઠે સમજું છ. ત્યાં પેલી નાપેકાર હોવાને લીધે તમે મને લઈ જઇ શકતા નથી. એ પેસી—પેસી, તમે શું મને એટલી બધી મુરખ સમજો છો?"

"પીરોજા—હુજત નાં કર, હું તારી સાથ ઇંડયા આવવા નાં પાડતો નથા." તે બદમાશ બોલ્યો. "તું જે હોટલમાં ઉતરી હોય તેનું નામ આપ. હું ત્યાં તને દરરોજ મલતો રહેવશ અને હવે જલદીજ મારૂં કામ આટોપી લઇ તારી સાથે આવવાની તઈયારી કરશ."

"નહી, હવે હું તમારો કદી બરોસો કરવાની નથી. તમારી આય માંગણી મને બીલકુલ મંજુર નથી." પીરોજા ઠરાવથી બોલી. "તમારી ઉપરનો મારો તમામ વીશ્વાસ ઉડી ગયોછ. હવે હું એક મીનાટબી તમોને વીહલા મુકવાની નથી."

"ચેડી છોકરી; એકદમ ફુંકી નાં બન ! તું શું એમ ધારેછ કે હું તુંને ઠગસ ?"

"જે ધણી પોતાની પરણી મહોરદારને વગર દયાએ તજી મેલી એક પારકી ઓરત સાથ રાતોરાત દેશવટો લે, અને દુનીયાંની નામોશીનો ખ્યાલ વટીક નહીં રાખે તેનો વીશ્વાશ કેવો ? તે એક પહેલાં નંબરનો ઠગારો હોવોજ જોઇએ ?"

પીરોજાનો છેલ્લો વાકય સાંભલી પેસીનો ચહેરો ગુસ્સાથી ગરમ થઈ આવ્યો અને તે એકદમ ઉઠીને ઉભો થયો.

"તારી જબાન પર કાબુ રાખ ! તું મને કેવું સખત બોલેછ ?"

"તમારાં નાલાયક અને નીચ પગલાંથી તમોએ મને જે નીચ નામોશી લગાડીછ તે તરફ જોતાં તો હું ધારૂંછ કે મારા શબ્દો ઘણાં નરમ છે. પેસી, એક વફાદાર મહોરદારનાં હઇયાંની આગ કેવી હોય તેનો તમોને ખ્યાલ નથી. તમે મારી સાથ જે નાતરસ ચાલ ચલાવીછ તે તરફ જોતાં મને લાગેય કે હું હજીબી તમારી સાથ ઘણી નરમાસથી વરતુંછ. હું હવે સત્તર પંચાતીમાં પડવા માંગતી નથી. ચાલો બોલો, મને તમારી સાથ લઈ જવીછ કે નહી !"

તે બદમાશ એક પળ ચુપ રહયો. વગર શકે તેની સ્થીતી ઘણી કઢંગી થઇ પડી હતી.

"પીલું ડીયર, તું આજે મારી ઉપર ઘણી સખત થાયછ !

હું ખરેખરં કહું છ, કે જે કુટુંબમાં હું રહું છ ત્યાં તને લઇ જઈ શકું નહી. ત્યાં તારે માટે જગા થઇ શકશે નહી."

"ભલે થઈ નહી શકે, તેની ચીંતા નથી. તેમ છે તો ત્યાં જવાની જરૂર નથી. ચાલો, આપણે કોઈ બીજાં હોટલમાં જઇએ. કોઈ બી સંજોગોમાં હું તમોથી છુટી પડવાની નથી."

હવે તે બદમાશ પુરેપુરો મહાત થયો. તેણે જોઇ લીધું કે પીરોજા જીવપર આવી ગઇ હતી.

"ઠીક છે ત્યારે ચાલ, આપણે હોટલ સેસીલમાં જઇએ." અંતે પેસીએ જવાબ દીધો,—અને પીરોજા તુરત પોતાની બેઠકમાંથી ઉઠી ઉભી થઈ.

તેઓ સ્ટેશનની બાહેર જઇ એક હેન્ડસમ મોટરમાં બેઠાં, અને કોચમેન તેમને હોટલ સેસીલ તરફ હંકારી ગયો.

---

## પ્રકરણ ૨૫ મું.

### છટકયાં !

તે દગાખોર ભરથાર આખરે મહાત થયો તે જોઇ પીરોજા પોતાનાં મન સાથ ખુશી થઇ. તેણીએ મજબુત ઠરાવ કીધો હતો કે પેસીને હવે એક મીનીટબી વીહલો મુકવો નહીં, કારણ કે લાખો માણુસની વસ્તીવાલાં લંડન શહેરમાં કાંઇ ઉલથાપ આપીને તે વંજો આપી જાય તો તેવી સ્થીતી વચ્ચે તેને દુરથી શોધી કાઢવાનું કામ સેહલું નહીં હતું.

જ્યારે તેઓ હોટલ સેસીલમાં આવી પહોંચ્યાં ત્યારે પેસી તે જંગી મુસાફરખાનાનાં મેનેજરને એક ઓરડો એંગેજ કરવા સારૂ મલવા ગયો. પીરોજા પણ તેની પુઠે ગઈ. પેસીને એક મીનીટ પણ છુટો છોડવાને હવે તેણી રાજી ન હતી. તેણીને પોતાની પાછલ

ને પાછલ આવતી જોઇ તે લુચ્ચો ભરથાર ચેતી ગયો કે તેણી હવે બહુ અધીરી બની ગઈ હતી. તે જંગી હોટલ પરોણાંઓથી ચીકાર હતું, અને માત્ર એકજ ઓરડો ખાલી હતો જેની રજા આપતાં અને નોંધ કરતાં તે મેનેજરે પેસીને હસીને કહયું કે "આજ સહવાર પછીથી લગભગ ત્રણ દજન ઓરડાઓ એંગેજ થઈ ચુકયા છે, અને આ ચાલુ કલાકમાં માત્ર બેજ ઓરડા બાકી હતા. જેમાનો એક ઓરડો પાંચજ મીનીટની વાત ઉપર એક જવાન બાનુએ રોકયો છે અને તેની પડોશનો છેલ્લો ઓરડો જે ખાલી હતો તે તમારે ફાલે આવ્યો છે!"

"મારા ઓરડાનું નંબર શું છે!"

"૩૩૩." પેલા મેનેજરે જવાબ દીધો, અને પેસી તેને "થેંકસ" કહી પીરોજા જોડે "લીફ્ટ" તરફ ગયો.

નંબર ૩૩૩ વાલો ઓરડો તે મકાનમાં બીજા મજલા ઉપર આવેલો હતો. પેસી અને પીરોજાં લીફ્ટ મારફતે બીજે મજલે પુગ્યાં અને હોટેલનો નોકર તેમને ઓરડો બતાવવા આવ્યો.

નંબર ૩૩૩ વાળા ઓરડા તરફ જતાં પેસી અચબુચ ચમકીને ઉભો રહી ગયો. પીરોજાએ તેને તેમ કરતાં બરાબર જોયો! આ વખતે તેઓ ૩૩૨ વાળા ઓરડા આગળથી પસાર થતાં હતાં, કે જે વેલા મેનેજરે કેહવા મુજબ તેમના ઓરડાની પડોશમાંજ આવેલો હતો અને જે છેલ્લી પાંચ સાત મીનીટની વાત ઉપરજ એક જવાન બાનુએ પોતા માટે રોકયો હતો.

તેણીની નજર પેસી ચોંકયા બરાબર પેલાજ (નંબર ૩૩૨ વાળા) ઓરડામાં પડી કે જયાં જે જવાન બાનુંને તે વખતે એરીંગ કરોસનાં સ્ટેશન ઉપર પેસી જોડે વાત કરતી દીઠી હતી. તે એક ટેબલ આગળ બેસીને કાંઇ લખતી હતી!

હવે પીરોજાની ચમકવાની વારી આવી. તેણી એકદમ ઉભી રહી ગઇ !

“અહીં આવ. અહીં આવ, પીલુ. તે ઓરડો કંઈ આપણો નથી.” ગભરાયલા પેસીએ નંબર ૩૩૩ વાળા ઓરડા તરફ આગળ વધતાં પીરોજાને જલદીથી ત્યાંથી તેડી લેવા ચાહી. પીરોજા ત્યાં ઉભી રહી તે જોઇને ભારે ધભરાટમાં પડયો હતો. “ આપણો રૂમ તો અહીં છે.”

પણ પીરોજાએ તેની દરકાર કીધી નહી. તેણીએ બારણાની બાહેર ઉભી રહી તે જવાન બાનુંને ધારીધારીને જોઇ અને “ઓ મારા ખુદા ! પેલી નાપેકાર તો અહીં દેખું !’ કહી અચરતીથી ફાટી રહી.

“ પીલુ–પીલુ, ઈંગ્લીશ એટીકેટથી એ કેટલું બધું ઉલટું કહેવાય ? ખસી જા ત્યાંથી–તું ઉલટું મને નરસ લગાડેછ–એકદમ અહીં આવ !” રૂમ નંબર ૩૩૩ નાં બારણાં આગળથી” પેસી પોકાર્યો.

“જરા સબર કરો ! તમારાં કરતાં ‘ એટીકેટ ’ હું વધારે સમજુંછ” અને એમ બોલ્યા બરાબર ઉશ્કેરાયલી પીરોજા નંબર ૩૩૩ વાળા પોતાના રૂમમાં જવાને બદલે એકદમ રૂમ નંબર ૩૩૨ માં ધસી ગઇ.

“ સાહેબજી, મીસ આલાં આલમખાન કેમ છેવો ?” તેણીએ ઓરડામાં દાખલ થતાંજ અચબુચ સવાલ કીધો.

“ ઓ ! એ કોણુ ?” તોપનો એક ગોળો ફાટયો હોય તેમ ચમકી તે ‘ લેડી ’ એ પેન પડતી મેલી ઉઠી ઉભી થતાં પુછ્યું.

“ જરા જુઓનીજી હું કોણુ છું તે ?” પીરોજાએ પોતાના બેઉ હાથ કમર પર ટેકવી ઠસ્સાથી પુછ્યું.

"મીસીસ લખપતી !" ઓ ! તમે મને કેવી બીહવાડી ! તમે અહીં ક્યાંથી આયાં ?"

પીરોજાએ વાપડેલાં આ કડવા વેણથી તે ઉછાંછળી છોકરી એકદમ ઠંડ થઇ રહી. તેણીએ શું જવાબ આપવો તે તેને સુઝ્યું નહી. આ વખતે તેણીનો ચેહેરો મોહોત જેવો ઉજળો મારી જઈ હાથ અને હોઠ થરથર ધ્રુજતા હતા !

"તારી સોધમાં ?" એકાદ પળની ચુપકીદી પછી તે લુચ્છી સ્ત્રીએ હીંમત પકડી પુછ્યું. "મારી શોધમાં તમે કાંય ? મારી સાથ તમોને શું લાગેછ વળગેછ ?"

"રાન ગુનેહગાર ! જરા શરમ પકડ ! જો તારી સાથ મને લાગતું-વળગતું નથી તો મારા પરણ્યા ખાવીંદ સાથ તુંને લાગેછ-વળગેછ કે ? ઓ નાપાક ! એકદમ ચુપ થઈ મર, નહીં તો તારી જીભ ખેંચી કહાડસ. તારા જેવી કુલ લજાઉ દીકરીઓ પેદા પડે નહીં તો નિર્દોષ પરણેતરોનાં ધાન ભાંગે નહીં. તું મારા ધણી સાથ અહીં ન્હાસી આવી નથી કે ?"

"ઓ પીરોજા ! તમે એ કેવો ગંભીર આરોપ મુકો છો ? મી૦ પેસ્તનજી લખપતીને ને મને કશો સંબંધ નથી. હું તેવણુને નામથી માત્ર પીછાણુંછ-તેવણુ ક્યાં છે તે હું જાણુતી નથી. હું તો એકલી મારો ચિત્રકળાનો અભ્યાસ વધારવા વેલાત આવીછ" તે લુચ્છીએ બોલેબોલ ખોટું અડાવ્યું.

"ઓ નાપેકાર ! તું બોલેબોલ જુઠઠી ને લુતરી છે." પીરોજા અહીં ભારે ઉશ્કેરાઇને બોલી. "તું જો અહીં શીખવાજ આવીછ તો આખા પુના ને મુંબઈ શહેરમાં તારાં નામની બુમ પડીછ તે કેમ પડી ? મરે ! તું કેવી હડહડતી જુઠઠી છે ! મારી નજર હમણાં પડી. આએ ઓરડામાં પડેલો સામાન તો મારા

ધણીનો છે. જો આએ ત્રંકો પર, હેંડબેગ પર વગેરે મારા ધણીનાં નામો છે. તું જ્યારે તેની સાથે નથી આવી તો આએ P. L. L. ( પેસી લવજી લખપતી ) નાં નામ પાડેલાં દાગીનાઓ અહીં ક્યાંથી આવ્યા ? એ દરેક દાગીનો, દરેક ત્રંક, દરેક હેંડબેગ મારી ઓળખનાં છે. આખાં પુનાં ને મુંબઇ શહેરમાં તારી ન્હાસભાગથી જે ભારે ચર્ચા ચાલી રહીછ તે કેમ ચાલી ? તારાં માએ—બાપ તારે નામનાં રડતાં બેઠાંછ તે કેમ બેઠાં ? ઓ ચુડેલ ! તેં મારૂં સુખ લુટયુંછ. તારી મકદુર નહીં કે મારી સાંમે એકબી બોલ તું બોલે—જો બોલશે તો તેનાં પરીણામની દરકાર વગર તારા જડબાં અહીં ને અહીં તોડી નાખસ !"

પીરોજા આ વખતે એટલી ઉસ્કેરાઇ ગઇ કે તે નાપાક દુકતીનાં આંગપર ઝનુનથી ધસી ગઇ, પણ તેણીને એમ ધસી આવતી જોઇ તે હીચકારી ઓરત ટેબલને ઓથે હટી ગઇ અને એ રીતે બંન્ને જણે ટેબલનાં ત્રણ ચાર ચકરાવા લીધા પછી લાગ જોઇને તે દુકતી એકદમ બારણાની બાહેર નીકળી ધસારાબંધ દાદર ઉતરી ત્યાંથી ન્હાસી ગઇ !

પીરોજા દાદર સુધી તેની પુઠે ગઇ, પણ તેણી પોબારા માપી ગયલી હોવાથી પાછી ફરી. તેણીને ખ્યાલ થયો કે તે નાપેકારની પુંઠ પકડવામાં હવે સાર ન હતો. હવે તો—તેણીએ પેસીની પાછળ ભારે ચોપંખી રાખવાનું હતું. આ ખ્યાલ આવતાંજ તેણી ૩૩૭ વાળાં રૂમ તરફ તે શું કરતો હતો તે જોવા ધસી ગઇ, પણ તેણીએ ભારે ઓચંબા સાથ જોયું કે તેણીનો તે ખવીસ ભરથાર પેસી લખપતી ત્યાં હતો નહીં !

ઓરડો જેવો ને તેવો ખાલી હતો ! આ મામલો જોઈ પીરોજા ફાટી રહી ! હવેજ તેણીને લાગ્યું કે પેસીને પડનો મેલવામાં તેણીએ

એક ભંયકર ભુલ કીધી હતી ! તેણી આલાં આલમ ખાનને દબડાવવા તેણીનાં ઓરડામાં ગઇ તેટલાં તે બુરો બદમાશ કયારનો મપારા માપી ગયો હતો !

'અરે બદનસીબ ! એ મેં શું કીધું ! પેલી ગુનેહગારને પકડી પાડવા જતાં મેં એ નાલાયક છટકી જશે તેનો જરા ખ્યાલ નહીં રાખ્યો ! અરે અરે ! હવે એ પાછો હાથ આવવો મુશકેલ છે. એમ બોલતાં પીરોજા ફગલાઈ ગઇ. સોનાં જેવી બાજી હાથથી જતી રહી. અફસોસ !

આટલું છતાં તેણી ડરી નહીં. તે તુરત હેઠલા ખંડમાં મેનેજર પાસે ગઈ અને પુછયું; જે ગ્રહસ્થ મારી સાથે થોડા વખતપર નંબર ૩૩૩ વાળો રૂમ નોંધાવવા તમારી પાસે આવ્યા હતા તેવણને તમે અહીંથી જતાં જોયાછ ?"

"હા બાનું, તેવણ પાંચ–સાત મીનીટપર ઝડપી કદમે લગભગ દોડતી કદમે આ હોટલ છોડી ગયા ખરા. તેવણુનો ચેહેરો કાંઈ ફગલાયલો જોઇ મને અજાયબી પણ ઉપજી હતી. એ ગરબડ ઘોંટાળો શું છે–કાંઇ ખબર તો પડે ? તેવણુની પાછળ હમણાં એકાદ બે મીનીટ થઇ નંબર ૩૩૨ વાળા ઓરડાની જવાન બાંનુને પણ મેં હાંફતી હાંફતી અહીંથી દાદર ઉતરી જીવ નખાવતી જતાં જોઇ."

"જોઇ ખરી કે ?" પીરોજા ઉશ્કેરાઇને બોલી. તેણીએ જોયું કે હવે સરવે ખુલાસો ખુલ્લો કરવાની જરૂર હતી. "જે ગ્રહસ્થ મારી સાથે આવ્યો હતો તે મારો પરણેલો ખાવીંદ છે અને પેલી જવાન સ્ત્રી સાથ ઈંડિયાંથી અહીં ન્હાસી આવ્યો છે. મેં છેક મુંબઇ વેરથી અહીં પુઠ પકડી તેમને પકડી પાડયાંછ."

પણ તે બાનુંને આ ગ્રહસ્થ સાથે શું લાગે વળગે ? તેણી

તો તમારા આવ્યા અગાઉની અહીં આવી હતી ? તે વખતે તે ગ્રહસ્થ કાંઇ તેણીની સાથે ન હતો.

"તે ખરી વાત છે. એ બન્ને ઍરીંગ ક્લાસનાં સ્ટેશન પર હતા. મને જોઇને તે લુચ્ચી છોકરી વ'જો માપી ગઇ હતી."

"પણ વ'જો કેમ માપે ? તેણી જોડે તો પુષ્કળ સામન હતો." પેલા મેનેજરે શંકા બતાવી,–પણ ઝટ તેને ખ્યાલ થતાં પાછું બોલ્યોઃ "બરાબર છે—તમો કહોચ તે વાત ખરી હોવી જોઇએ. સ્ટેશનપર તેણી જોડે કાંઇ સામાન ન હતો. તેણી બોલી હતી કે તેઓ હોટેલ લુઇસામાં ઉતરીયાં હતાં, પણ ત્યાં ઠીક નહીં લાગવાથી અહીં આવીછ. હોટેલ લુઇસા અહીંનું એક થર્ડ કલાસ હોટેલ છે."

"હવે મનેબી સમજ પડી." પીરોજા ગભરાટ છતાં સઘળો મામલો ચેતી જઇ બોલી. "એ રાન નાપાક દુકતીએ મને જોઇ ને જોઇ એનાં બાણુ બેસી ગયાં તેથી એ ગભરાઇ ગઇ હશે કે ગભ-રાટમાં મારો ખાવીંદ તેઓ કયાં ઉતરેલાં છે તેની બાતમી મને આપી દેશે તો હું હોટેલ લુઇસામાં પાછી એને પકડી પાડસ— તેથા મોહત ચેતી એ ઠગારી સ્ત્રી સ્ટેશન પરથી પાધરી પોતાના હોટેલમાં દોડી જઇ ત્યાંથી બધો સર સામાન અહીં તમારે ત્યાં લઇ આવી. પણ અમારૂં અહીંજ આવવું થવાથી બધો ભેદ કુદરતે આપમેળે ફોડી આપ્યો. એ લુચ્ચી અંગ્રેજી પોશાકમાં હોવાથી મેં એને સ્ટેશન ઉપર ઓળખી ન હતી, પણ અહીં એ મારેથી છુપી રહી નથી."

"હું તમારી મુશ્કેળી સાંભળી ઘણો દલગીર છું, મેડમ, પણ મને લાગે છે કે એઓ હવે તમને મોટી વસ્તીવાળાં શેહેરમાં મળવાં મુશકેલ છે. હું ધારૂં છું કે તમે પારસી છો, નહીં ?"

"હાજી." પીરોજાએ ઘણા દુઃખ સાથ જવાબ આપયો. "મી૦

મેનેજર, હવે હું એકજ અરજ તમોને કરવા ઇચ્છું છું કે એ લોકનો સમાન અહીં છે તે લેવા એમાંથી એક જરૂરજ અહીં આવશે તેમને તમોએ એ સામાન આપવો નહી !"

"નહીં, માફ કરો, બાંનું, એમ અમારેથી કેવી રીતે બની શકે ? એ સામાન લાવનાર પેલી બાનુ છે અને તેણી જો અહીં આવીને ઉઠાવી જવા ચાહે તો અમે તેને અટકાવી શકીએ નહીં, પણ હું ધારૂં છ" તે મેનેજર બોલ્યો. તે પોતે કદી આવવાની નથી. જો તેનો સામાન મંગાવીજ લેવો હશે તો અમુંક ઠેકાણે મોકલી આપવાનો અમોને ઓરડર કરશે."

"ત્યારે તે ઓરડર કયાંનો છે તેટલું ઠેકાણું જણાવવાનીબી તમે મેહરબાની કરશો કે નહીં ?"

"યસ–ઘણી ખુસીથી. તેમ કરવાને મને કશી હરકત નથી, પણ તેઓ એટલાં મુરખાં નહી હોય કે પોતે જ્યાં રહે ત્યાં પોતાને નામેજ તે મંગાવે. મને લાગે છે કે કોઇ બલતાજ ગૃહસ્થને તે સામાન અમુક જગે પુગાડવાનું તેઓ અમને જણાવશે એવા અનુભવો અમને હોટેલવાળાઓને મનથી નવા નથી."

પીરોજા ઘણી રંજીસ થઇ. હવે કયાં જવું તે તેણીને સુઝયું નહીં. તુરતવેળા તે ભલા મેનેજરનો ઉપકાર માની તેણી બાહેર પડી અને કહેતી ગઇ કે સાંજ પછીથી અહીં સામાન લેવા કોઇ આવ્યું હતું કે નહીં તેની ખબર કાઢવા સારૂ હું પોતે અહીં આવી જઇશ, અને તમારા રૂમનું ભાડું પણ આપતી જઇશ, કારણ કે હું બીજે ઠેકાણે ઉતરેલી છું."

## પ્રકરણ ૨૯ મું.

### "મહેનત બરબાદ—ગુનાહ લાઝમ!"

કેવી ઠગારી દુનિયાં!

ઓ કલજુગ!—!—કલજુગ તું કેવો દુઃખદાયકછે? સચ્ચાઇ જેવું તો તારાં ભીતરમાં કાંઈ જણાતુંજ નથી. પગલે પગલે પ્રપંચ, ડગલે ડગલે બદમાશી અને ઠામેઠામ જુઠાઇ, ઠગારાપણું, લુટફાંટ, મારફાડ, બેવફાઇ અને બેઇમાની સીવાય બીજું શું નજરે પડે છે? અફસોસ!

ગરીબ બીચારી પીરોજા! પેલો લુચ્છો લખપતી અને તેની પાખંડી માશુક આલમખાનની આલાં એ બેઉને તેણીએ જીવપર જેહમત ખેંચી મહા મુસ્કેલીથી લંડનમાં શોધી કાઢયાં, પણ થોડીજ વારમાં તે બેઉ લુચ્છાઓ ને હાથ તાલી આપી હોટલ સેસીલમાંથી ન્હાસી ગયાં હતાં તે જોઇ પીરોજા નાસીપાસ થઈ ગઇ. તેણી તુરત હોટલમાંથી બાહેર પડી ફરી એકવાર ચોતરફ તેમની શોધમાં ફરી વળી, પણ તે મુજીનો—પતો તેણીને મલ્યો નહીં!

તેજ સાંજે તેણીએ ફરીથી (પોતે કબુલ કીધા મુજબ) હોટલ સેસીલનાં મેનેજરની મુલાકાત લઇ તેમનો સામાન હજી ત્યાંજ હતો કે કેમ તે બાબે ખબર કાઢવા ગઈ, જેનાં જવાબમાં તેણીને જણાવવામાં આવ્યું કે તમે અહીંથી સીધાર્યા પછી અર્ધાજ કલાકના અરસામાં એક જવાન યુરોપીયન ગ્રહસ્થ નંબર ૩૩૩ વાળા ઓરડામાં ઉતરેલાં બાનુંનો સામાન એક લેખીત ચીઠી સહિત લેવા આવેલો લઇ ગયોછે. "મેં તે જવાનને આ સામાન તે કયાં લઇ જાયછે તે બાબે ઘણા ચીપીચીપીને બારીક સવાલો કીધા, પણ તેણે મને સહેજબી ભેદ આપ્યો નહીં. બાનું, હું બહુ દલગીર છું કે એવા સંજોગો વચ્ચે હું તમને કાંઇજ મદદ કરી શકયો નથી."

"કાંઇ ફીકર નહીં, તમે ઘણા ભલા છો, પણ મેહેરબાની કરી મને કહેશો કે તે સામાન લેવા આવનાર ધણી મારી જોડે પ્રથમ આવેલો શખ્સ હતો કે કોઈ બીજો?" પીરોજાએ પુછયું.

"તે કોઇ જુદોજ જવાન હતો બાનું. જે ગ્રહસ્થ તમારી સાથે આવ્યા હતા તેવણ નહીં હતા." પેલા ભલા મેનેજરે ખુલાસો કીધો.

"તમારી તદ્દન ખાત્રી છે કે તે મારો ભરથાર નહીંજ હતો?"

"હાજી, કારણ કે તેવણને મેં સાબુત જોયલા છે. સામાન લેવા આવનાર તો કોઇ એકવડીયાં આંગનો પચીસેક વરસનો છોકરો હતો."

"પેલી લુચ્ચી સ્ત્રીએ શું તમોને લેખી કાગળ લખ્યો છે?"

"હાજી, જોકે આ હોટલનો કાયદો નથી કે એક પેસેનજરની ખબર બીજાંને તેની રજા વગર આપવી. પણ તમોને મુસીબતમાં પડેલાં જોઇ તમારી ઇચ્છા હોય તો હું તેણીની તે ચીઠી તમોને બતાવવા ખુશી છું."

"મને તે ચીઠી સાથ કામ નથી, પણ તેમાં 'સહી' કીયાં નામથી કીધીછ તેજ હું માત્ર જાણવા માગુંછ."

"એવણે રૂમ નંબર ૩૩૩ નોંધાવતી વખતે "મીસ એલીનોરા અરવીંગ"નું નામ નોંધાવ્યું હતું અને તેજ નામે આએ ચીઠીપર સહી કીધેલી છે. લ્યો, આ રહી તે ચીઠી."

"નો થેંક યુ. હું એ પલીદ ચીઠીને અડકવા પણ ઇચ્છતી નથી." તે દુઃખી બાનુએ જવાબ આપ્યો, અને તે ભલા મેનેજરનાં આભારી શબ્દો હેશાનનું સ્વીકારી ઘણાં નાસીપાસ થયલા ચેહેરા સહિત તેણી તે હોટલ છોડી ગઇ.

તે કમનસીબ સ્ત્રીએ તે પછી એક અઠવાડીયું સુધી છુટે

હાથે ખરચ કરીને તેમનો પતો મેળવવા માટે સંખ્યાબંધ જાસુસોને જુદે જુદે ઠેકાણે તપાસ કરવા મોકલ્યા, પણ તેણીની ઉમેદ બર આવી નહીં.

આખું લંડન શેહેર ખોળી માર્યા પછી તેણી પેરીસ ગઇ અને ત્યાંનાં એકે એક જાહેર હોટલો, નાટકશાળાઓ, રમત—ગમતનાં મકાનો તથા બાર અને બીલીયર્ડ રૂમોમાં ભારે ખંતથી ખોળ ચલાવી, પણ તે કમતાલે અબળાનાં નબળા શીતારાએ તેણીને ત્યાં પણ કુમક કરી નહીં!

જાણે પેસી અને આલાં જમીનનાં પેટામાં અચણુચ ગરક થઇ ગયાં હોય તેવો દુઃખદાયક મામલો થઇ પડેલો જોઇ પીરોજા હવે હીંમત હારી ગઇ. તેણીને લાગ્યું કે પેસી પકડાવા પછી તેની પુઠ છોડી આલાંની ફ્રંટ પકડવામાં તેણીએ જબરી થાપ ખાધી હતી. અંતે તે નાપાકોનો કશો પતો જ્યારે નહીંજ મલ્યો ત્યારે નાચારીએ પીરોજા વિલાયતથી પાછી મુંબઇ આવી.

"દીનામાય દાવરે પીરાજાની હાડમારીથી હેરત થઇ દાંતમાં આંગળાં પકડયાં. તે બહાદુર અબળાએ એકલવાઇ સ્થતિમાં વિલાયત સુધી હીંમતથી જઇ તેમની પુઠ પકડવામાં દેખાડેલી ખંત કાંઇ દરેક અબળાઓમાં હોતી નથી. તેમાં તેણીને ફતેહ મલી કે નિષ્ફળતા મળી એ એક જુદો સવાલ હતો, પણ એવી હીંમત બધાથી થતી નથી એમ તે બુઝર્ગ—બાનુ અને તેવણનાં ગરીબ કુટુંબને કબુલ્યા વિના ચાલ્યું નહીં."

યુરોપથી પાછી ફર્યાં પછી પીરોજા દીનામાય દાવરને ત્યાં ત્રણ માસ મુંબઇમાં રહી. આ ત્રણ મહીનાથી તેણીને ફરજીઆત રહેવું થવાથી રહેવા પામી. પીરોજાની સાવકી દીકરી આલાં તો પોતાના મમાવાને ત્યાં હતી એ તેણીને મોટો સધીઆરો લાગ્યો હતો.

યતથી મુંબઇ ફર્યા પછી તેણી પોતાની સાવકી દીકરીને મળવાને મસે તેના મમાવાને ત્યાં ગઇ. પીરોજાને આ મકાન અંજાણું નહીં હતું પોતાની આગલી સૉકના આ મહીરાં સાથ પીરોજા પેસી જોડે પરણી ત્યારથી સારૂંજ રાખ્યું હતું. તેણી અવારનવાર ત્યાં જતી આવતી હતી અને તેણીની ભલાઇને લીધે પેસીનાં તે આંગલાં સસરા–સાસુ જેઓ ખાનદાની માતબર અને ઇજતદાર હતાં તેઓ તેને ઘણી ચાહતાં હતાં. પીરોજા ઉપરનો તેમનો ચાહ ખાસ કરીને આલાં દીકરી તરફની તેણીની એક સગી આવતર જેવી કાળજીને લીધે બેવડો વધી ગયો હતો. પેસીનાં આગલાં સાસુ—સસરા ઘણાં ભલાં અને મીલનસાર સ્વભાવનાં હતાં. પોતાની દીકરી ગુજરી જવાથી પેસી બીજી બૈરી પરણી લાવ્યો તેથી–જેમ બીજાં કેટલાંકો તે નવી પરણેતર તરફ અભાવ બતાવે છે તેમ–પીરોજા તરફ તેઓએ જરાએ બતાવ્યો નહી હતો. જે કાંઇ બન્યું તે કીરતારની મરજીથી બન્યું એમ માની લઇ તે બુઝર્ગ જોડાંએ પીરોજાને પોતાની ‘ એક દીકરી ’ મીસાલ ગણી હતી. તેઓ પીરોજાને સારે સપરમે દહાડે હંમેશાં પેતાને ત્યાં નોતરતાં હતાં અને પીરોજાએ પણ તેમની જોડે તેવાંજ સારાં સલુક રાખ્યાં હતાં. સાવકી માતાઓ સાવકાં બચ્ચાં તરફ જે જાતનો અભાવ બતાવે છે તેવો કશો અભાવ પીરોજાએ આલાં દીકરી તરફ બતાવેલો નહીં હોવાથી અને તેણીને પોતાનીજ પેટની દીકરી હોય તે રીતે સુખમાં રાખી હતી તે જોઇ તે બુઝર્ગ જોડું તેની ઉપરથી ફીદા–ફીદા– થઇ જતું હતું.

જ્યારે યુરોપથી નાશીપાસ દીલે પીરોજા મુંબઇ પાછા ફરવા બાદ તેમની મુલાકાતે ગઇ ત્યારે તેણીને જે દીલાસા અને દીલસોજી ભર્યો આવકાર તે બંન્ને બુઝર્ગ ધણી–ધણીઆણીએ આપ્યો તે એક

સગાં મા-બાપથી નહીં આપી શકાય એવો આલા અને બુલંદ હતો.

પેસી લખપતી આલાં આલમખાન સાથે યુરોપ તરફ ન્હાસી જવાની નાલેશી તે દીકરી વગરનાં દુખી જોડાંને ઘણી ઘાયલ કરનારી નીવડી હતી. તેમની ઇઝત આબરૂને તેથી મોટો ધક્કો પુગ્યો હતો. પેસી નાલાયક ચાલ ચલાવી મુંબઇ છોડી ગયો અને પોતાની બાદશાહી માલ મીલકત પાણીને મુલે ફુંકી આપી પીરોજા તથા બચ્ચાંઓને આ રીતે રવડાવી ગયો તે દીવસ પછીથી તે બુઝર્ગ ધણી-ધણીઆણીએ જાહેરમાં ફરવું હરવું તમામ છોડી દીધું હતું અને પોતાના બાપીકા બંગલાનોજ એકાંતવાસ પકડી પોતાની દીકરીની દીકરીને હૈયે હોઠે બાંધી બેઠા હતાં.

પીરોજાએ વીલાયતને લગતી તમામ વીગતથી જ્યારે તેમને માહીતગાર કીધાં ત્યારે લોહીનાં આંસુઓ રડીને તે ઘરડાં જોડાંએ પોતાના આગલા જમાઇ થતાની ચાલ ઉપર સદ હજાર અફસોસની લ્યાનત નાખી.

"નાં રડ, દીકરી, નાં રડ, તારાં નસીબમાં તું એવુંજ માંગી લાવેલી હશે તેમાં આપણો ઇલાજ શું ? તારા જેવી સદગુણી મોહોરદારનો એ નહીં થયો તો બીજાં કોણનો થવાનો છે ?" તે દયાળુ ડોસાંએ પીરોજાને બેઅખત્યાર રડતી જોઇ પાસાંમાં ચાંપી દીલાસો દેતાં કહ્યું. "એ મુંવા મુજીને ખુદા એની નાતરસ ચાલનો બદલો દેખાડયા વગર કદી રહેવાનો નથી. દીકરી આલાં તો અમારા પેટનું પેટ છે અને એને વીશે તેં જરાએ ફીકર કરવી નહીં. અમારે પેટે એ સીવાય બીજું કોઇ ફરજંદ નથી, માટે અમે તો એજ અમારો દીકરો ને એજ અમારી મરનાર દીકરી એમ સમજી એનીજ ઉપર સંતોષ માની બેઠેલાં છીયે. તેં એ દીકરી વીશે કશી કાળજી કરવી નહીં. અમેજ એને પરણાવી-

અદરાવી ધણીની ધણીઆણી બનાવશું ને એનો ધણી અમારો ઘેર જમાઈ બનશે. તું હવે સદનતર રખડી ગઇછ તેથી અમારી મરજી એવી છે કે તું સુખેથી અમારી સાથે આવીને રહે. તારાં બચ્ચાંબી અમોને પારકાં નથી. તારા બેઉ દીકરાઓને અહીં તારી સાથે લાવી રાખ. અમેબી અહીં એકલાં અટુલાં છઇએ-તું ને તારાં બચ્ચાંઓ અમોને ભારી પડવાનાં નથી. ખુદાએ અમને પુષ્કળ બક્ષેલું છે. વાસ્તે કોઇ રીતે તેં તારાં મનમાં મુઝાવું નહીં."

---

## પ્રકરણ ૨૭ મું.

## બચ્ચાંઓની ગોઠવણ.

ડોસાંનાં આ મહા-દયાળુ સખુનોથી પીરોજાનું હઇડું ભરાઇ આવ્યું. તેણી ફરીથી તેવણુને કોટી કરી રડી પડતાં બોલી કે "માયજી, ખુદા તમોને મારી આલાં દીકરીની સાથ સલામત રાખે! આજે તમે નહીં હતે તો શું થતે. હું મારાં ગરીબડાં સંસારે એ સુખવાસી બચ્ચાંનો કેવી રીતે ઉઠાવ કરી શકતે. તમે મને ને મારાં બે બચ્ચાંઓને તમારી સાથે રાખવા જે હાતમ દીલ દેખાડયુંછ તેની હું પુરતી કદર બુજ્જુંછ-પણ મારે પોતાને માટે મને માફ કરો. હું કયેબી સીવી સાંધીને કે કોઇની ગુલામ-ગીરી કરીને મારૂં પેટ ભરસ, પણ મારાં બે બચ્ચાંઓનું શું થશે તેનો મને રાત-દહાડો મોટો અફસોસ છે."

"નહીં દીકરી, અમે તુંને હવે જવા દેવાના નથી. તું હશે તો દીકરી આલાંને સંસારી કેળવણીમાં હજી વધુ લાએક બનાવશે." અહીં ડોસાજી વચ્ચે પુરાયા.

"બાવાજી, એ બધું ખરૂં છે, પણ દીકરી આલાં મારા હાથ

નીચે અને તમારી તરબીયત તળે હવે પુરતી ઘડાઇ અને કેળવાઇ ચુકેલીછે. મારા એવા પડતા વખતમાં આજે મને કોણ તમારા જેવો ઉદાર આશરો આપવા તઇયાર થાય—પણ બધું રીતનું ને ભાતનું જોઇએ. મારી એકજ અરજ છે અને તે જો તમે માનસો તો હું તમારી જનમો જનમની આભારી થવસ."

"તે શું, દીકરી પીરોજા, બોલ, સુખેથી બોલ." ડોસાજીએ તુરત પુછ્યું.

"તે એ કે મારા દીકરા નરીમાનને તમારા આસરામાં રાખવાનો છે. જો એ દીકરાને તમે તમારાં આસરામાં લઇ તેને સંગીન કેળવણી આપવા અપાવવાનું મંજુર રાખશો તો મારી છાતી પરનો એક ભાર બોજો હલકો થશે. એટલા એજ ઉપકારથી હું મારી જીંદગી સુધી તમારી આભારી થવસ."

"કબુલ છે, દીકરી, આજથી એ દીકરો મારા હસ્તકમાં હમો રાખીશું." તે બન્ને ભલા ધણી ધણીઆણીએ એક સુખનમાં તે માગણી કબુલ કીધી. "એને અમે અમારાંજ બચ્ચાં મીસાલ ગણીશું તેની તેં જરાબી ફીકર કરવી નહીં."

"ઓ માયજી—બાવાજી, તમે કેવાં ભલાં છો?" પીરોજા તે બન્ને માયાળુ મુરબ્બીઓનાં પગ પર માથું નમાવી ઝારઝાર રડતાં બોલી. "અરે આજે એક ગરીબ નિરાધાર બચ્ચાંને કોણ આસરો આપે? એ વ્હાલા બચ્ચાંને તમારી સંભાળમાં રાખતાં મારાં ગળાં પર છરી ફરવા જેટલું દુઃખ મને ઉપજશે, પણ મારા બેવફા મુજી ભરથારે મને દુનિયાંની દયા પર રખડતી મેલ્યાથી મારો કશો ઇલાજ નથી. હું એ બચ્ચાંથી એક ઘડીબી છુટી પડવા રાજી નથી. મારાં બેઉ બચ્ચાંઓની જુદાઇમાં હું ઝુરી મરસ, પણ બીજો ઉપાય નથી."

"પણ દીકરા ફીરોઝને માટે તું શું કરવા ઇચ્છેછ?" તે દયાળુ ડોસાંએ પીરોજાને આટલી બધી ફગળતી જોઇ દયાથી દાઝીને પુછ્યું. "એનેબી અમારી સંભાળમાં તું કાંય નહીં સોંપે? જો દીકરી, કદાચ તું એમ ફીકર કરતી હશે કે અકેક કરતાં બબ્બે બચ્ચાંઓનો બોજો હું કેમ એ લોક પર નાખું પણ તેની ચીંતા તેં કરવી નહીં. અમે તો એમ કહેવા ઇચ્છીએછ, કે તમે ત્રણે માય વ્હાલાંઓ અહીં આવીને હવે અમારી સાથે રહેવો. તમે અમુંને જરાબી ભારી પડવાનાં નથી. પીરોજા, મારો એટલો સખુંન માન–તું વ્હાલી દીકરીને હુ મારી મરનાર દીકરી તરીકે ગણુસ, ને તેની જગા આપસ. અમારી ઘરડી આંખને તેથી ઘણો આરામ મળશે. તેં અમારૂં દીલ જીતી લીધેલું છે. તું સજાત માતાનું કોઇ સજાત બચ્ચું છે. અમારાં પેટનાં પેટ સાથ તેં એક સાવકી માતાનું વર્તન કોઇ દહાડે બતાવેલુ નથી, તેથી અમે તુંનેજ નહીં પણ તારાં બચ્ચાંઓનેબી ચાહીએછ. કેમ, પીરોજા, બોલ, હવે શું કહેછ?"

"મારાં મહેરબાન માયજી, મને માફ કરો! હું તમોને ને મારા સુરબીજીને પગે પડી હાથ જોડીને માગી લેઉંછ કે મને તમારી પાસ અહીં રાખવાનું માફ કરો!" પીરોજા કરગરીને કહેવા પાડી! "તમે એક સગી માવતર કરતાં આલા પ્યારથી આએ ઉદાર મગણી કરોછ તેની હું પુરતી કદર કરૂંછ, પણ મારૂં દીલ કબુલ કરતું નથી. મને મારૂં કીસમત જ્યાં લઇ જશે ત્યાં હું જવસ—મારે માટે તમે જરાબી ચીંતા કરવી નહીં. હું તમારા હેસાનને નગુણી નીવડુંછ એમ સમજશો નાં. મારા નાના નરીમાનને તમે પેટનાં બચ્ચાં માફક પાળી આજના જમાનાને અનુસરતી કેળવણી આપશો એ એકજ હેશાન એટલું મોટું અને માહાભારત છે કે તેનો બદલો હું કદી

વાળી શકવાની નથી. એનાં બાપે એ બચ્ચાંને માટે પોતાની બાદશાહી દોલતમાંથી વાંદરા .ખાતેનો એક નાનો બંગલો રાખેલો છે. એ સીવાય એનું બાપીકું કાંઇ નથી. હું રહેવા ઇચ્છું તો તે બંગલામાં મારાં બે બચ્ચાંઓ જોડે જઇને રહી શકું એમ છે, પણ હવે એ મુજી ધણીની એક કોડીબી મને હરામ છે. એની પુંજીમાંના જે થોડાક પઇસા મારી પાસે છે તેબી હું તમોને હવાલે કરનાર છું અને—લગન પર એણે મને કીધેલા દરદાગીનાં અને જરઝવેરાત બી તમારીજ સંભાળમાં સોંપનાર છું. કોણ જાણે કાલ કેવી છે? હું મારાં બચ્ચાંઓને પાછી મલવા પામું કે નહીંબી પામું તેથી એ હવાલો તમારે સ્વાધીન કરવા ઇચ્છું છું."

"ઓ પીરોજા–પીરોજા, એ શું બોલોછ, દીકરી, એમ વખત એવખત એમ નહીં બોલીએ, મારી માય—" અને તે ડોસાં અહીં કુગળી પડયાં.

"નહીં, માયજી, મને બોલવા દેઓ. હું આજ–કાલ ગીર-દેશીનાં ઘેરમાં છેઉં, માટે મારાં બચ્ચાંઓ મોટાં થઇ મારા દહાડા ફેરવે તેટલાં કોણને ખબર છે કે ભવિષનાં પરદામાં શું શું ભરેલું છે? મારા જર ઝવેરાત ને દાગીનામાંથી બરાબર અરધો હીસ્સો દીકરી આલાં પરણી જાય ત્યારે તેને આપજો અને બાકીનું ઝવે-રાત, થોડીક રોકડ રકમ તથા વાંદરાનો બંગલો મારો નરીમાન ઉંમરમાં આવે તેને સ્વાધીન કરજો."

"ઓ દીકરી, તું ભલતું ભલતું શું બોલેછ? અમારો તો બુઢાપો છે. અમે જીવી જીવીને કયાં સુધી જીવવાનાં હતાં? તું દીકરી તો હજી જુવાન છે. જીવવાની ઉમેદ ના તેં કરવી જોઇએ.

"નહીં માયજી, 'જુવાન જાણીને જીવવાનું નથી, ને ઘરડાં જાણીને મરવાનુ નથી.' ખુદા એ નિર્દોષ બચ્ચાંઓ તરફ જોઇને

તમો બેઉ ધણી-ધણીઆણીને લાંબી ઉંમર દરાઝી આપશે. હું તો હવે દુનિયાથી ધરાઇ ચુકીછ. દુનિયાને હું એક દોજખ સમજું છ,—જેમાંથી બને એમ જલદી છુટવા સારૂ હું મારી બંદગીમાં રોજ તે પાક દાદાર પાસ દુવા ગુજારૂંછ. મને ઉમેદ છે કે તે બારેહકતાલા મારી અરજ હવે જલદી વાંચશે અને મારા પહેલા વફાદાર પણ કમોતે માર્યા ગયલા જવાન ભરથારની ગોદમાં મને જલદીજ બોલાવી લેશે.'

તે દુ:ખી અબળા ઉપલા શબ્દો રડતી ચસ્મે અને એવા દુ:ખદાયક દેખાવે બોલી કે તેણીને શું ઉતર આપવો તે, તે ભલાં ધણી ધણીઆણી સમજી શકયાં નહીં.

તે એક અતિ કરૂણાજનક દેખાવ હતો. પીરોજાનું દીલ આ દુન્યાં ઉપરથી કેવું તુટી ગયું હતું તેનો ખરો ખ્યાલ તેઓ તેણીનાં મોહતને જોવા શીક્કા અને હેબતાયલા ચેહેરા ઉપરથી પામી ગયાં.

તે ધણી ધણીઆણીએ જોઇ લીધું કે—પીરોજા જે કાંઇ બોલતી હતી તે પક્કા ઠરાવથી, દીલની દરેક ઉંડી લાગણીઓથી અને જલેલાં જીગરથી બોલતી હતી. ગમે એવી મુસ્કેલી વચ્ચે તેણી તેમને ત્યાં ઓશયાલો તુકડો ખાવાને બજીલયતથી ના અને નાજ પાડતી હતી એજ તેણીનાં સાચ્ચાં અંતઃકરણની સચ્ચાઇ પુરવાર કરવાને બસ હતું, જેથી તે બંન્ને જણાં થોડો વખત એકદમ ચુપ થઇ ગયાં.

"એ બધું તો થયું, પણ દીકરી, તારા 'ડા દીકરા રીરોઝની ગોઠવણ તેં શું કીધીછ?" આશરે પાંચેક મીનીટની ચુપકીદી પછી ડોસાંએ ધીમેથી પુછયું. "મને ડર લાગેછ કે આએ સવાલ કરતાં રખેને હું તારી દુ:ખી લાગણીઓને વધારે દુ:ખી કરતી હોઉં?"

"જરાબી નહીં, મારાં માયાળુ માતાજી' જરાબી નહીં."

પીરોજા સામું તે બુઝર્ગ બાનુંનું હેસાન માની બોલી. " ઉલટાં તમે મારાં તે બાપ વગરનાં બચ્ચાંની એટલી કાળજી ને કદર કરોછ તે બાબે મને મોટી રાહત મલે છે."

" અમુને એ બચ્ચાંઓનું બી લાગેછ તેથી પુછયેછ, દીકરી," અહીં તે ડોસાજી વચ્ચે પુરાયા. " મારો વિચાર તો એમ છે કે જે રોકડ અવેજ ને ઝવેરાત તું આએ બે બચ્ચાંઓને આપવા ફરમાવેછ, તેમાં એ તારાં ત્રીજા ફરજંદનોબી ફાલો પાડે— "

" નહીં. બાવાજી, નહીં." પીરોજા આગળ વધતા અટકાવીને બોલી પડી. " એ અવેજ કે ઝવેરાત પર મારા ફીરોઝનો કશો હક નથી. મારી આગમચ તે પોતે તે વીશે ના પાડી ચુકોછ. ફીરોઝ કંઈ મારા બીજવરનું બચ્ચું નથી. પેસતનજીનાં પૈસા કે માલ મીલકત પર મારા ફીરોઝ દીકરાનો કશો દાવો પુગતો નથી. એવા એક નાલાયક આદમીને તે પોતાનો સાવકો બાપ કહેતાંબી શરમાએછ. દીકરી આલાં, માફ કરજે, તારી લાગણી દુખતી હશે, પણ દુઃખની મારી મને ફરજ્યાત બોલવું પડેછ."

"કંઇ નહીં, માયજી, બોલો, સુખેથી—બોલો—મારી લાગણી જરાબી જખમાતી નથી." તે ભલી કુમારીકા, જેણી આ મુલાકાત દરમ્યાન પાસેજ બેઠેલી હતી તે તેણી તુરત બોલી પડી. "ઓરબી તમારા એવા સખુનોથી મને એક જાતની રાહત મલે છે—ફીરોઝનો તો એ સાવકો બાપ છે, પણ મારો તો સગો બાપ કહેવાય. તેની આવી નાલાયક નાલેસીથી મારૂં દીલ ઓછું દુઃખાયલું નથી. એ છકેલ બાપે જે નામોસી ભરેલું પગલું ભરયુંછ તેથી મારૂં ભવિષ તમામ સીહા થઇ ગયુંછ. કોઇનો નહીં તો મારો એવણે ખ્યાલ કીધો નહીં? હું નહીં ધારતી કે એવા એક નાલાયક બાપની બેટી તરીકે મારી સાથે પરણવાને કોઇબી આબરૂદાર જવાન

તૈયાર થાય ?"—અને અહીં તે સકુમારી મોટે સાદે બેઅખત્યાર રડી પડી.

"ઓ દીકરી–દીકરી ! એમ ના બોલ ? એવું નહીં બોલીયે. તારાં કરમને જી ? તારા બાપ થતાએ ગુનાહ કીધો તેનો દંડ તું શાની ભરે ? લોકો ગમે તેમ બોલે, તેની તારે દરકાર કરવાની નથી. બધાંજ માણુસો એવાં ગાવડી રહેતાં નથી. કુટુંબમાં કપુત હોય તેથી આખું કુટુંબ કપુત કહેવાય નહીં. તેં તારાં ભવિષને માટે એવી ફીકર જરાબી રાખવી નહીં જોઇયે. તારાં મમાઇ–મમાવાને ખુદા સુખી રાખે તો આપણાજ મોભા–નશીબાનો ધણી તું પામશે." પીરોજાએ પોતાની સાવકી દીકરીને પેટમાં ચાંપી દીલાસો આપતાં કહયું. "નહીં, દીકરી, એમ મનમાં ઓછું નહીં લાવીયે. તુંજ વીચાર કર કે તારા બાપની એવી નાતરસ ચાલથી મારૂં દીલ શું દુખાયું નહીં હશે ? મને શું લાગતું નથી ? પણ આપણાં કીસમત ફુટેલાં કે એવા દયાહીણોને આસરે આપણે પડયાં."

પીરોજાનાં આ દીલાસામાં તેનાં મમાઇ મમાવાએ પણ ભાગ લીધાથી આલાંને ઘણી ધીરજ આવી. જોકે તેઓ તેને ધીરજ— આપતાં હતાં, છતાં, તે નિરદોષ કુમારિકાનાં અનુમાનો ખોટાં નહીં હતાં એમ તે ત્રણેને લાગ્યા વિના રહયું નહીં.

---

## પ્રકરણ ૨૮ મું

### બચ્ચાંઓ સાથ જુદાઇ.

ચગરી પીરોજાએ તે વાત હવે ઝટ ફેરવી નાખી. તેણી પાછી પોતાના મુખ્ય મુદ્દાપર આવતાં બોલી કે " માયજી, મારા ફીરોઝ વીશે તમે કાળજી કરોછ પણ એ દીકરો હવે સમજણો થયોછ. મારી

એવી દુરદશા જોઇને હું વેલાત ગયલી હતી તેટલાં એણે પોતાનું ભવિષ બીજે રસ્તે દોરવ્યું છ, એ તો એના કોઈ ફ્રેંડ સાથે આસ્ત્રેલીયા તરફ જવા ધારેછ. મારી તો જરા મરજી નથી. એ મારા કબાસર તાબેદાર દીકરાને મેં કોઇની દહાડે મારી નજર આગળથી ખસડેલો નથી—પણ એ ઘણો કગળીને કહેછ કે "જો મમ્મા, મને જવા દો—એમાંથીજ આપણો દહાડો સુધરશે." ' દહાડાઓ સુધી એણે એજ 'હી પકડી રાખવાથી મેં અંતે છાતીપર પથરો મુકીને એને ' હા કહ્યું છ. હજુરબી હું ઇચ્છું છ કે એ નહીં જાય—પણ એક વિચાર આવેછ કે હવે એ બાપ વગરનાં બચ્ચાંને બીજો આશરો આધાર શું છે ? હવે એ અખાઇ રહયો ૧૯ વરસનો તો થયોછ. અહીં રહીને એ શું કરશે ? કેવી રીતે અમારો દહાડો સુધરશે માટે ખુદાપર ભરસો રાખીને હું એને મોકલુંછ."

"આસ્ત્રેલીયામાં એ શું કરવા ધારેછ ?" ડોસાજીએ પુછ્યું.

"જી, ત્યાંની સોનાની ખાણોમાં જગેજગ મેનેજરોની જરૂર છે અને ત્યાંબી મોટા પગારે નોકરી મલી શકેછ એમ કહેછ."

ખરી વાત છે, પીરોજા, જો એ ત્યાંજ જવા ઇચ્છતો હોય તો પરવરદેગારનું નામ લઇ તું એને હીંમત પકડી ત્યાં મોકલ. ત્યાં ગયલાઓ સુખીજ થઇને પાછા ફરેલાનાં હું ઘણા દાખલા જાણુંછ. ઘણીવાર ત્યાં મેનેજર પરથી માલેક થયાના ' ચાન્સીસ ' મલેછ. હું ઇચ્છુંછ કે પાંચ પંદર વરસ તારો દીકરો જો ત્યાં તન રગડી મેહેનત કરશે તો મોટી—દોલત ખેંચી લાવશે."

"અરે બાવા, મારે દોલત નથી જોઇતી. જ્યાં ત્યાંથી એ દીકરો પોતાના ભવિષને ખીલવે ને આપ અખત્યારીમાં આબરૂદાર જીંદગી ગુજારી પ્રમાણીકપણે કમાતો—ધમાતો થાય એટલુંજ હું ઇચ્છુંછ," પીરોજા ગગળતે સાદે બોલી.

"થશે–થશે–ખુદા કરશે તો મારીજ વાણી સફલ થશે. જો એ દીકરો ઉલટથી જવા ઇચ્છતો હોય તો, દીકરી, તું તેને હરગેજ રોકતી નાં. ખુદા કરશે તો એમાંથીજ તમારો દહાડો સુધરશે." ખુદ્દાજીએ પીરોજાને મજબુટ ઉન્નત આપતાં વધાર્યું.

તે આખો દીવસ પીરોજા ત્યાંજ રહી. તે ભલાં ધણી ધણીઆણીએ તેણીને બહોંસ કરીને સાંજ સુધી ત્યાંજ રાખી. એ અરસા દરમ્યાન તેઓએ પીરોજાને પોતાને ત્યાંજ હમેશાં રહેવાનું ફરી ફરીથી સમજાવવામાં બાકી રાખ્યું નહીં, પણ તે ઇજતદાર અબળાએ તેમની તે અતિ દયાળુ અને ઉદાર માંગણી મોટા માન સાથ ના પાડી.

તે દુખી અબલાએ હવે છાતી ધાડી કીધી. હાલ તુરત તેણી પરેલમાં દીનામાય દાવરને ત્યાં ઉતરેલી હતી, કારણ કે તે ધનધનધોરી ધણીની તમામ મીલકત પેલા હીંદુ શેઠીયાનાં અખત્યારમાં કયારની જઇ ચુકી હતી અને તેણી વિલાતથી પાછી ફરે તે આગમચ તેણે પેસીની તમામ મીલકતોનો કબજો મેળવી દીધો હતો.

"મરે! ત્યાં સુધી ખાતાં ખુટે નહીં એટલી દોલત અને માલમીલકત આજે પારકે હાથ ગઇ અને હું અને મારાં બચ્ચાં દુનીયાંની દયા પર એક બેકદર ભરથારની નાતરસ ચાલથી અંતે રવડી પડયાં!" એ તેણીનો રાત દહાડાનો અફસોસ હતો!

હવે પીરોજાએ મુંબઇમાં ઝાઝો વખત રહેવાની ઇચ્છા રાખી નહીં. દીનામાય દાવર અને તેમનાં વહુ—દીકરાંઓની સેંકડો પ્રકારની સમજાવત છતાં–જેમ તેણી પેસીનાં સાસુ–સસરાને ના પાડી આવી હતી તેમ–મુંબઇમાં તેમની જોડે રહેવાને તેણીએ ધસીને નાં અને નાજ પાડી.

"દીનામાય, તમે મને અસલથીજ ચાહતા આવેલાં છો."

તેણી બોલી. "એક પેટની દીકરીની માફક તમે મને ચાહોછ પણ તમારી સાથે રહેવા—વસવાની વાત તો તમે માફ કરો. દુનિયાંને હું હવે દોજખ સમજુંચ—દુનિયા મારે મનથી હવે ઝેર જેવી છે. મારા બચ્ચાંઓને ખુદા સલામત રાખે પણ હું હવે એકલી અટુલી કોઇ એકાંત જગામાં ઘુસવા માંગુંછ કે જ્યાં મારી ઓળખ—પીછાનનું કોઇ હોય નહીં. મારો દીકરો ફીરોઝ આવતાં અઠવાડીયામાં આસ્ત્રેલીયા જાએછ. ગળાંપર છરી ફેરવીને એ મારા વહાલા ગુલાબને હું મારી નજર આગળથી ખસેડી ખુદાની નિગેહબાનીમાં સોંપુંછ. તે મહા દયાળુ દાદગર વગર બીજો કોઇ તેનો દસ્તગીર નથી. આલાં દીકરી તેનાં મમઇ—મમાવાની સંભાળમાં છે અને ત્યાંજ હું દીકરા નરીમાનનેબી મુકી જાઉંચ. એ વીશે હું પુરતો બંદોબસ્ત તેઓ સાથે કરી આવીછ."

પીરોજાનો ઠરાવ સાભળી દીનામાય દાવર હેરત થઇ ગયાં. તેવણે કાંઇ નહીં તો નાના નરીમાનને પોતા પાસે રાખવા ઇચ્છયો, પણ પીરોજાએ તેમને હાથ જોડી પગે પડીને માગી લીધું કે "એ ન્હાનું બચ્ચું તદન એકલું પડી જશે તો ઝુરાઇ જશે. તેને તેની સાવકી બેહનનો ઘણો પહરોસ છે અને દીકરી આલાંનાં મમાઇ—મમાવા શકતીવાન હોવાથી તેની કેળવણીનો બોજોબી તેઓ સહેલાઇથી ઉઠાવી લેશે. એમ હોવાથીજ હું તેને તેમની સંભાળમાં આજથી મુકી આવનાર છું."

અને હવે ટુંકમાં, એક અઠવાડીયાં બાદ ફીરોઝ પોતાનાં મિત્ર જોડે આસ્ત્રેલીયા ઉપડી ગયો. તેના મિત્રનું નામ જમશેદ જસુખાં હતું. પીરોજાએ પોતાના ગોલાબ બેટાને તેની સંભાળમાં સોપતાં "ભાઇ જમશેદજી, મારા દીકરાને તમારો સગો ભાઇજ સમજજો અને પ્રદેશ વચ્ચે એની જતન રાખજો." એમ કહ્યું, જેનો તે

રફીકે એટલોજ જવાબ વાળ્યો "માતાજી, તમારા ફીરોઝને માટે જરાબી કાલજી કરતાં નાં. હું એને મારાં જીવ કરતાં વધારે જાળવીશ. હુંબી એક બાપ વગરનું બચ્ચું છું અને ભાઇ ફીરોઝની મને ઘણી દાઝ છે. અમે એકજ ઠેકાણે સાથે રહીશું અને સાથેજ કામ-કાજ કરીશું. અમે અમારો હવાલો પાક ખોદાનાં હાથમાં સોંપેલો છે. માટે અમારા બાબે તમામ બેફીકર રહેવું. તે પાક ખુદાવંદ પરાયા પ્રદેશમાં અમારો દસ્તગીર થશે." જમશેદ જસુખાંનો સ્ટીમર ઉપડતી વખતનો આ છેલ્લો જવાબ હતો અને તે જવાબે તે અધીરી માતાને મોટો સધ્યારો બખશ્યો.

રડતી ચશ્મે પણ સેંકડો દુવાઓ અને આશીરવાદો દેતી તે દુઃખી માતા દીનાબાય દાવર જોડે બંદરપરથી બેટા ફીરોઝને વિદાય કરી ઘર તરફ પાછી ફરી.

તે વ્હાલા બેટાને પણ માથી વીખુટો પડતાં લાગ્યા વિના રહ્યું નહીં, પણ છુટ્ટાં પડતી વેળા તે ખાનદાની જવાને પોતાની લાગણીઓ ઉપર કાબુ રાખવાનું ખમીર બતાવ્યું. તે પામી ગયો હતો કે જો તે છેલ્લી વખતે કાંઈ નબળાઈ બતાવશે તો તેની અસર તેની દુઃખી માવતરનાં મગજમાં તે પાછો ફરશે ત્યાં સુધી રહી જશે, માટે તેમ નહીં થવા દેવા માટે તે અઢાર વરસનાં જવાને પુરતી સાહુચેતી વાપરેલી હતી.

વાંચનાર જાણે છે કે પીરોજાનાં પેહેલા ભરથારની થોડીક પુંજી બેંકમાં પડેલી હતો તેમાંથી તેણી પેસા જોડે બીજવર લગ્ન કરી ગઈ ત્યાં સુધી ચાલુ નીભાવ થતાં પાંચ હજાર રૂપીયા બાકી હતા. એ રકમ બેંકમાંથી ઉપાડી લઇ તેમાંથી સાડાચાર હજારની રકમ તેણીએ ફીરોઝને ત્યાં સાથે રાખવા માટે આપી હતી. બાકીનાં માત્ર પાંચસેં રૂપીયા તેણીએ પોતાના ગુજારણ માટે રાખ્યા હતા.

બેટો ફીરોઝ આસ્ત્રેલીયા સીધાર્યા પછી તેજ દહાડે સાન્જે પીરોજા અને દીનામાય દાવર નાના નરીમાનને પીરોજાની સાવકી દીકરી આલાંનાં મમાઈ–મમાવાને ત્યાં મુકી ગયાં અને પેસીનાં પૈસા ટકામાંથી જે થોડોક અવેજ તેણી પાસે હતો તે તથા પોતાના દાગીનાં અને જરઝવેરાત પણ તેમનાં હવાલામાં સોંપ્યું.

તે દીવસ પીરોજાની જીંદગીનો એક અતિ નેહરત અને રડમસ કરાવનારો બરગસ્તા દહાડો હતો. કાં ન હોય ? એકેક કરતાં બબ્બે ગોલાબ જેવાં બચ્ચાંઓ, જેમને એક પલ આંખ આગળથી ખસડેલાં નહીં, તેમને એકજ દાહાડે ખુદાની દયા પર પારકે આધારે છોડી દેતાં તે અભાગની અબલાને કેવું માહાભારત દુ:ખ થઇ જીવ ઉપર કેવી છરી ફરી હશે તેનો ખ્યાલ બહુ દયાજનક છે. આપ–વીતી વીનાં એવાં દુ:ખની ખરી કદર કદી કોઇને સમજાતી નથી. ફીરોઝ સમજતો હતો તેથી પોતાની માવતરથી છુટો પડતાં પોતાની લાગણીઓ ઉપર–તેણીને વધુ દુ:ખ ન થવા પામે તેટલાં માટે–તેણે જીવપર જોરાવરી ખેંચી કાબુ મેલવ્યો હતો, પણ ન્હાના નરીમાનથી તેમ બની શકયું નહીં. તે પીરોજા જોડે ખુશીથી ગયો ખરો, પણ ત્યાં રહેવાને તેણે ના પાડયું.

"મમ્માજી, મને અહીં મુકી નાં જાઓ ! જો મને લેતાં જાઓ !" તે નીર્દોષ બચ્ચું બે અખત્યાર રડીને કાલાવાલા કરતી ઢબે બોલવા લાગ્યું. " મારી સાથે એમ નાં કરો ! હું મસ્તી નહીં કરસ ને તમુને જરા કંટાલો નહીં આપસ ! જો મને લેતાં જાઓ !"

આ વખ્તે ગરીબ બીચારી પીરોજાની છાતીમાં ( તેનાં એકેક સખુને) છાગરા ફુટતા હતા–ગોયા તેની છાતી ફાટી જતી હતી !

" મારા દીકરા, તું ફીકર નાં કર ! હું જલદીજ પાછી આવસ–

તારી આલાં બેન સાથ તું અહીં—" પણ તે દુઃખી માવતરનાં ગળાં-માંથી તે આખું વાકય નીકળી શકયું નહીં.

"નહીં, મમ્માજી નહીં, જો મને એખલો મુકીને તમે નાં જતાં !" તે ગરીબ બચ્ચું ફરી એકવાર પોતાની માતાને ગળે બાઝી પડી રઢમસ ચેહરે બોલ્યું. "પીરોઝ ભાઇ તો મુકીને ચાલી ગીયા ને હવે તમેબી તેમ કરોછ ?"

ન્હાના નરીમાનનો તે હૃદયભેદક કકળાટ ગમે એવા સંગ દીલની છાતીને પલક વારમાં પીગળાવી નાંખવાને પુરતો હતો. પીરોજાની છાતી તે બચ્ચાંને આમ ટળવલતું જોઇ ફાટી ગઈ, પણ તેણી જાણુતી હતી કે તે જે કાંઇ કરતી હતી તે આયન્દા તે બચ્ચાંનાંજ ફાયદાનું હતું. કોણુ જાણે તેની સરજત તેને કયાં કયાં લઈ જનાર હતી તે પીરોજા પોતેજ જાણુતી ન હતી. તેવી ભટકતી હાલતે તેણી એ કોમળ બચ્ચાંને કયાં લઇ જાય ?

ન્હાના નરીમાનનો કકળાટ તેની છાતી ચીરી–ફાંસી નાખનારો હતો પણ તેણીને તેના ભવિષ્યનો ફાયદો જોવાનો હતો. મુંબઇમાં હશે તો એ બચ્ચું શીખી–કેળવાઇને પાંચે દહાડે સુખી થાય એમ હતું, તેથી છાતી ઉપર પથરો મુકીને તેણીએ તેને તુરત વેળા વિખુટું પાડવું લાભનું હતું, જેથી તે ભલા બુઝર્ગ જોડાંનાં પાસાંમાં પોતાનાં ખીલતા ગુલાબને આપી તે દુઃખી માવતર નવધાર આંસુએ રડતી ત્યાંથી દુર થઇ ગઇ.

એ પછી તેણી મુંબઇમાં ઉભી રહી નહીં.

દીનાબાય દાવર અને તેમના વહુ–દીકરાંઓની સેંકડો સમજાવટ છતાં તે દુઃખી અબળા, બીજેજ દીને મુંબઇ છોડી ગઇ ! તેણીએ જતી વખતે નીચલા યાદગાર શબ્દો કહ્યા હતા—" કોઇ કોઇ વખત હું મારાં બચ્ચાંઓની ખબર પુછાવતી રેહવશ, કે જેમને મે

ગઇ કાલથી ખુદાને હવાલે સોંપ્યાં છે. એ દીકરાઓ મોટા થઇ અમારા સુખનો દહાડો પાછો સજીવન કરે તેટલાં જો હું જીવતી હોવસ, તો પાછી આવી મલસ, નહીં તો મારા હકમાં દુવા કરજો !"

## પ્રકરણ ૨૯ મું.

## પીરોજા પર પડેલા દુઃખનાં પહાડો.

વાંચનાર ! છેલ્લા બનાવોને પંદર વરસનો એક પહાડ જેવો લંબાણ ગાળો પસાર થઇ ગયો છે. આ દોઢ દાહેકામાં દુનિયાંમાં શું શું બનાવો બન્યા હશે તે સાથ આપણને કામ નથી. પહેલાં દશ વરસ સુધી પીરોજા કયાં હતી તે કોઇ જાણતું ન હતું. એ દશ વરસમાં તેણીએ કેવી કેવી દલદેસરીઓ વેઠી હતી તે લંબાણ બ્યાન કરવાની અહીં જરૂર નથી. એટલુંજ કહેવું પુરતું થશે કે આ એક દાહેકામાં તેણી શેહેરે શહેર અને ગામે ગામ ભટકી હતી. એક રાજ કરતી રાણીના જેવું બાદશાહી સુખ ભોગવનારી આ સુંદરીએ એક હલકી ચાકરડીનાં વેસમાં લોકોને ત્યાંનાં વાસણો ઉજાલવામાં અને કચરા કાઢવાનાં હલકામાં હલકાં કામોમાં ભારે કંગાળીઅત અને હાડમારી વચ્ચે એ વખત પસાર કીધો હતો. એ અરસા દરમ્યાન તેણી ઉપર ભુખમરાની અને છેવટે ચોરીનાં તોહમતની આફતો પણ વરસી ચુકી હતી. ગરીબાઇની ગીરદેશીનાં સખતમાં સખત કરડાં દાંત તેણીને લાગી ચુકયા હતા. જીવ સટોસટ ભયંકર માંદગીઓમાંથી તેણીને પસાર થવું પડયું. ઓરત જાતની ખુબસુરતી જો એક દંડ ગણાતી હોય તો તે ખુબસુરતીએ તેણીને હેરાન—હેરાન અને પરેશાન કરી મેલી હતી, કારણકે ખુબસુરતીની ખરી કીંમત અમીરી સ્થીતિમાંજ હોયછે, ગરીબો ખુબસુરત હોય તો તેઓ

જરનાં જોરે જલદીથી જીતી શકાય છે એવી કાંઇ નિરલજ માન્યતા દુનિયાં ધરાવતી હોવાથી પીરોજાને પોતાની પાકદામન સાચવવા માટે ગીરદેશનાં આ દોઢ દાહેકામાં કાંઇ ડજનબંધ દુઃખદાયક પ્રસંગો વેઠવા પડયા હતા, પણ સાચી મનસ્નીની એ એકીનદાર ઓરતે તે પલીદ જીંદગીએ જીવવા કરતાં ગરીબાઇની કંગાળીઅતનેજ વધુ પસંદ કીધી હતી. મુંબઇ છોડવા પછી દશ વરષ સુધી તેણી કયાં છે તે કોઇ જાણતું ન હતું પણ તે પછી તેણી માઇસોરમાં જણાઇ હતી. દશ વરસનાં એક દાહેકામાં તેણીનું એકજ કાગળ પરેલવાલાં દીનામાય દાવરને મળ્યું હતું અને તે દુઃખથી રગેરગ ભરેલો એક દયાજનક દસ્તાવેજ હતો. તેમાં તેણીએ પોતાનાં બેઉ બચ્ચાંઓની અને સાવકી દીકરીની સ્થીતિ શું હતી તે જાણવાની ઇચ્છા દેખાડી હતી, જેનો તુરત તે ભલાં બાનુએ "તેઓ સુખી છે અને દીકરી આલાં પરણી ગઇ છે" એવો જવાબ વાળ્યો હતો. પીરોજાનાં તે એક પુરાં કાગળ-માં ખુલ્લું જણાવ્યું હતું કે "આએ કાગળનો જવાબ લખ્યા પછી ફરીથી બીજું કાગળ મને કોઇએ લખવું નહીં, કારણ કે હવે હું અહીંથી બીજી તરફ જનાર છું" તે ઉપરથી તેણી કયાં ગઇ હશે તેની બેખબરીને લીધે દીનામાય દાવર તેણી જોડે વધું પત્ર વ્યહવાર ચલાવી શકયાં ન હતાં.

એ રીતે વરસપર વરસ વહી ગયાં. પેસી લખપતી અને આલમખાંનની આલાંવાળી નાલાયક નાલેશી મુંબઇની આલમનાં ભેજાંમાંથી સદનતર દુર થઇને દટાઇ ગઇ અને તેને બદલે નવી નવી બાબદોએ જન્મ લીધો. વખત કોઇને માટે બેસી રહેતો નથી. કલ્લાક પછી દહાડા, દહાડા પછી મહીના, મહીના પછી વરસ અને વરસ પછી દાહેકા ખુદાની કુદરતમાં ચાલુજ હોય છે. તેમ પીરોજા મુંબઇ

છોડી ગયા પછી દોઢ દાહેકાનો એક લાંબો ગાળો પસાર થઇ ગયો. એ દાહેકા દરમ્યાન તે એકીનદાર ઓરતે આ ઠગારી દુનીયામાં ગરીબાઇની ગીરદેશી વચ્ચે ભારે કંગાલીયતમાં દહાડા કહાડયા. આ કંગાળીયતનું ચિત્ર ચિતારી વાંચનારને જેમ હમેશાં બનતું આવ્યું છે તેમ, નેક આદમીઓ કેવાં દુખી થાય છે અને ખુરાંઓ ચમન મારે છે એ આપણે દરરોજ આપણી નજરો નજર જોઇએ છીએ. એજ રીતે પીરોજા ધણી હાડમાર, અને દુઃખી થઈ. તેણીનાં દુઃખનો પાર હતો નહીં. તેણીની મુઝવણોનો સુમાર હતો નહીં—તેણીની આફતોનો ગોયા અંદાજ હતો નહીં !

પણ અંતે "ધર્મો જય અને પાપો ક્ષય" કુદરને નિર્માણ કીધેલુંજ છે. દાદારની દરબારમાં ઇનસાફ સાચો છે. જોકે નેક માણસોને આ દોરંગી દુનિયાંમાં, ધણી કડક તપાસમાંથી પસાર થવું પડે છે, તોપણ અંતે સત્યનીજ 'જય' હોય છે.

* * * *

પેશાવર શેહેરનાં એક પડત ભાગમાં શેહેરી વસ્તીથી દુર એક કંગાળ ઝુપડીમાં આપણને આજે નજર ફેંકવી છે. તે ઝુપડીમાં એક જવાન દરદી બાઇ માંદગીને બીછાને એક કંગાળ ખાટલીપર પડેલી છે અને તેની સેવામાં કદાવર બાંધાની એક પેશાવરી સ્ત્રી તેની ખાટલી આગળ ઝુરતી બેઠી છે.

"ઓ બાઇ, તમે તો હવે જુલમાત કરો છો." લગભગ પા કલાકની મુંગી ચુપકીદી પછી પેલી દાયા બોલી. "આજ ત્રણ ત્રણ દીવસ થયાં અન્નનો એક દાણો તમે મોંપર મુકયો નથી. છેલ્લાં ત્રણ માસની મહાભારત માંદગીથી તમે ગળાઇને કોટલાં જેવાં બની ગયાંછ તેનો તો ખ્યાલ કરો ? કોઇને માટે નહીં તો ખુદાને ખાતર તમે જરા ઉઠો અને આ જવારીનો રોટલો ને થોડું ગરમ દુધ મેં

તમારે સારૂ તઇયાર રાખેલું છે તે લઈ તમારા જીવને ઠેરવો. એમ ખાશો–પીશો નહીં તો કેમ થશે? તમારાં હાડકાં કેમ ચાલશે? એ દુઃખને લીધે તો તમે તમારી છેલ્લી નોકરી ખોહી."

"નહીં, અમાનત, મેં મારી દેહદનીનાં દુઃખને લીધે મારી નોકરી ખોહી નથી. પણ મારી નીતિનાં રક્ષણને લીધે ખોહી છે." તે દરદી જવાન બાનું આંખમાં આંજુ લાવી ધીમા સાદે બોલી. "બળી ગઈ મારી જીંદગી! એવી જીંદગીએ જીવવું ને મરવું બધું સરખું છે. મારી છેલ્લી નોકરી ઘણી સુખની હતી, પણ જ્યાં હું હતી ત્યાં એક કાળો સાંપ મારી નીતિપર ત્રાપ મારવાની તજવીજમાં હતો તેથી હું તત્કાળ ત્યાંથી નીકળી પડી અને પછીનાં ભુખમરાએ મને આ માંદગીમાં પટકીછ. હવે મારી પાસે કાંઇ રહ્યું નથી. મારી ટુંક માયા–પુંજીમાંથી માત્ર મારાં મોત–લાકડાં જેટલી એક નિરજીવ રકમ સીવાય બીજું કાંઇ બચવા પામ્યું નથી. તારાથી ત્રણ મહીનાનાં નવ રૂપીઆ મારી ઉપર ચઢી ગયાછ."

"અરે બાઈ, એમ નાં બોલો. તમારીજ માફક મેંબી એક વખતે સારો વખત જોયલો હતો, પણ હાલ ગરીબીની ગીરદેશીમાં હુંબી ફસેલી છું, માટે તમો દુઃખીની હું દુઃખી પુરતી કદર બુજુંછ. મને મારો પગાર જોઇતો નથી. મને તમારે ત્યાં પેટ પુરતું મળેછ એજ ગનીમત છે. એક ચંડાળ ખાવીંદનાં જુલમાતમાંથી તમે મને છોડવીને મારી ઉપર જે હેશાન કીધેલું છે તે એટલું મોટું છે કે હવે તો હું જીંદગી સુધી તમારી પાસેથી ખસવાની નથી. તે હઇયા–સુનો ભરથાર સાત વરસ દેશનીકાલ ગયોછ એ મારે મનથી એક પ્રકારની રાહત છે. હું એટલીજ દુવા માગુંછ કે તે મુંવો એ મુદ્દત પુરી કરીને અહીં આવી પહોંચે તેટલાં તમારી હાલત કાંઇ સુધરે તો આપણે મુંબઇ તરફ જતાં રહીયે. પણ

એ બધી વાત આપણે પછી કરીશું. નવાજબાઇ, તમે ઉઠો અને કકડો રોટલી ચાવી આ ગરમ ગરમ દુધ પીવો કે જરા હુશીયારી આવે."

પોતાની દાસીનાં આ કરૂણાજનક શબ્દો સાંભળી તે દરદી જવાન બાનુ ખાટલીપર ઉઠી બેઠી—જોકે તેણીને ખાવા પીવા મુદ્દલ ગમતું નહીં હતું. તે છતાં, તે વફાદાર દાસીને રાજી રાખવા તેણી ઉઠી અને અડધી રોટલી દુધમાં બોળીને ખાધી. આ ગરીબડાં ખાણાંથી તે દરદી બાઇને જરા ટેકો આવ્યો, કારણ કે છેલ્લાં ત્રણ દીવસથી તેણીનાં પેટમાં અન્નનો એક કતરો જવા પામ્યો ન હતો.

વાંચનાર પુછશે કે આ જવાન બાઇ અને તેની દાસી કોણ છે ? અહીં તેનો ખુલાસો કરવાની જરૂર છે.



## પ્રકરણ ૩૦ મું.

## "જામે જમશેદ" પત્રની બલિહારી.

તે કોઇજ નહીં પણ આપણી કમનસીબ પીરોજા હતી, જેણી નવત્રી જગ્યાનાં એકાંત ખુણામાં છુપાં નામે પેશાવર જેવા એક દુરદરાઝ મુલકના ખુણામાં પડેલી હતી. છેલ્લા ત્રણ માસથી તેણી એક ભયભીત બીમારી ભોગવી હમણાંજ તેમાંથી ફારેગ થવા પામી હતી. હજી તો તેણી બીછાના ઉપરજ હતી, કારણ કે આ માંદગીથી તેણી ઘણી નાતવાન બની ગઈ હતી. શહેરે શહેર અને ગામેગામ છેલ્લાં પંદર વરશોથી જુદી જુદી નોકરીઓમાં ભટકી ભટકીને છ માસની વાતપર પેશાવર ખાતેનાં એક પારસી કુટુંબમાં તેણી બચ્ચાં રમાડવા રહી હતી. આ એક સુખી નોકરી હતી પણ જેમ બીજે અનેક ઠેકાણે બનતું આવ્યું હતું તેમ આ જગ્યા પરબી

તે કમનસીબ અબળાને તેણીની ખુબસુરતી ચામડીને લીધે ખમવું પડયું હતું. ગમે એવા કંગાળ અને ચીથરે–હાલ પોશાકમાં પણ તેણીનો સુંદર ચેહેરો સૌ કોઇનું ધ્યાન ખેંચતો હોવાથી અહીં પણ તેજ નડતલ તેણીને નડી હતી. જે શેઠને ત્યાં પેશાવરમાં છેલ્લી નોકરી રહી હતી તે શેઠનો ઉખડી ગયલો દારૂડીયો દીકરો તેને નડતલરૂપ થઇ પડયો હતો અને પૈસાનાં પ્રબળથી તેણીની વિરૂધ તેણે એક એવું કમકમાટ ભરેલું કાવતરૂં રચ્યું હતું કે જે જો અધવચ્ચે તેજ ઘરની એક ભલી ફરંગણ દાયા મારફતે પીરોજા જાણવા પામી નહીં હતે તો તેણીની નીતિનો નાશ થવા જેવો ગંભીર આમલો બની ગયો હતો. એમ હોવાથી તેણી તુરત તે ભલાં શેઠાણીની રજા લઇ તે ચાકરી છોડી ગઇ. તેજ શેહેરનાં એક એકાંત-માં માત્ર બેજ ઝુપડાં હતાં તે ઝુપડાંમાં એક કમનસીબ પેશાવરી સ્ત્રી વસતી હતી. તેણીનો ખાવીંદ એક જાણીતો બદમાશ હતો અને તેણી પર ભારે જુલ્માત વરસાવતો હતો, પણ પીરોજાની કાર-સાજીથી તે ચંડાળને ઇનસાફની ચુંગાલમાં સપડાવીને સાત વરસ દેશનીકાલની હવા ઘોરવા ગયાથી તેને તેણીએ પોતાની દાયા તરીકે માત્ર ત્રણ રૂપરડીનાં પગારપર રાખી લીધી હતી.

તે પેશાવરી સ્ત્રીનું નામ "અમાનત" હતું. તે ઘણી ભલી અને વફાદાર હતી. પીરોજા આવી વરયા પછી બીમારીથી પટકાઇ પડી. નોકરી છોડી તેણીનાં પડોશનાં ઝુપડાંમાં તે બીમારી દરમયાન અમાનતે તેની એવી બરદાસ્ત કીધી હતી કે જેવી એક સગી બેહેનથી બની નહીં શકે, જોકે તેણીએ તેને એક નોકર તરીકે રાખી હતી, પણ પીરોજા તેને નોકર મીસાલ ગણતી ન હતી.

"બાઇ, આજે હું બજારમાં ચોખા લેવા ગઇ હતી ત્યાં રસ્તાપરથી એક પારસી શેઠીયાની ગાડી પસાર થઇ તેમાંથી આ

છાપો (ન્યુસપેપર) અચબુચ પડી ગયો." પીરોજા જરા બાજરીની રોટલી અને દુધ ખાઈ રહેવા પછી અનામત બોલી. તેણીની વાતચીત અલબત ! હીંદુસ્તાનીમાં હતી. પણ અહીં વાંચનારની સગવડ માટે ગુજરાતીમાં લખાઇ છે. "મારી તે ઉપર નજર પડતાં વાર ગાડી થોભાવી તે પાછું આપવા સારૂ મેં તાલીઓ ફોડી પણ ફોકટ. તેથી હું તે ઉંચકી લાવીધું. મને લાગે છે કે એ તમારી ગુજરાતી જબાનનું કોઇ 'અખબાર' છે."

પીરોજા આ નવાઇ દુરથી જોતાંજ તેણી પામી ગઇ કે ગેલાબી રંગનું તે ન્યુસપેપર મુંબઇનું 'જામે જમશેદ' પત્ર હતું.

"એ તો 'જામે' છે. તેણી પોતાનાં ધ્રુજતાં નાતવાન હાથોમાં તે પેપર પકડતાં મન સાથ બબડી, "આજે તારીખ થઇ ૧૪ મી ડીસેમબર એની ઉપર તા૦ ૧૨ મી ડીસેમ્બર છે. ગઇ પરમદીનનું એ જામે છે. બરાબર છે. મુંબઇથી ત્રીજે દહાડે એ આજેજ મલવું જોઇયે. અરે મારાં માનીતાં પુરાણાં પત્ર જામે !" તેણી તે પત્ર ખોલતાં મન સાથ ફરીથી પટપટી "આજ પંદર પંદર વરસ થયાં તુંને નજરે કોણે જોયું છે. શુકર છે ખુદાના કે આજે તું મારે હાથ આયું ! એ ઘડી મારા બેચેન જીવને આરામ મળશે.' એમ વિચારી તેણીએ તે 'પારસી પાયોનીયર' પર એમ તેમ નજર ફેરવવા માડી. "પંદર વરસમાં જામેમાં કેટલો બધો સુધારો ? પારસીઓનું એ માનીતું પેપર જાણે દર દહાડે કુદકે ને ભુસકે વધ્યુંજ જાયેછ ! કેટલું બધું ઠોકબંધ વાંચન ! કેટલા બધા સફા. પણ સબર—ઓ ! આય શું ? ઓ માયજી !—આએ 'નવી જાહેર ખબર'નાં મથાંળાં હેઠળ હું આએ શું વાચુંચ ? "મી૦ પેસતનજી લખપતીના મોહોરદાર પીરોજાનો પત્તો જોઇયે છે ?"—ઓ મારા પાક પરવરદેગાર ! રખે મારાં બચ્ચાંઓને કોઇ અલવલ આવી

હોય !–ઓ અમાનત ! મને જલદી સરખી ઉઠાડી બેસાડરે !–ઓ –ઓ–ઓ–હવે શું કરૂં ?” એટલું બોલતાં તેણીએ તે જાહેર ખબર નીચે મુજબ વાંચી.

## મી૦ પેસ્તનજી લખપતીનાં મોહોરદાર પીરોજાનો પતો જોઇયે છે.

રૂ. ૩૦૦) નું ઇનામ.

અમો નીચે સહી કરનારાઓ જાહેર પ્રજાને નમનતાઈ સાથે ખબર આપીયે છીયે કે મુંબઇવાળા મી૦ પેસ્તનજી લીમજી લખપતી, જેવણુ છેલ્લા દોઢ દાયકાની વાત ઉપર ચોકસ પ્રકારની નાલેશી વચ્ચે આ શેહેર તજી ગયા હતા તેવણુનાં મોહોરદાર પીરોજા હાલ કયાં છે તેવણુનો પત્તો જોઇયે છે. જેઓ એ બાબે સતાદાર બાતમી અમોને લાવી આપશે તેમને ઉપર જાહેર કરેલું રૂ. ૩૦૦) નું ઇનામ આપવામાં આવશે. મજકુર બાનુની ખોળ કરવાનો સબબ એ છે જે તેમનાં એક માસી બાઇ રતનબાઇ રાવલપીંડીવાળાં શ્રી રાવલપીંડી ખાતે બુઝર્ગ ઉંમરે પોતાને પીઠે–પુઠે કોઇ પણ વર–વારેસ મુકયાં વિનાં ગયા માસની તા૦ ૨૩ મીએ મરણ પામ્યાં છે, તેવણુનાં છેલ્લાં વશિયતનામાં મુજબ તેવણુની રૂ. ૭ા લાખની તમામ સ્થાવર અને જંગમ મીલકતનાં વારેસ તરીકે મરનાર બાઈ પોતાની એકપુરી ભાણેજ બાઇ પીરોજા પેસ્તનજી લખપતીને ઠરાવી ગયાં છે. આ વસીયતને અમલમાં મુકવા માટે બાનુ મજકુરનો અમોને પત્તો જોઇએ છે.

**પીરોજશાહ અને પીટર્સન** તે મરહુમ બાઇ રતનબાઇ

રાવલપીંડીવાલાના સોલીસીટરો, મુકામ મુંબઇ, લખી આજે તા૦ ૧૧ મી ડીસેમ્બર.

હરખથી ફાટ ફાટ થતાં હૈયાં સાથ પીરોજાએ આ જાહેરખબર વાંચી પુરી કીધી તેટલાં તેણીનાં હાથમાંથી તે પત્ર સરીને જમીન પર પડી ગયું. તેણી તુરતનીજ એક મોટી માંદગીમાંથી ઉઠેલી હોવાથી તેણીનો જીવ ફરી આવ્યો. અમાનત ધભરાઇ ગેઇ કે આ અખબાર વાંચી બાઇમાં આમ અચબુચ ફેરફાર કેમ થઇ ગયો. જેથી તેણી ધભરાઇ જવાથી એક કાંદો લાવી તેણીનાં નાક આગળ ધર્યો અને ઠંડા પાણીનાં મોંપર ફટકા માર્યા. થોડીવારે પીરોજા સુધ્ધીમાં આવી.

હોશમાં આવતાં તે બનાવ પીરોજાને ફરીથી યાદ થયો. તેણીએ તે માંદગીનાં બીછાનાં પરજ તકીયા ઉપર વાંકી વળી તે મહાન બક્ષેશ મોકલવા માટે ખુદાનો ઉપકાર માન્યો અને પછીજ પોતે શી ખબર મેળવી હતી તે બાબે પોતાની વફાદાર દાયા અમાનતને વાકેફ કીધી.

"સાહડા સાત લાખ રૂપીયા?" આ શબ્દો સાંભળતાંજ તે પેશાવરી સ્ત્રી ફાટી રહી!

"બાઈ, ખુદાનો આભાર માનો. તે માલેકે તમારી નેકીનો બદલો આ રસ્તે તમોને નવાજયો છે." અનામત હરખથી ઘેલી થઇ જતાં બોલી. "પણ તમારી કમીની દાસીને ભુલશો નહીં, બા, હું તો હવે મારી જીંદગીનાં છેડા સુધી તમારી નોકરીમાંથી ખીસવાની નથી."

"કાંઇ ફીકર નહીં, અમાનત, તું મને ઘણી વફાદાર નીવડેલી છે અને હુંબી હવે તુંને છોડવા રાજી થવાની નથી."

*   *   *   *

## પ્રકરણ ૩૧ મું.
## નહી ધારેલો પરોણો.

વાંચનારને યાદ હશે કે આ વાર્તાની શરૂઆતનાં પ્રકરણોમાં પીરોજાનાં મહીરાંને લગતી જે કેટલીક વીગતો આપવામાં આવેલી છે તેમાં તેની એક માસી મા–બાપની ઉપરવારી થઇને પોતાની આપ મરજીનાં એક ધણીને પરણી જવાથી આખાં કુટુંબે તેણીને ઓવારનીવાર કરી મેલી હતી. આપ મરજીનાં લગનો સાધારણ રીતે ઘણાં ખરાં પાછળથી સુખી નીવડતાં નથી, પણ સુભાગ્યે પીરોજાંની માસી રતનબાઇનાં બાબમાં તેથી ઉલટુંજ પરીણામ નીપજ્યું હતું. જે વખ્તે પીરોજા પોતાના પહેલા ભરથાર જોડે પણ પરણેલી ન હતી અને એક કુમારીકા તરીકે મહીરાંના સુખમાં સુખી હતી તે વખતનીબી આગલ થયલો આ બનાવ હતો. પીરોજાની તે માસી મા–બાપની ઉપરવારી થઇ પોતાના મનના ધાર્યા ધણી જોડે પરણીને દુર દેશાવર જતી રહી હતી, તેઓ શરૂઆતમાં કેટલાક શેહેરો ખાતે અથડયા પછી છેવટે રાવલપીંડી ખાતે ઠર પડયાં હતાં. તેણીનો માસો એક ચંચળ જેહેનનો ગણત્રીબાજ પુરૂષ હોવાથી રાવલપીંડી ખાતે કોમીસરીએટ ખાતાનાં કંત્રાકટો લેવા લાગ્યો. પ્રથમ તેણે ન્હાની રકમથી શુંરૂઆત કરી પણ કુદરતે તેનો નશીબો બુલંદ કરવાથી તે તેમાં સાલ દર સાલ વધુને વધુ ફાવતોજ ગયો અને તેને બુઢાપો આવ્યો. આ જોડાંની કમનસીબી એટલીજ હતી કે તેમને પેટે પુઠે એક બી બચ્ચું હતું નહીં બચ્ચાંની બાબદમાં તેઓ ઘણાં કમનસીબ હતાં. માસી રતનબાઇ અસલથીજ પીરોજા ન્હાની હતી ત્યારથી તેને ચાહતી હતી અને બીજી માસીઓ કરતાં રતનમાસી જોડે પીરોજાને ઘણું લેહેણું હતું. આ "લેહેણું" માસીજીએ મરતી ઘડીએ પણ ખરૂં પાડી આપ્યું.

તેણી છેલ્લાં દશ વરશપર રંડાઇ હતી અને પોતાના ખાવીંદનાં મરણ પછી રાવલપીંડી ખાતેજ પોતાનો વખત ગુજારતી હતી. કુટુંબીઓએ તો તેણીને હમેશની ઓવારનીવાર કરેલી હતી. તેઓ તરફ તેણીને ઘણો અભાવ હતો. વળી તેણી પરણી ગયા પછીથી એક જમાનો ગુજરી જવા છતાં ફરીથી મુંબઇ આવેલી નહીં હોવાથી હાલ કુટુંબીઓમાં કોણ કોણ હૈયાત છે તે પણ તેણી જાણતી ન હતી. તેણીએ પીરોજા વિશે પાછળથી માત્ર એટલું સાંભળ્યું હતું કે તે એક ખાનદાંની અને કેળવાયલા જવાન સાથ પરણી ગઈ હતી, પણ પીરોજાનો તે પેહેલ્લો ધણી મરણ પામ્યો હતો એ બીનાથી તેણી માહીતગાર ન હતી. પીરોજા હજી પોતાના પેહેલ્લાજ પરણ્યા સંસારમાં હોવી જોઇયે એજ તેણીનું અનુમાન હોવાથી કુદરતી છે કે પેસી લખપતી જોડેનાં તેણીનાં બીજવર લગ્નથી તે તમામ બેખબર હતી. એ રીતે પોતાને પેટે પુઠે કોઇ નહીં હોવાથી રતનમાસીએ પાછળે દહાડે તેણીને પોતાની એકલી વારેસ ઠરાવી હતી. એ પણ કુદરતનો એક ભેદ અને કીસમતની એક કરામત હતી!

* * * *

પીરોજાને તેની મરનાર માસી લાખો રૂપીયાનો વારસો આપી ગઈ એ જાણી આપણે ખુશી છીયે, પણ હજી પીરોજાનાં નસીબમાં એક દુઃખ બાકી હતું અને નઝદીકનાંજ ભવિષયમાં ડોળા ઘુરકતું હતું. જામેમાં વાંચેલી પેલી જાહેર ખબર ઉપરથી જે સહવારે તેણીનાં આનંદનો પાર રહયો નહીં તેજ સાંજે તેનાં સુખનો નસીબો ફરી એકવાર સીહા થવાનું તેણીંની કમનસીબ સરજતમાં સરજાયલું હતું.

"અમાનત હવે એકુ અઠવાડયામાં તબીયત સુધરવે આપણે મુંબઇ જઇશું" એવી ખુશ ખબર તેજ બપોરે તેણી પોતાની વફાદાર દાસીને આપી ચુકી હતી. અને આવતાં સુખી ભવિષ્યનાં

સ્વપના જોતી હતી, પણ "ઇનસાન ધારેછ શું ? ને ખુદા કરેછ શું ?" એ કહેવત કોણુને અંજાણી છે ? રહી રહીને દોઢ દાહેકાનાં એક કંગાળ અને કંટાળા ભરેલા ગાળા પછી ખુદા જે દીવસે તેણી પર અચબુચ મેહેરબાન થયો અને એક મોટું સુખ તેને શોધતું આવ્યું તેજ દીવસે એક મોટું દુઃખ પણ તેણીનાં કમકીસમતમાં લખેલું હતું તેની કોણુને જાણ હતી ? વાચનાર ! તે ગેબી કુદરતનાં ગેબી ભેદ ભરમોને અદનાં ઇનસાન ક્યાંથી પહોંચી શકે ?

*		*		*

પીરોજાને વારસો મળવાની "જામે"માં ખુશખબરી વાંચીનેજ એક દીવસે તે આઠ વાગે એક નહીં ધારેલો અને નહીં ચીતેલો વિલક્ષણ બનાવ બન્યો. ડીસેમબર માસનાં દીવસો હોવા છતાં સાંજે ચાર વાગ્યાથી આકાશ પર વાદળાંઓ ઘેરાઇ આવી એક સખત તોફાન થવાની આગાહી આપતું હતું. પાંચ વાગ્યામાં તે સખ્ત પવન ફુંકવા માંડયો અને તે પછીનાં અરધા કલાકના અરસામાં મેઘરાજે ચોતરફ વૃષ્ટિ કરી મેલી. પેશાવરનાં તે એકાંતમાં ગરીબ બીચારી પીરોજા, જેણી માંદગીને બીછાંણે પડેલી હતી તેણી આ મામલો જોઈ ઘભરાઇ ગઇ. દાસી અમાનતે પોતાની બાઇને સરદીથી બચાવવા માટે ઝુપડાંમાં એક સગડી સળગાવી અને આગલાં તથા પાછલાં બારણાં બંધ કરી સાંજનું ખાણું ખાઇ લઇ તેઓ તે અચબુચ નીકળી આવેલાં તોફાનને લગતીજ વાતો કરતાં બેઠાં હતાં. જેમ જેમ વખત વધતો ગયો તેમ તેમ બાહેર તોફાન વધતુંજ જતું હતું. જાણે ચોમાસાનાં દીવસો હોય અને એકાદ મોટું નક્ષેત્ર બેઠેલું હોય તેમ ધોધમાર વરસાદ વરસ્યો જતો હતો.

આસરે આઠેકને અમલે તેઓ હજી વાતચીત કરતાં બેઠાં છે તેટલાં તેમની ઝુપડીનાં બારણાં પર કોઇનાં ટકોરા વાગતા

સાંભળ્યા. પ્રથમ અમાનતનું અને તે પછી પીરોજાનું તે ઉપર ધ્યાન ખેંચાયું, પણ વરસાદને લીધે પવનનાં સોસવાટા બારણાને લાગતા હશે એમ ધારી તેઓએ ધ્યાન આપ્યું નહીં, પણ જરા વારે "ખુદા ખાતર હું ગરીબનો કોઇ બેલી થાઓ–હું આ સખ્ત તુફાનથી મરી જાઉંછું–રક્ષણ! રક્ષણ!" એવો ઉંડો સાદ સાંભળી તે બેઉ સ્ત્રીએ ।ચમકી!

"બાઇ સાહેબ, તમે સાંભલ્યું કે? કોઇ બીચારૂં આપણું રક્ષણ ઇચ્છે છે!" દાસી અમાનત બોલી ઉઠી. "યા અલ્લાહ! રખે આ તુફાનમાં કોઇ ગરીબ ફસી પડયો હોય?"

"હા, અમાનત, મેં બી સાંભળ્યું. પણ આપણે એવી ભયબીત રાતે બારણું એકદમ કેમ ખોલીયે? નહીં, જરા સબર કર–ફરીથી પાકી તપાસ કીધા વગર—"

હજી તો તેણી આટલું બોલે છે તેટલાં બાહેરથી એક બીજો ડરામણો સાદ સંભળાયો. "અરે હું મરી જાઉંછું–દયા કરો અને મને અંદર લો!"

પીરોજાની દયાળું લાગણી હવે થોભી શકી નહીં. પાક ખુદાની યાદ કરી તેણીએ અમાનતને ઝટ બારણું ખોલી તે કોઇ દુઃખી પ્યારા જીવને અંદર લેવા ફરમાવ્યું.

આ હુકમ સાંભળતાંજ અમાનત બારણું ઉઘાડી તે કમનસીબ આદમીને અંદર લઇ આવી.

"ભાઈ, તમે કોણ છો?"

"હું જમાનાની ગીરદેશીથી ઘેરાયલો, વરસોથી હેરાન અને પરેશાન થયલો એક ગરીબ બુઢ્ઢો છું, બેટી!" પેલા શખ્સે અંદર આવતાં જવાબ આપ્યો.

## અજાણ્યા ભેદી મર્દ.

એક પતરાંનો ડબ્બો તે ઝુપડીમાં ઝીણી આંચે બળતો હતો.

તે કોઇ મુસલમીન જેવો જણાતો હતો. માથે ફૈટો, આંખપર ચશ્મો અને હાથમાં એક જાડી લાકડી હતી. તેની દાઢી પાકેલી હતી. તેનાં કપડાં વરસાદથી તરબોળ ભીંજાઈ ગયલાં હોવાથી ટપટપ થતાં હતાં. તે ઠંડીથી ધ્રુજતો હતો.

"ગરીબ બીચારો!" પીરોજા તેને જોઇ ખાટલી પર બેસતાં મનમાં પટપટી. "એ કોઇ બુઢ્ઢો બાપડો આજના તુફાનમાં ફસી પડેલો લાગે છે. સારૂં થયું કે એને આપરે અંદર લીધો, એમ વીચારી તેણે અમાનતને ફરમાવ્યું ! "અમાનત, એ બીચારાને આએ સગડી આગળ બેસાડ કે જરા દીલમાં ગરમી—"

હજી તો પીરોજા આ વાક્ય પુરો કરે છે તેટલાં તેણીનો સાદ સાંભળી તે બુઢ્ઢો ચમકીને એક ચીશ પાડી ઉઠયો.

"ઓ ! એ કોણ ? પીરોજા ?" તે એકદમ ગુજરાતીમાં બોલી પડયો.

વિજળીનો એક ઝટકો લાગ્યો હોય તેમ પીરોજા આ શબ્દો સાંભળી ખાટલી પરથી છલાંગ મારી ભારે ગભરાટ વચ્ચે ઉભી થઇ.

"અરે, તમે કોણ છો ? દેખીતી રીતે તમે કોઈ મુસલમીન દેખાઓ છો ને ગુજરાતીમાં કેમ બોલોછ ? તમે એ કોણનું નામ વાપરયું ? મારા ખુદા ! આએ શું ભેદ છે ?"

તેજ પળે જાણે કુદરત તે ભેદનો ભરમ ભાંજવા ઇચ્છતી હોય તેમ અમાનતે મુકેલા થોડા કોલસા પેલી સગડીમાં એકદમ ભડકું લઇ ઉઠયા અને તે બળતાંની રોશનીમાં પેલા બુઢ્ઢાએ ફરીથી પુછ્યું "પીરોજા ! મારી પીરોજા ! તું અહીં ! આએ ખુણામાં ? આએ એકાંતમાં" આએ દશામાં ?

"પણ તમે કોણ?"

"ઓ મારા ફરેસ્તા ! શું તું હજી મને પીછાણી શકી નથી?" તે બુઢ્ઢાએ હેરતની આંગળી દાંતમાં પકડતાં અજાયબી બતાવી "ત્યારે લે, આએ જો, હું કોણ છું તે !" અને એમ બોલી માથાંપર વીંટાલેલો લાલ કકડો, કાળો ચસમો અને નકલી દાઢી એક તડાકે ઉરાડી નાખી તે અજબ જેવો ભેદી પુરૂષ તેણીની સામે જાહેર થયો.

"પેસી ! ઓ પરવરદેગાર !" અને એમ બોલતાંની સાથ તેણી જમીનપર પટકાઇ પડી બેફામ બની ગઇ !

પણ બીજી તરફ શું બન્યું ? તેજ સ્થીતિ પેલાની પણ થઈ. આ વખતે અમાનતનાં ગભરાટનો પાર ન હતો. તે બાપડીને તો આ મુંગો પેન્ટોમાઇમ કાંઇ સમજ્જ પડતો ન હતો ! તેણીએ ઝટ પોતાની બાઇને હુશીયાર કરવાના ઉપાયો લીધા અને ખુદાની બક્ષેશથી તેણી પાછી જલદીજ હોશમાં આવી.

આ વખતે કુમનસીબ કંગાળ જમીન પર ચતોપાટ પડેલો હતો—તેનાં મોહડાંપર ફીણુ આવી ચુકયું હતું !—જે ઘડી જાય છે તેમાં ગોયા તે અજલને આધીન થવાનો હોય તેવાં ખુલ્લાં ચીન્હો જણાતાં હતાં. બદમાશ પેસીજ હતો. એક પ્યારી પરણેતર સાથ નીચમાં નીચ ચાલ ચલાવી તેણીને દુનીયાંની દયાપર તરછોડી જનાર તે કમીનો કંગાલ તેણીનો ભરથારજ હતો !

વાંચનાર પુછશે કે તે તો વીલાયત ન્હાશી ગયો હતો તો અહીં ક્યાંથી ફુટી નીકળ્યો ? તેનો ખુલાસો કરવાની અહીં જરૂર છે. પાપીઓ આખરે પોતાને પાપે પડે છે. પાપ બોલતું નથી પણ બોળે છે. પેસી—નાલાયક પેસી—ને પણ અંતે તેજ નતીજો મલ્યો હતો. આલમખાનની આલાં સાથ ન્હાસી જવા પછી અને પીરોજાને

વિલાયતમાં હાથ તાલી આપી છટકી જવા પછી ભાગ્યે પાંચ વર્ષ તેણે સુખમાં કાઢયાં હોય કારણકે "કુર ને જો" અહીંનું અહીંજ છે. પેલી આલમખાનની આલાં એક દુનીયાંથી ઉખડી ગયલી નિરલજ દુકતી હતી. તેણીને લીધે મુરખ પેસીએ સુખી સંસારનું નખ્ખોદ વાળવાની હેમાકાત બતાવી હતી. પણ અંતે તે લુચ્છાને નતીજો શું મલ્યો ? આલાંની બેવફાઈ! વાંચનાર! તું ચમકીશ નહીં. જેઓ પોતાનાં ને બેવફા નીવડે છે તે તો પારકાઓની પ્રીતિમાં પણ બેવફાઈજ મેળવે છે. કમબખ્ત પેસીનો હાલ તેજ થયો. પીરોજાને હાથતાલી આપી તે બાંગડ તેણીની સાથે જરમની તરફ નહાસી ગયો હતો, પણ પાંચ વર્ષમાંજ આલાં તેના પ્યારથી ધરાઇ ગઇ. તે છકેલ છોકરીને હવોયુરોપનીજ મોહીની લાગી હતી. તેણી સારી પેઠે જાણતી હતી કે પોતાની હૈયાતી દરમ્યાન તેને પાછું મુંબઇ કે પુનામાં મોં બતાવવાનું ભારી થઇ પડનાર હતું તેથી તેણી પેસીનેબી આખરે બેવફા થઇ. જરમનીમાં પેસીનાં જે જવાનયા મિત્રો થયા હતા તેમાંનો એક આલાંની ખુબસુરતી પર મોહિત થયો અને તેણીનો પ્યાર જીતવાને પણ નસીબવાન નીવડયો, જેથી બન્યું એમ કે તે બન્ને જણાં એક રાતે પેસીને ઉંઘતો છોડી ગુપચુપ અમેરીકા તરફ વટેણાં વાવી ગયાં. તે નાપાક આટલુંજ કરીને રહી નહીં. પણ પેસી પાસે જે માયા પુંજી હતી તે તમામ સાથે લેતી ગઇ, જેથી પેસી પરાયા પ્રદેશમાં બીજીજ સહવારે રખડી રહયો ! પોતાની પ્યારી પરણેતરને દીધેલા જાલેમ દગાનો નતીજો તે કુદરતે આ રીતે દેખાડયો. તે નાપાક આલાં તેનાં ગુજરાણ માટે પણ કાંઇ મુકી ગયલી નહીં હોવાથી તેની દશા બહુ બદતર થઇ પડી. પોતાની સ્થીતિનો હવેજ ખ્યાલ થયો. આ કંગાળ અવસ્થામાં મેહનત મજુરી કરીને રખડતા હાલે તેને

પોતાનું ગુજરાણુ કરવું પડયું. જે ધણી મેહલમાં સુનારો અને અમીરી જીંદગી ભોગવનારો હતો તે એક બદચાલ ઓરતનાં ફાંદામાં ખસ્તેખુહાર થઇ, પૈસા ટકા અને આબરૂ ઇજતથી ઉઠી જઇ એક ભીખારી પેઠે રસ્તે રજડી જાહેર બગીચાઓની પાળ પકડી જાહેર ચોગાનનાં રસ્તાઓ ઉપર સુવા લાગ્યો. એવી કંગાળ સ્થીતિમાં વરસો સુધી રખડીને તે ભીખારી હાલતે એક સ્ટીમરપર ખલાસીનું કામ બજાવવાની શરતે મુંબઇ આવ્યો અને ત્યાં છુપી તપાસ કરતાં પીરોજાનો પત્તો નહીં મળવાથી શહેરે શહેર રખડતો પેશાવર તરફ આવી પુગો. તેની સરજત તેને અહીં લઇ આવી. સુખ દુઃખનો અંત તો હોય છેજ તેમ હવે તેનાં દુઃખનો આ છેલ્લો દહાડો હતો કે જ્યારે આપણે ઉપલાં ચિત્રમાં તેને પીરોજાની ઝુપડીમાં મોહડે ફીન આવેલા એક મરતાં માણસની કંગાળ સ્થાતિએ પડેલો જોયો છે.

પીરોજા સુધીમાં આવ્યા બરાબર તેણીને પોતાના નાલાયક ભરથારની અત્રે થયલી હાજરીની યાદ થઇ. તેણી ધસારાબંધ ઉઠી અને પેલી સળગેલી સગડીનાં પ્રકાશ વચ્ચે તેણીએ શું જોયું ? એક વારનો તેણીનો તે બાદશાહી સુખ ભોગવનારો અમીર ધણી પોતાની નાલાયક ચાલ માટે અંતઃકરણનાં પસ્તાવાથી પસ્તાઇને ખુદાની બાપોકાર મારી આહતો હતો !

તેણે મોહડે ફીણ આવી જવા છતાં તેના ઉચ્ચારો સરળ અને ખુલ્લા હતા. "ઓ પીરોજા—પીરોજા ! દયા કર ! મેં તારી સાથ નીચમાં નીચ ને નાતરસ ચાલ ચલાવીછ, કે જેવી કોઇબી ભરથારે પોતાની મોહરદાર સાથ ચલાવી નહીં હોય !" તે કગળીને કાલાવાલા કરતો બોલ્યો. "મને તેની પુરતી સજા થઇ ચુકેલી છે. તુંને દુઃખી કરીને હું સુખી નથીજ થયો. મેં મારી તમામ આપવીતી એક કાગજ પર લખીને આએ છાતી પર બાંધેલી છે

તે તું મારા મુવા બાદ વાંચજે. ખુદાને ત્યાં ઇનસાફ સાચો છે એમ હું હવે મારી આવી પહોંચેલી મરતી ઘડીએ બોલું છ. હું જીવવાનો નથી—હું હવે બચવાનો નથી. મેં સખતમાં સખત મુસીબતોને ભુલાવી નથી. હું કદાચ હજી થોડા દાહાડા વધુ જીવતે પણ ખુદરતને તે મંજુર નહીં હશે તેથી મને આએ ઝુપડી તરફ દોરવ્યો. તું અહીં એવી કંગાલ સ્થીતિમાં છે એ જોઈ મારૂં હૈયું ફાટી ગયું છ. હું અહીંથી હવે ઉઠવા પામવાનો નથી. પીરોજા—પ્યારી પીરોજા! દયા કર ને તારો ફરેસ્તાઇ હાથ મારા હાથમાં આપ. એટલીજ મારી અરજ છે તે તું મારે વાસ્તે નહી તો ખુદાને વાસ્તે કબુલ કર !"

વાંચનાર ! હવે પીરોજાની ધીરજ રહી નહીં. તેણી હરણુ-ફાળ થયલી તે મરવા સુતેલા માણુસનાં આંગપર વાંકી વળી અને ઝટ જમીન પર બેસી જઈ તેનું માથું પોતાના ખોળામાં મુકયું. આ વખતે તેણીની છાતીમાં દુઃખના જે અનીવાર્ય ઉછાળા થતાં હતા તે વર્ણવવાની આ અદના કલમમાં તાકાત નથી. ગમે તેવો હતો પણ તે તેણીનો પરણ્યો ધણી હતો. પીરોજા આ સ્થીતિ જોઇ સખ્ત થઇ નહીં. તેણે તુરત તેની માંગણી મુજબ પોતાનો હાથ આપ્યો, જે તેણે ધુજતી અદાથી પોતાની આંખ સાથ લગાડયો અને તેણી તરફ એક એવું દયામણું મોં કીધું કે તે કમનસીબ અબલાથી હવે થોભાયું નહીં.

તેણી રડી પડી—એક બચ્ચાં પેઠે રડી પડી–તેણીને ધસાંધસ રડતી જોઈ અમાનત પણ રડવા પડી.

"ઓ, પેસી ડીયર, એ આપણી કેવી સરજત ! એક વખતે આપણું જોડું કેવું સુખી હતું ?–"પણ પેસી હવે પોતાની શુદ્ધિ લગભગ ખોહતો જતો હતો–તેનાં ડોળા ઉંડા જતા જણાતા હતા અને તેનાં હાથ પગમાં તાણુ આવતી હોય તેમ લાગ્યું.

"અમાનત—જરા દુધ લાવ !" એક હરણી કાંપે તેમ કાંપતી પીરોજાએ થોડું દુધ મંગાવી તેનાં મોંમાં રેડયું, પણ પેસી—કમબખ્ત પેસી, તે ગળી શકયો નહીં. તે ગોયા પોતાની મોહોરદારની ગોદમાંજ મરવા આવ્યો હોય તેમ દર પળે દબાતો જતોજ હતો.

"ઓ પેસી, એ તમે શું ગજબ કરોછ ?"

"થ—થ—થ—થ—થઇ ચુકું—પી—પી—પીરોજા ! થ—થ—થ—થ—થઇ ચુકું. મારાં બ—બ—બ—ચ્ચાં—મારી વ—વ—વ્હાલી !—ત—ત—તમોને છેલ્લી સલામ ! મારી કીધા કુ—કુ—કરણીની સ—સ—સજા હું પુ—પુ—પુરતી જોઇ ચુકોછ. હવે એકુજ ઉ—ઉ—ઉમેદ છે. બ—બ—બોલ—પી—પી—પીરોજા—બ—બ—બોલ ! તેં મ—મ—મને—મને—મા—મા—મા—મા માફ કીધું ?"

"માફ કીધું—માફ કીધું, મારા જાન' મેં તમોને બધું માફ કીધું" પીરોજાએ મોટે સાદે તેનાં કાનપર વાંકી વળી કહી સંભળાવ્યું.

તે મરતા માણુસનાં ચહેરાપર કાંઇકિ ખુશી ફેલાયલી જણાઇ અને બીજીજ પળે લોહીનું એક ગચકલું ઓકી તેણે પોતાનો પ્યારો પ્રાણ પોતાના પેદા કરનારને સ્વાધીન કીધો !

ઓ તે કરૂણાજનક દેખાવ ! ખુદા તેવું દુઃખ કોઇ સાત ભવનાં વેરીનેબી ના બતાવતો !

---

## પ્રકરણ ૩૨ મું.

## આખરે થયલી સચાઈની ફતેહ !

બીજી સહવારે રૂતુ પણ શાંત થઈ ગઇ. પીરોજાના પેગામથી પેશાવરમાં વસ્તા બે પાંચ પારસીઓની મદદથી પેસી લખપતીની

લાસને, તે પાકદામન મોહોરદારના છાતી ફાડી નાખનારાં કલ્પાન્ત વચ્ચે, તેજ ઝુપડીનાં પાછલા ભાગમા જુમીદા કરવામાં આવી.

આ દુ:ખદાયક સમાચાર તે અભાગણી અબળાએ તાર મારફતે દીનામાય દાવરપર મોકલી આપ્યા અને પેસીનાં આગલાં સાસુ સસરાને વાકેફ કરવાની તથા તેની જલદીથી ઘટતી ક્રીયા કરવાની વીનંતી કરી તેજ સાંજે તેણી મુંબઈ ઉપડી ગઈ.

પેસીનાં મરણ પછીનાં ત્રીજે દીવસનાં રોજીંદા પત્રોમાં મરત્યુકની ટીપમાં નીચલી ખબર છપાઇ:—

## પેશાવરથી તારમાં ખબર આવી.

પેસ્તનજી લીમજી લખપતી તે નરીમાન પેસતનજી લખપતીનાં બાવા અને મરહુમ શેઠ બહમનજી એહેલી હોમજી તથા શેઠ અરદેશર ગુસ્તાદજી શેઠનાંનાં જમાઇ—ઉ. વ. ૫૯.

પેસીની છાતી પરથી મલેલા તેની આપવીતીનાં કાગલને કમનસીબ પીરોજાએ લોહીનાજ આંસુઓ વરસાવીને વાંચ્યું એમ કહેવાની કાંઇ જરૂર છે? તેણી મુંબઇ શહેરમાંથી જેમ ગઇ હતી તેમ દુ:ખથીજ પાછી ફરી. દોઢ દાહેકાના તે દેશવટાએ મુંબઇ શાહેરમાં કાંઇ અજબ ફેરફાર કરી નાખ્યો હતો. નહાનો નરીમાન હવે મોટો થયો હતો અને ૨૫ વરશની નવ જવાન ઉમરે કોલેજનાં એક પ્રોફેસરનાં પોસ્ટ પર ૯૦૦ રૂપયાના દરમાયાએ સરકારી નોકરીમાં દાખલ થઇ ચુકયો હતો. પીરોજાની સાવકી દીકરી આલાંનાં મમાઇ—મમાવા ખુદાની મેહેરથી હજી સલાંમત હતાં. તે ભલાં બુઝર્ગ જોડાંએ તેની પાછળ ઘણી ઝહેમત ખેંચી હતી. પીરોજા જોકે ધણીનાં સોગમાં હતી પણ પોતાના નાના નરીમાનનાં બુલંદ નસીબાને એવો બખ્તાવર જાણી તેણીનાં હરખનો પાર રહયો નહીં. પેસીનું દશમું વીતાં પછી રતન માસીના વારસાને લગતી

હકીકત તેણીએ સરવને જાહેર કરી અને એક સોલીસીટરની મહેડી મારફતે તેનો કબજો મેળવ્યો.

હવે તેનાં દીલની એકજ ઉમેદ બાકી હતી, જે બેટા ફીરોઝનાં આવી પુગવાને લગતી હતી. દીનામાય દાવરથી તેણી જાણીને સંતોષ પાંમી હતી કે પહેલાં દશ વરશ ફીરોઝ તરફનાં કાગળો અચુક મલતાં નહીં હતાં, પણ પાછલાં પાંચ વરષથી તે દર મેલે કાગલો લખયો જતો હતો. તે કાગળોનો એક ઢગનો ઢગ તેવણે પીરોજાને કાઢી આપ્યો, કે જે હરખ અને દુઃખની ભેગી લાગણી સહીત તે દુઃખી માતાએ ચીપી ચીપીને વાંચ્યો. ફીરોઝનાં દરેક કાગળમાં પોતાની માવતરને માટે પરીયારો કરેલો હતો અને તેણી જ્યાં હોય ત્યાં સુખી રહે એવી દુઆ ઇચ્છેલી હતી.

પીરોજાએ પેસીનો શોક એક વરસ સુધી પુરતી ગંભીરતાથી પાળ્યો. તે પછી તેણી વાલકેશવર તરફ ખરીદેલા પોતાનાં એક ખાસ બંગલામાં નરીમાન, દીનામાય દાવર અને તેમનાં વહુ—દીકરાં જોડે વસવા ગઇ. દીનામાય દાવરે તેણીને અસલથી ચાહી હતી અને આજ સુધી તેવણ તેને ચાહતાં હતાં જેથી પીરોજાએ હવે પોતાનો સુખી વખત આવેલો જોઈ તેવણને વીહલાં મુકયાં નહીં.

"માયજી, જે કંઇ મારૂં છે તે તમારૂંજ છે એમ સમજી મારી સાથે તમે આવી વસજો" એ પીરોજાનું કહેવું હતું. "તમોને હું મારાં સગાં માવતર માફક ચાહવસ."—અને વગર શકે પીરોજાએ પોતાનું તે બોલવું હંમેશ સુધી પાળ્યું.

પેસીની વરસી વીતા બાદ એક મહીનો પસાર નહી થયો તેટલાં પીરોજાનો વડો દીકરો ફીરોઝ પોતાનાં મીત્ર જમશેદ ખસુખાં જોડે મુંબઇ આવી લાગ્યો. તે જવાન હાલ ૩૩ વરસની ભરજવાનીએ પુગ્યો હતો અને મુંબઇ ગયો તે કરતાં આવ્યો તે

વખતે તેનો દેખાવ એક ઉમરાવી તોરનાં ગ્રહસ્થ જેવો હતો, જે જોઇ પીરોજાનાં હઈયાં હરખાઇ ગયાં. પીરોજાની સાવકી દીકરી આલાં આટલા અરસામાં ત્રણુ બચ્ચાંની માતા થઇ ચુકી હતી. તેણીનાં મમાવાએ ફીરોઝ ઓસ્ટ્રેલીયા ગયો ત્યારે કરેલી અટકળો ફીરોઝનાં બાબમાં ખરી પડયા વીનાં રહી ન હતી. ફીરોઝ ત્યાં ખાલી હાથે એક નાની પુંજીનાં આધારપર ગયો હતો પણુ પંદર વરશે પાછો ફરયો ત્યારે એક મોટી દોલત ઘસડી લાવ્યો હતો. તે બેઉ મીત્રો કોઈ સારે ચોઘડાયે મુંબઇથી આસ્ટ્રેયા તરફ ગયા હતા, કાંકે તેમનાં હકમાં તે સફર ઘણી સુખદાયક અને બલાઇકારક નીવડી હતી. જમશેદ કરતાં ફીરોઝ વધુ દોલત ભેગી કરી શકયો હતો. તેઓ પ્રથમ એક સોનાની ખાણુમાં સાધારણુ કલાર્ક તરીકે નોકરી રહયા હતા, પણુ પછી રફ્તે રફ્તે મેનેજર થવા પામ્યા હતા. બે પાંચ વરસ સુધી ફીરોઝને અને જમશેદને જુદું વસવું પડયું હતું, કારણુ કે તેમનાં માલેકો જુદા જુદા ધણી હતા. ફીરોઝ જે આસ્ટ્રેલીયન માલેકની નોકરીમાં હતો તે એક દયાળુ જીગરનો અને પ્રમાણીક ગ્રહસ્થ હતો. ફીરોઝે શરૂ-આતથીજ તેનો ચાહ જીતી લીધો હતો. રફ્તે રફ્તે તે તેનો એટલો બધો માનીતો થઈ પડયો કે એક પેટનાં દીકરા મીસાલ તે બુઝર્ગ ગ્રહસ્થ તેની ઉપર મહેરબાન થઈ પડયો હતો. તેમાં એક જાણુ-વાજોગ બનાવ એ બન્યો કે તે ગ્રહસ્થનો એક દીકરો હતો તે પણુ સોનાની ખાણુનાં ધંધામાંજ પડેલો હતો. કમનસીબે તે બાપ દીકરા વચ્ચે ભારે અણુબનાવ હતો. એક પ્રસંગે તે સરકશ છોકરો બાપ જોડે હોજાતોજી થતાં ભરેલી રીવોલવર લઇ તે બુઢા ગ્રહસ્થ ને જીવઠાર મારવા સારૂં ધસી આવ્યો, પણુ તે ભયભીત પ્રસંગે ફીરોઝ પોતાની જીંદગીની પરવાહ કીધા વીના પોતાના બુઝર્ગ

શેઠનાં બચાવમાં આગલ પડી તે ખુની બેટાનાં હાથમાંથી તે રીવોલવર છોડવી લઈ તેને ત્યાં ને ત્યાં ગીરદાપેચ કરી નાખવામાં ફતેહમંદ નીવડવાથી તે દીવસથી પીરોઝનું માન ઘણું વધી ગયું હતું. એ ગ્રહસ્થ, પીરોઝ મુંબઈ આવવાની એક વરસ આગમચ મરણ પામ્યો ત્યારે, પોતાનાં વીલમાં પીરોઝની તે કીમતી સેવાની કદરદાંની કરવાને ચુકયો નહી. આ કદર કાંઈ જેવી તેવી ન હતી. તે ૧૦,૦૦૦ ગીનીની એક મોતેબર બક્ષેશ હતી !

એ રીતે આપણી પીરોજા આ દોરંગી દુનીયાંનાં સેંકડો દુઃખો જોઈ વલયા પછી આખરે પોતાના બબે દલેર બેટાઓનાં સુખમાં સુખી થઈ. પોતાની જીંદગીમાં બબે ધણી થવા છતાં ધણીનું સુખ તેણીનાં નસીબમાં હતું નહી, પણ કુદરતે તેનો બદલો તેને તેનાં બચ્ચાંઓનાં સુખમાં અંતે વાળી આપ્યો. યાદ રાખજો, ઓ વાંચનાર ! કે દુનીયાં ગેરઈનસાફથી ભરપુર છે, પણ દાદારની દરબારમાં ઇનસાફ સાચ્ચોજ છે. બુરાંઓ પોતાના પાપે પડયા વીનાં રહેતાં નથી. નેકી અંતે ખીલ્યા વીનાં રહેતી નથી. ચાલો, સાહેબજી !

